# એક અસાધારણ તક.

ભાગલ્યાની વર્ત્તાઓ સસ્તી મેળવવાનિ એક અસાધારણ તક.

---

| | | | |
|---|---|---|---|
| શાહુચોર રૂપ્યા | ૨-૮-૦ | શયતાનનો સાથી | ૧-૧૨-૦ |
| મેહરતનું બુલબુલ ,, | ૧-૧૨-૦ | બાગલ્યા માળા ન. ૧ | ૧- ૮-૦ |
| વાર્તા મોળા ,, | ૦-૧૨-૦ | ,, ,, ૨ ,, | ૦-૧૨-૦ |
| મોતી ગૌરી ,, | ૨-૦-૦ | ,, ,, ૩ ,, | ૦-૧૨-૦ |
| લુપીનની લાહેરી ,, | ૧-૮-૦ | મોતી ગૌરી | ૨- ૦-૦ |

આ પોણાપંદર રૂપ્યાનો દસ વાર્ત્તાનો લોટ રેલ્વે પારસલથી ફકત રૂપ્યા દસમાં આપવામાં આવશે. પેકીંગ, રેલ્વે ચાર્જ જુદું.

આ સેટનાં ઘણુજ થોડા નંગ બાકી છે. સ્ટોકમાં હશે તેટલા આપવામાં આવશે.

મેનેજર—ગુલશન પ્રિંટિંગ વર્કસ, નવસારી.

# સસ્તી માસિક ગ્રંથમાળા.



નીચલા લાભો મળશે.

૧ માસિકો તો ઘણાં નીકળે છે ને લાંબી ટુંકી વાર્તાઓ આવે છે પણ અધુરી વાર્તાઓના ખ્યાલ વાંચકોને હોય છેજ.

૨ લંબાણ થતાં પ્લોટ ભુલાઇ જાય છે ને કહી અધિપતિ વા અધુરે છોડે છે.

૩ અંકો અનિયમિત મળે છે ને કોઇ વાર ખોહવાયલા અંક વાર્તાનું રહસ્ય ખુંચવી લે છે.

આ કારણે ઉપલા સહાસ કર્યો છે.

તમારે ફકત એક કાર્ડ લખી તમારૂં નામ નોંધાવવું પુસ્તક તઇયાર થતાં પોસ્ટ ખરચ લીધા વિના **મુળ કીંમતે** તમોને વી. પી. થી રવાના થશે.

આ વાર્તાઓ બંગાળી, મરેઠી, હિન્દી ઉર્દુ વગેરેના ઉત્તમ પુસ્તકોમાંથી આવશે.

તમો નામ નોંધાવી તમારા મિત્રને જણાવશો.

સૌથી સહેલો ને સસ્તો ઇલાજ

લખો—

## શેઠ નથુભાઇ ગુલાલચંદ.

પોસ્ટ બેટ શંખોદ્વાર—જીલ્લો, ઓખામંડળ કાઠીઆવાડ.

# ગુલશન.

# Gulshan.

( પુસ્તક ૬ ઠું ) ફેબ્રુઆરી-માર્ચ ૧૯૨૫ અંક ૨-૩

## સાકર્યું.

# બે બોલ.

જાન્યુઆરી અંક ખાસ કરીને હિંદુ સ્ત્રી લેખકોના લેખથી સુશોભિત કરી આ અદના માસિકે જે પહેલ કરી છે તેને દરેક ઠેકાણેથી હર્ષ સહિત વધાવી લેવામાં આવી છે તે જાણી ખરેજ સંતોષ ઉપજે છે આ અદના માસિકે જે સહાસ ઉઠાવ્યો છે તેની યોગ્ય કદર બુઝાતાં તે પોતાના આ કાર્યમાં આગળ વધતુંજ રહેશે એમ ખાતરી આપવાની મને કશી જરૂરત જણાતી નથી પહેલી, ફ્‌તેહથી ખુશ થઇ હવે પછીના આ ખાસ અંકોને વધુ ફ્‌તેહમંદ કરવા બનતુ કરવામાં આવશે અને તે માટે આ વતા પતેતી અંકનું ઇજન બ્હેન થેલમાને અત્યારથીજ હમો કરીશું

અનિવાર્ય રોકાણ લીધે તથા ચોકસ સંસારિક જંજાળોને લીધે તેમજ પોસ્ટલ રજીસ્ત્રેશન નંબરને થયલી ઢીલને લીધે જાન્યુઆરી અંક મોડો બહાર પડયો હતો અને જો કે પહેલા જાન્યુઆરી અને ફેબ્રુઆરી અંક ભેગો પ્રગટ કરવાનો વિચાર થયો હતો પણ તે દુર કરી આ જમશેદી નવરોઝ અંકને મોટો કરવામા આવ્યો છે. આ અંકને ચિત્રોથી શોભિત કરવાનો વિચાર હતો પણ ફકત ત્રણ ખાસ અંકોનેજ વધુ ચિત્રોથી સુંદર કરવાનું આગમજથી નકકી થયલું હોવાથી આ અંકના કવરના ફોટોગ્રાફથી સંતોષ લીધો છે. ચાલુ અંકથી શરૂ થયલી ઝેહરેકાતીલ તરફ મારા વાંચકોનું ખાસ લક્ષ ખેંચીશ એક પારસી સંસારી ચાલુ વાર્તા શરૂ કરવા ગને ઘણી તરફથી માંગણી થઇ હતી અને જો કે મારી પોતાની એક ચાલુ વાર્તા છે છતાં બ્હેન ધન દારૂખાનવાળા (ડેઝીબેલ) ની વાર્તા ખાસ પસંદગી પછી શરૂ કરવામાં આવી છે. આ વાર્તા મારા વાંચકોની પસંદગી જરૂરજ પામશે એવી મને પુર્ણ ઉમીદ છે.

જાન્યુઆરી અંકમાં આ અદના માસિક તેમજ બીજા ભાઇ બંધોને ઠગી ગયલા કારગાઓ—"વિજગીક વિંટી" વાળાઓ—કેવા ફેરે પુગ્યા હતા તે હુ જણાવી ગયો છું. પાપ બોલતુ નથી પણ બાજે છે. એ પૈસાની વિંટીના રૂપ્યા ૬૪) સુધી લોની સરકશી કરનારા હરામખોરો અંતે ઇન્સાફની ચુંગાળમાં સપડાઇ પોતાના પાપમાં ડુબ્યા છે. આ કકરઘસ જાહેર ખબરીએ આ માસિકને તેમજ બીજા ભાઇબંધોને ખરેજ અભ્યાસ કરવા જોગ પાઠ શીખવ્યો છે જથી હવે જાહેર ખબરો પ્રગટ બહુ સંભાળ ભર્યો વિચાર કરવાની દરકને ફરજ પડયા વિના રહેશેજ નહિ.

આ અંક સાથે જોડેલા કાર્ડ તરફ મારા વાંચકોનું ખાસ ધ્યાન ખેંચવાની જરૂર જોઉ છુ ભેટનાં પુસ્તક માટે જે યોજના કરવામાં આવી છે તે જો કે ભારે ખર્ચાળુ છે છતાં અહારોને તો ખેંચાણકારક થઇ પડયા વિના રહેશેજ નહિ. ગુલશનની તવારિખમાં આ માસિક મારે હસ્તે આવ્યા બાદ ભેટનું આવું ખર્ચાળુ પુસ્તક આપવાનો પ્રસંગ બીજો છે શાહુચોરનું ગોદું પુસ્તક આપ્યા પછી તેવુ મોટુ કિમતી પુસ્તક આપવાનો પ્રસગ બીજો આવ્યો છે.

તે વખતે ફક્ત એકજ પુસ્તક આપવામાં આવ્યું હતું પણ આ વખતે તો ત્રણ સારમાંથી પસંદગી આપવાનો પ્રસંગ આવ્યો છે. આ અસાધારણ તકનો લ્હાવો ફક્ત થોડો વખત મારિજ આપવામાં આવશે. તા૦ ૩૦ એપ્રીલ પછી ત્રણ ચાર પુસ્તકમાંની પસંદગી પડતી એંથી લેવામાં આવશે અને જે નક્કી થશે તેજ પુસ્તક ગ્રાહકોને આપવામાં આવશે. જેથી આ નાગિજ કામની પુસ્તકોનો ઉપાડ બહુ ઝડપથી થતો રહે છે. તા૦ ૩૦-૪-૫૫ સુધી મારાં પુસ્તકોનું છૂટક વેચાણ બંધ રાખવામાં આવશે અને તે પછી તે માટે યોગ્ય તે પ્રબંધ રહેશે.

---

મારું આ વિવેચન ખતમ કરતા પહેલાં એક પવિત્ર ફરજ બજાવવાની છે. સામેરના પેજ પર છપાયલી મરહુમ મી૦ મહો-ફરામજી લાકડાવાળાની છબી આ દુખી ઉમરમાં કોઈક અનન્ય ભાવો ઉત્પન્ન કરે છે. મરહુમનો જન્મ ઇ. સ. ૧૮૪૯ થયો હતો અને તે વખતની મેટ્રીક સુધીનો અભ્યાસ કરી મરહુમે શિક્ષક તરીકે પોતાની કારકિર્દિ શરૂ કરી હતી. હેડમાસ્તર થયા પછી તબ્યતની તંદુરસ્તીને લીધે તેમને આ ધંધો છોડવો પડયો અને ત્યારબાદ આબકારી લાઇનમાં અનેક ઠેકાણે એજન્ટ તરીકે રહી મરહુમે પોતાની બાહોશીથી પોતાનું નામ યાદગાર કર્યું હતું. છુપી સખાવત એ એમનો મુદ્રાલેખ હતો અને પોતાના ગરીબોને તે તરફ દોરવામાં એમનો મોટો હાથ હતો. આપ બળથી વધી એઓએ શાંતીમાં પોતાની જીંદગી પસાર કરી હતી.

કુટુંબ તરફની ફરજ બજાવવા સાથે એમણે અનેક ભલાં કાર્યોમાં ભાગ લીધો છે. મરહુમના મરણથી આ નાચીજને જાણે પોતાનો એક અંગ ખોવ્યો છે. મારા કામોમાં એઓ જોઈતો ઉત્સાહ લઈ તન મન અને ધનથી મદદ કરતા હતા તથા એમની નેક સલાહે બર રાખે તરતો દુખની મારી કિસ્તીને સહાયથી તેરતી કરી છે. પરમાત્મા એમના પવિત્ર રૂહને શાંતિ બક્ષો —શાંતિ! શાંતિ!!

---

અધિપતિ.



# ગુમ થયલો હીંદનો ઝળકતો સેતારો

---

તા૦ ૧૯—૨-૧૫ ની અભાગ્ય રાતે દશ કલાકે હિંદ માતાએ પોતાના સૌથી વહાલા સપુતનો ભોગ આપ્યો છે અને માતૃ ભુમિની દાઝ અજબ જેવી રીતે હૃદયે ધરનાર બહાદુર નર—ગોપાળ કૃષ્ણ ગોખલે ૪૮-વરસની જવાન વયે આ દુન્યામાંથી ફરમાઇ ગયો છે અને આખાં હિંદપર શોકનું વાદળ છવાઇ રહ્યું છે. ગોખલે જેવા સપુતની ખોટ હિંદને નહિ પુરાય એવી છે અને આ અકાળ મરણથી દરેક કેળવણી પામેલા હીંદીવાને પોતાના અંગનો એક ભાગ ગુમાવ્યો છે એમ જણાવવામાં કશી સહરાધાત નથી. હિંદને એક ખુણેથી બીજે ખુણે સુધી પોતાની પ્રિયતાની અમર વાસના મરહુમ ગોખલે પથરાવી ગયા છે અફસોસ યમરાજને ત્યાં આવી અલૌકીક શક્તિ વાળા પુરૂષની ખોટ લાગી હશે તે ગરીબડાં હીંદના મોંહમાંથી તેનો આ સપુત ઉઠાવી લેવામાં આવ્યો છે, અને અભાગ્ય હિંદ પોતાના આ શુરવીર બેટાનાં મરણ પર વિલાપ કરી રહયું છે.

મરહુમ મી૦ ગોખલેનો જન્મ ગરીબ કુટુંબમાં થયો હતો પણ ગરીબાઇમાંથી વધી ખાસ કરીને જે ઉત્તમ પદ એમણે પ્રાપ્ત કર્યું હતું તે ખરેજ દ્રષટાંત રૂપ છે આ દુન્યામાં માણસ સોયે પડેલો સોંયે પડી રહેતો નથી પણ તે જો પ્રમાણીક પણે નીતિરીતીને વળગી રહી બીન સ્વાર્થ માતૃ ભુમીના સેવા બજાવવાનો નિશ્ચય કરે તો તેનો ઉત્તમ સુવાસ ચોમેર પંથરાયા વિના રહેજ નહિ. મરહુમ મી૦ ગોખલેએ પોતાના મહાન ગુરૂ મી. રાનાડેને પગલે ચાલી દેશ સેવાની ફરજને પોતાનો મુદ્રાલેખ તરીકે ગણી તેને છેકની ઘડી સુધી ચીવટાઇથી વળગી રહી પોતાની નેમ પાર પાડવા પ્રયાસ કર્યો હતો જીંદગીએ મરહુમ મી. ગોખલેને યારી આપી નહી, નહીકર જે જે ઉત્તમ કામો તેમણે આરંભ્યાં હતાં તેના મીઠા ફળ ચાખવાનો રૂડો અવસર તેમને આવ્યો હોત પણ માણસ ધારે છે ને ખુદા કરે છે શું. ભર જીંદગીમાંથી ગોખલેની જ્યોત બુજવાઇ ગઇ અને જે ઉમ્મરે પાશ્ચિમાતના દેશોમાં રાજદ્વારીઓ પોતાની જીંદગીના કારકિર્દી શરૂ કરેછે ત્યારે આ મહાન પુરૂષે પોતાને રાજદ્વારી જીંદગીના ટોંચે લઈ જઇ પોતાનો સુર્ય અસ્ત કર્યો અને માતૃ ભુમીની યાદમાં પોતાનો પ્યારો પ્રાણ છોડયો.

મહાત્મા ગોખલેએ પોતાનું જીવન સાદાઇમાં ઘણું ઉંચ ને સ્વચ્છ રાખ્યું હતું પૈસાનો લોભ તેમણે કદી રાખ્યો ન હતો, તેઓ ચાહત તો આ દુનયવી માયાનો પૈસો એકઠો કરત પણ દેશ સેવા બજાવતાં તેમણે આ જુઠી ચલકતી ચાઇ ચાઇ તુચ્છ ગણી હતી અને તે કારણે તેઓ ગરીબાઇમાંજ રહી ગરીબાઇમાંજ ગુજર પામ્યા હતા

અઢાર વરસની કુમળી વયે ગ્રેડયુએટ થઇ તેઓ ફરગ્યુસન કોલેજના જાણીતા સેવકોની ટોળીમાં જોડાયા અને માસીક રૂપ્યા ૭૫ ના પગારથી કોલેજમાં પ્રોફેસર તરીકે કામ કરવા માંડયુ. અઢાર વરસ પછી પોતાની નોકરી છોડી દેશ સેવાના રણક્ષેત્રમાં ઝીપલાવ્યું. તેમનો ઉંડો અભ્યાસ, વાક ચાતુરી અને ઉચી મન શક્તી વાળી સમજ શક્તીએ તેમને એકદમ હરોલમાં આણ્યા. તેમના ભાષણો ખરેજ યાદગાર હતા અને તે કોઇ પણ દીવસ લેખીત ન હતાં. મરહુમ મી. ગોખલેએ મુંબઇ કાઉન્સીલ તથા હીંદી લેજીસલેટીવ કઉનસીલમાં પોતાના દેશની અપાર સેવા બજાવી છે. કોંગ્રે-

સમાં રહી તેઓએ જે ઉત્તમ કામ કર્યું છે તેનાં ઉત્તમ ફળો થોડે ઘણે અંશે પણ તેમણે અનુભવ્યા છે અને વધુ અનુભવવાનો પ્રસંગ આવત પણ તે મહાન બાપને તેમ થવા દેવું ગમ્યું નહી એટલે બહુ જલદીથી તેમનો પ્રાણ ઉડી ગયો.

મોટો અભ્યાસ કરી પોતાની યોજનાઓને તેમણે જે વ્યવહાર પરીણામમાં મુકી હતી, તે જાણતાં ખરેજ આફ્રીનના ઉદગાર કાઢીવા વીના રહી શકાય તેમ નથી.

મરહુમ મી૦ ગોખલેની બીજી મોટી યાદ સરવન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટી છે. દેશ સેવકોની આ સંસ્થા ઉભી કરી મરહુમે બહુ મોટી સેવા બજાવી છે. આ સેવકો પોતાનો સ્વાર્થ ત્યાગી દેશ સેવામાં પોતાનું જીવન ગાળી અને હીંદી પ્રજાને આચાર વીચારમાં સુધારવાનું લક્ષ્ય બિંદુ છે. આ સંસ્થા ને બહુ આગળ વધારવાનો મરહુ મરણ વખતે તેઓ તે ગયા છે.

રાજદ્વારી વાતા વીગારો ધરાવતા હતા તેઓ સદા દુર રહેતા હોવાથી તે સખત અડચણીમાં આવી પડયા હતા અને જો કે તેઓએ મરહુમને ભાંડવામાં કશી કચાસ રાખી ન હતી પણ હાલમાં તેઓ પણ તેમનાં ગુનગાણ ગાવા લાગ્યા છે અને તેમની સેવાઓની કદર બુજવા લાગ્યા છે. નામદાર શાહનશાહથી ગરીબમાં ગરીબે મરહુમનાં ગુણગાન ગાયા છે. અને હીંદમાં એવો કોઇ પણ શખ્સ હાલ ન હશે કે જેને આ મહાન નરનાં અકાળ મરણથી ભારે ખોટ ગઇ ન હશે. પરમાત્મા નેક.ના અમર આત્માને ઉત્તમમાં ઉત્તમ શાંતિનું સ્થાન આપો. શાંતિ—શાંતિ !!



# India's Great Loss.

## Hon Mr. Gopal Krishna Gokhle's premature death

The premature death of Hon. Mr. Gopal Krishna Gokhle at Poona, last week has been the greatest tragedy that ever befall the political fortunes of India Mr. Gokhle was a born states man. His whole hearted devotion to his country and his states man like *grasp* of the essentials in politics clearly attained him a high level of eminence At the early age of 48 years Mr Gokhle has really done wonders. He has left behind him an amazing full record of statesman like efforts and one equally striking achievement. He worked strenuously for the welfare of his country, always on the moderate line and hence he was a thorn in the Extermists' path. He, instead of vile and abuse, always stood up for justice and righteousness and advocated the public cause with all the force and fervor at his command It is a matter of regret that he was unable to bring the Government of India to his pet idea of free and compulsory education, but the ball has already begun to roll and the distant horizon shines with future bright hopes. His last services on the Public Service Commisson will ever be remembered. He died in harness, never caring for his health, in the service of his motherland. His is the noblest example a man may take to serve his mother land. He was a great educationist. Though he had attained such a high position he was devoid of selfishness In his private life he was attractive amiable and winning. He leaves a great gap which will hardly be filled. His last request to his friends of the servants of India, who aim *to build up the* future Indian nation will we hope be strictly followed. His loss is irreparable and there is no wonder India sheds heart rending tears for her greatest son.

**Peace be unto thee Gokhle!**



# જમશેદ નવરોઝ મુબારક.

લખનાર—"હરમીસ"

અમ્બર, ગુલાલ સમ ખીલેલાં, "જમશેદ નવરોઝ"! મુબારક!
જેહાનને દીપાવનાર, ઓ "નવરોઝના ખુરશીદ"! તારક!
સેતારાની ચાલને, સમતોલ ધરનાર "જમશેદ નવરોઝ"!
ચાહતુ' છે એવું કે "શુભ દીનનો પડે પાસો સવળોજ."
કબીસાના કીસ્સાની યાદ છે તાજી આ જમશેદ નવરોઝ!
ફરે આ જેહાને ખુશાળીની શેઆદો બી હરરોઝ.
જમાનાથી મળતી સભાઓ તે દીન આએ જમશેદી નવરોઝ
જમશેદથી થઇ તે ગણત્રી, જે "જમશેદી નવરોઝ"
ગયો છે તે શાહ, જે પર વરસ્યા છે સાલો પર સાલ
ગયા તેના માલો, પણ રહી છે તે વીરની મલાલ.
ચાલો ફરી આજ મળ્યા, તે યાદ ખુશાળ,
દુવાખી ગુજારો કે "અહુરા"ની યાદ રહીએ હરહાલ!



# હિંદુસ્તાનમાં હોરી.

રાગ—(હોરી)

હોરી ખેલે છે લોક હજાર, હિન્દુસ્તાનમા (ટેક)
વણિક ખેલે છે વેપાર વણઝમા,
કલમ ખોશી નીજ કાન,
હારે કાજુ કલમ ખોશી નિજ કાન;
શાળવી, મોચી, સુતારની સાથે,
સોની રમે હોરી સાનમા. હોરી-

(૨)

કુટિલ રંગે કરીને કૃત્ય કાળાં,
પાતર ચાવીને પાન;
હારે ખેલે પાતર ચાવીને પાન,
ફાગ ફગાણા બકે મુખ ફાટર્યા,
જઇને જુઓ તમે જાનમા. હોરી-

(૩)

રંગ કસુંબાના કાઢીને રીઝે,
ગોરી તણા સુણે ગાન,
હારે હોંશ ગોરી તણાં સુણે ગાન,
ટેકા રૂપી સળગાવીને હોળી,
ટંટા રમે હોરી તાનમાં. હોરી-

(૪)

ભોગી રમે હોરી ભોગવવા ભોગ,
ભુલી જઇ ભગવાન;
હારે ભોગી ભુલી જવી ભગવાન,
જોગી જતી રમે જાપ જપીને,
ધ્યાની રમે હોરી ધ્યાનમાં. હોરી-

(૫)

લોભી રમે જનને લલચાવા
દાની દઇને દાન;
હારે ખેલે દાની દઇ દાન;
કોળા રમે હોરી રોજ કજામાં,
રાંક ઘુંટીને રાનમાં. હોરી-

(૬)

ફાગણના ફગવા ઠ્હાવ ફાટે
વિધવિધ ગાઇ વખાણ,
હારે નેક વિધવિધ ગાઇ વખાણ,
બાળે રમે છે હોરી ભવાની,
ગોવિંદના ગુણ ગાનમાં—હોરી

કવિ ભવાનીશંકર નરસિંહરામ.

# ઝેહરે કાતીલ

## યાને

# ત્રણ નવાઈની નાજાંઓ.

ગુજરાતી માટે લખનાર—**Daisy Bell.**

## પ્રકરણ ૧ લું.

લયલી મજનુન તમો માટે લખેલા લેખ શીટનાર નથી.

ન કાંટાની ઝાડીસે કર આશનાઈ.

કે રેશન ચશમ ફુટી જોશે સિહાઈ.

"ઓ બીરામ કેટલી દેરી કીધી ? રાહ જોતાં મારી આંખો દુખી આવી, વળી રાત્રીની વેળાએ આ જગા ઉપર એકલું થોભવામાંથી જરાક જોખમ છે. આટલો વખત શું કર્યા કીધું ?" અને એક દીલચસ્પ આકારના બન્ને હાથો એક મરદનાં ગળાંમાં જઇ પડયા.

"દીલારામ અસુરું કરવા માટે મારી ચાહ્'હું પણ તારા માપાળુ પીદરે આજે મને ખુબ રોકી રાખ્યો. જાણે આપણી મુલાકાતની વાત જાણી, મને અટકાવા માગતા હોય તેમ તેવણે આજે એક પછી એક ચોપડાઓ ખોલ્યાજ કીધા અને દુકાન બંધ થઇ ત્યાં સુધી મને રોકાઇ રહેવું પડયું."

"ઉંહા બીરામ પ્યારા, જો કોઇબી ચીજ મને સહેજ અટકાવ નાખતી હોય, તો મારો પીદર ચેલો ઘરડોહુવડ તારો શેઠ છે,"

"વળી તેં તારા મુરબી પીતા માટે અપશબ્દો વાપર્યા ! દીલારામ મને એ નહિ ગમતું ! શું માનથી બોલતાં પૈસા બેસે છે ? મને એ મુરબીતોલના શેઠને ઠગતાં શરમ લાગે છે.તે જ્યારે જાણશે કે તેની દીકરી ખાસ પોતાનો ગ્રહો છોડી પરકોમના શખશ સાથે, જે શખશના પેટમાં તેનું નિમક હજી છે, તેજ બેશુન્યાદ સાથે નાઠસી ગઇ છે. ત્યારે તે મારા માટે જે મત બાંધશે, તેથી હું હમણાથી ધ્રુજુછું." બેહરામનો ગદગદતો અવાજ આવ્યો.

"બસ તારી બહાદુરી પુરી થઇ ? આટલી શરૂઆતમાજ જે નર ધ્રુજી જાય, તે આગળ શું કરવાનો હતો ! અરે હીચકારા તેં મારી પ્રીતને શા માટે ઉ-તેજન આપ્યું ! શું એક નાગણની નજરે ભરખીના પીલાં પડયાં તે તેનું લોહી ચુસ્યા વગર શું જતાં મેલશે ? શું એક વખત શરીરે કવચ વળગી તેથી જાલેમ કીડ લાગતી અટકાવી શકાશે ! શીકારની શોધમાં રહેલી સુસવાટ,પાણી પીવા આવેલાં બાકરાંને ખેંચી જતી શું અટકશે ? વાસ્તે બીરામ, વ્હાલા બીરામ, મારા મનની રાતદિવસની મુરાદ, એક મોગલાણીમાંથી તારા સાથ પરણી એક પારસણ બનવાની છે, તેમાં મને થાપ આપતાં બાઝ આવ ! આપણાં હેનપ્રીતમાં એક ખુદા બેવકુફની આડ ના લાવ આપણી વચ્ચે ધર્મનો બાધ ના લાવ, આપણી વચ્ચે વાશેનર શેઠને ઠગવાનું લુચ્ચુંપુતરું બંધનું ના લાવ મને ગળે લગાડી હવે તેમાંથી છટકી જવાનો પ્રપંચ ના લાવ ને, જલદીથી મને તારી

પરહેતર કર, કે આપણે કેયે નાસી જઇએ. જો તેં મને મારી બાજી ખેલતાં અટકાવીછ, તો પહેલાં તારો નાશ કરી પાછળથી આ સામેના કુવામાં મારી કબર કરીશ.—બસ હા—હવે વધુ વખત તારી જુદાઇ ખમવાની મારામાં તાકાત નથી. આપણા નાસી જવાને લગતી સઘળી ગોઠવણ મેં મારા હાથમાં રાખી છે. આવતી કાલે અમાસ છે, તે અંધારી રાત્રી આપણા કામમાં આપણને મદદ કરશે મારા પીતા સર્વને મનસે ભલા હોય કે ફીરેસ્તા હોય પણ મારે મનસે મુવેલા જીવતા સર્વ સરખાજ છે, તે જાણજે. એ બુઢ્ઢો શખશ કદી મને મહાત કરી શકશેજ નહિ. પ્યારા બહેરામ, મારા જાન, હવે ઝડપી થા અને તારો હિંમત ભરેલો જવાબ મને જલદી કહે."

બેહરામે પોતાનો ભુજનો હાથ દીલારામની કમર આસપાસ લપેટયો જે સઘળું એક મરદથી બોલાવું જોઇએ, જે સઘળું એક મરદથી થવું જોઇએ, તે કામ કરવા એક ઓરત તૈયાર થઇ રહી, તે અને તેનું મોગલાઇ ઝનુન જોઇ, ઘડીભર બેહરામ થસ થઇ ગયો. તેનું હમેશનું શાંત મન આ વેળા તદન ડામાડોળ બની રહયું. દીલારામ જેવી મોગલાણીનો પ્યાર એકવાર ખેંચી, તેને પાછળથી તરછોડી દઇ વેના કોપમાં આવવાનું તેને પસંદ નહિં હતું. અંતે ખુબસુરતી આંખને આંજી નાખનારી ખુબસુરતીથી પેદા થના જુસ્સાઓએ ભલા શાંત બહેરામના પ્રમાણીકપણા ઉપર સરસાઇ મેળવી–થોડીક મિનિટની ચુપકીદી–જે દરમ્યાન બન્ને આશક માશુકના ધાસ શ્વાસો શ્વાસ ને કુસારાના ધીમા અવાજ સિવાય જ્યાં કાંઇ સમજાતું નહિ હતું ત્યાં બેહરામનો સાદ સમજાયો.

" મારાં મોતી, તારી સાથે નાસી જઇ, શાદી કરવાની વાત મારે કબુલ છે. આવતી કાલે એજ જગા ઉપર આપણે પાછા મળીશુ અને આ ધરતી જયાં આપણને ભાર રૂપે ત્યાં જઇ પહેલી જોગવાઇએ લગનનાં ગાંઠથી એક થઇશું. હા—મારા ભલાં શેઠ–મારા મુરબ્બીને હું મુગી ને છેલ્લી સલામ કરી, મારાં સઘલાં સર્વસ્વ સાથ તારી પાસે આવી મળીશ. સલામ અલેકુમ પ્યારી, સીધાર તારા બંગલામાં, કદાચ તારા બાપને શક જશે જો કે આવતી કાલનો દિવસ તો તે બિચારા માટે શોકનો તો લખાયલોજ છે." એટલું બોલી પોતાની પ્રિયાને • એક ઉતાવળું ચુંબન આપી પાછળની ઝાડીમાંથી તે સપાટા બંધ નીકળી ગયો. તે જયારે છેલ્લુ બોલ્યો ત્યારે તેને થોડો ઘણોજ થોડો ખ્યલ હતો કે, દીલારામના પિતા નાશીર કરતાં વધુ શોકના દીવસો, એક બુદદીન લગનની ભોહકાણમાં તેને માટે લખાયલા હતા.

જ્યારે દીલારામ પોતાના બંગલામાં ગઇ ત્યારે બુઢ્ઢો નાશીર હુકો ગગડાવતો, અરધી મીચાયલી આંખો સાથે ત્યાં બેઠો હતો. અને બીજા હાથમાંની કેરબાની હારડીના દાણાઓ, આંગળાઓમાંથી ચપક ચપક પસાર થઇ જતા હતા. તેની વાઘણ બેટીના પગલાઓથી તે અરધી મીચાયલી આંખો ઉંઘડી અને તેણીની ગમ જોયું.

".બેટા દીલરામ કેટલું મોડું ? તું કયાં ફરે છે. તેની મને ખબર પડતી નથી. અહીં હૈદ્રાબાદના લોકને, રખેને મેં તને આપેલાં છુટાપણા માટે કોઇ દિવસ હાંસી કરવાનું કારણ મળે. એવા કેટલાક દિવસ થયા મને ખટકો થયા કરે છે. બેટી આપણા ઇસલામી ધર્મ પ્રમાણે પરદાનો રીવાજ છેક સાજો મને ઠીક લાગે છે. જેમાં સ્ત્રીઓની આબરૂ સચવાયલી રહે છે, પણ હું આશા રાખું છું કે મેં લડાવેલા લાડથી તું બેહકી જઇ કે મેં આપેલા છુટાપણાથી તું વીખરી જઇ, કોઇદહાડો તું મને નીચું નહિ જોવડાવશે. જ્યારે હું બોલવા બેઠો ત્યારે કહેવા દે કે તારા પીદર તરફ જેહદર હમેશ નાતાબેદારી, અને તોછડાઇ બતાવતી રહી છે તેથી કોઇ

## પ્રકરણ ૨ જું.

—:૦:—

### જુદદીન લગ્નની મોહકાન,

ઉપલા બનાવને લગભગ વરસ દહાડો થવા આવ્યો છે, બેહરામ અને દીલારામે નકકી કરેલી અમાસની કાળી રાત્રીએ હૈદ્રાબાદ શહેર તેઓએ કાંઇક ધાસ્તીની લાગણી સાથે છોડયુ હતું. તથા કેટલીક દોડમારી પછી એક પારસણના પોષાકમાં તેણી નાગપુર જઇ ચરપડી.

એક પારસણના પોષાકમાં દીલારામ કાંઇ ઓરજ સુંદર લાગતી. તેણીની ઘણી લાંબી ને અણીદાર, તથા કાળી ભમર જેવી આંખો કોઇબી રીતે એક પારસણ કરતાં એક મોગલાણીને વધુ મળતી આવતી હતી તેમાં એક પારસણનો પોષાક ખુબસુરતીમાં ઘણો વધારો કરતા,

વરસ દિવસના અરસામાં દીલારામે, બહેરામને બે ચીજ આપી. એક તો પોતાનાજ જેવી તેજવાળી, ને હોશાન ધરાવનાર બેટી અને બીજું "દાંતમાં ખાસડું". દીલારામને અતિ આકળો જીંજર જેવો સ્વભાવ. તરવાર જેવી ચાલતી જબાન, અને કેટલીક નજીસ મુસલમીન આદતોથી બહેરામજી બા બંમ ધરાઇ ગયા તેવણે વરસ દિવસ દરમ્યાનમાં પોતાની ભલી ધણીઆણી અચુબાઇને સેંકડો વખત યાદ કર્યાં અને એવી નાપાક ઓરતથી ખુદા પોતાને કયારે છોડવે, તેની પરવરથી હેજારો વખત દોઆ ચાહી.

હાલને કાજ બેહરામજીની હાલત "કામના કોથળાને દિવાસળીના ટેપસા" જેવી હતી. મહિને દહાડે અહિંથી તહિંથી તે કાંઇ કુદી લાવતો. તેમાનું ઘણુંક કમજાત દીલારામ દારૂ પીવામાં વાપરતી, અને પાન સોપારીના કુચા ચાવી ચાવી, ઓરડાની દીવાલ લાલ પીચકારીઓથી રંગતી.

બન્નેની રાહરસમો, તથા રીતભાત અને જીંદગી જોગવવાની રૂઢીઓ એક બીજાથી જુદી હોવાથી, મતભેદ ચાલુ પડતો. અને જયાં મતભેદ હોય, ત્યાં મારામારી થતાં વાર કેટલી? તેમાં દીલારામનો તીખો મરચાં જેવો સ્વભાવ કામ વધારે બગાડતો. જો બહેરામ શાંત સ્વભાવનો નહિ હતે તો દીલારામે વરસ દહાડાના અરસા દરમ્યાન તેને ઉંચકીને કુવામાંથી નાખી દીધો હતો પણ બહેરામનો સાંખી જવાનો સ્વભાવ તેને આ સડેલા અંસારમાં બહુ ઉપયોગી થઇ પડયો.

બેહરામજી બાને લાગતું, અને મનસે બબડતો કે, "અરે પારસીના છોકરાઓ, જયારે કોઇ તમારી જાતવાલીને મુકીને કોઇ બીજીને લાવો તો મારી હજાર વખત સલાહ લેજો, અને કોઇ મડમરી કે જેપાનીસ, ચીની કે હીંદવાણી રજપુતાણી કે મુસલમાની સ્ત્રીનું પાંખડું બગલમાં ધરી એકદમ ઉંચકી લાવો, ત્યારે તમારા સુખ ઉપર નાશની શીલ સદા મારેની મારજો, જાણજો કે ગમે તેવી લુલી લંગડી, કાણી કોચરી કે ઘેલી ગાંડી પારસણ એ સર્વ કરતાં સારી"

હા, બહેરામજી મુનશી તમારો બળાપો ઘણો મોટો છે.! કદાચ તમો ઉતાવળે પરણી ફુરસદે પસતાતા હશો, પણ એવી જાતના "લોઢાના ચણા ચાવવા માટે, અને "સુખનાં સાધીઆં" જોવા માટે તમોએજ તમારો ઉપકાર માનવો જોઇએ. જમાનાથી જે કાયદાઓ બંધાયા છે તેને હાથમાં લઇ, ઉલટમાં આવી જઇ, મરડી મચડી તેને નવું રૂપ આપવનું ફળ જે કડવુ આવે છે તે તમારે ચાખવુ જ જોઇએ! એ તો જુદદીન લગનની મજાહ બી કાંઇ ઓરજ છે હાં,!

દીલારામે એક બેટીનો જન્મ આપવા પછી દારૂની મોહકાણે તેણીની તબીયત બહુજ લથડાવી મેલી હતી. તેણી હાલમાં મોહતના બિછાનામાં પડી હતી, અને પાસાંમાં તેજ લોહી, અને માસનો નાનો આકાર, જે ખુબસુરતી અને દેખાવમાં પોતાની માને આબેહુબ નમુનોજ હતો, તે બધ આંખોથી આ જંજાળપત ભરેલી દુન્યામાં બે માસનો નવો જુનો થઇ ગયો છે.

હા, તેણીની નાની આંખો દીલારામનાજ જેવી આબાદ જોઇ બેહરામને એક જબરદસ્ત. ફાળ પડી,

"યા ખુદા, દેખાવમાં તો આબાદ માતાની નકલ છે પણ" અને વધારે બોલવું તે નાના ફીરેસ્તા માટે તેને નહિ ગમ્યું.

ઓરડામાં સઘળું શાંત હતું. અને એક મુસલમીન આયા દીલારામના માથા ઉપર કોલં-નવોટર પાણી મેલી ત્યાંનું સઘળું ઠીક ઠાક કરી ઓરડામાંથી બહાર ગઇ. કે બિછાનામાં લાંમી છત થઇ પડેલી "દીલારામને નબળો અવાજ આવ્યો.

"બીરામ પ્યારા હું જાઉં છું! હું મરૂં છું.! આ દુન્યામાં હું થોડા કલાકની છું, એમ હું બરાબર જાણું છું? હા, મારા પ્યારા પીઅર જેવણને મેં હર હમેશ સતાવ્યા હતા, તે બિચારા માર્ગ લાગી ગયા તો ઠીક થયું કે જેથી પોતાની બાઇડી આજે જે હાલતમાં છે, તે જાણી, તેવણને વધું દુખી થવાનું કારણ રહ્યું નહિ. પણ મારા વહાલા! આ નાગણે તમને હર હમેશ ડંસ્યા છે, હર હમેશ હેરાન કર્યા છે, તેને જતા જીવે માફ નહિ કરો? કુદરત એક ઇનસાનને બધું તેના મોત-નાજ બિછાના ઉપર કાંય દેખાડે છે! કાંય ત્યારેજ તેની નજર આગળથી અંધકારનો પડદો દૂર થાય છે! હા, તમારી મર-નાર ધણીઆણીની તમારે મોઢે તારીફ સાંભળી હું ખુબ જળતી, અને તેને બહેરતમાં પણ ગયેલ ઇ, ફુગાવતી. પણ એ સઘળું તમે મને નહિ માફ કરો! હું જોઉં છું કે મારી માતા તદન મારાજ જેવી ખવાસની આકરી હતી, તેણે મારા પીદરને કાંઇ સુખ આપ્યું નહિ. હું તેની બેટી તેનાજ જેવી નીવડી મારા ધનીને મેં કાંઇ સુખ આપ્યું નહિ.

પ્યારે સેહર, મારી આ છુવકી, તેની તું ઘણી જતન લઇ ઉછારજે ને તેને એવી કેળવણી આપજે જેથી પોતાના ધણીની તાબેદાર મહેરદાર અને પીદરની હેતવંતી બેટી બને, મને ફીકર થાય છે કે, રખેને તોખમની તાસીર આ-પણા બાળમાં ખરી પડી, મારા આ ફુલ બાળકને મારાજ જેવું સંગદીલ, બેકદર, અને નાગણ જેવું ભયંકર કરે, કે જેવું એની મમઇ, અને માતાના બાળમાં બન્યું હતું! હાય, મરતી વખતે મને મારો ભાઇ આહમદ યાદ આવે છે મેજ પાપણીએ પીતના કાન ભભેરી મારા પીદરના એક પુરા બીચારાને શહેર ઘેરથી દુર કર્યો અલ્લાહ! અલ્લાહ! મારૂં આ કે વખતે આવતું મોહિત કદાચ મારા તે હક ગુમાવી બે-ઠેલા એકપુરા ભાઇના શ્રાપનુજ કારણ કાંય નહિ હોય!" આટલુ બધું લાગ્યું તેણીએ ગુમાઇ જતાં જીવે કહ્યું, અને, તેની આંખો બંધ થવા લાગી. બેહરામે ઉઠી તેના ગળામાં થોડોક ભેંડા રેડયો કે પાછી જરા વારે સાવધ થઇ.

"મારા કસમ, મારી એક અરજ છે કે, મારા આ ફીરીસ્તાનું નામ રોશન રાખવું. તારી આંખ માહેલાં આંસુ છટકાવી નાખ. મેં તને જીવતા જીવત કાંઇજ સુખ આપ્યુ જ નથી, માટે આસુની કંઇજ જરૂર નથી તોપણ—વળી રોશન એક મુસલમાની માતાનું ફરજંદ છે. એવું બહાર પ તાં તારા હોપો સીવેચા રાખજે, અને ઉમરમાં આવતાં તેને તારી દિનમાં લઇ, એવી કેળવણી આપજે કે જેથી એનો ભર પાર ઉતરે અલ્લાહતાઆલાતાગ ને મારા ફુલ બાળ-કનો નેગાબાહન થશે હા–હવે હું મરણ મારાથી વધુ બો—"

યા ખુદા! તે ખુબસુરતી ફરમાઇ ગઇ હંગે-શની વીછણ દીલારામ શાંત થઇ,–તે સુની તે ફરી ઉઠીજ નહી.

બહેરામ માટે શોક કરવાનું ખાસ કારણ નહીં હતું. ખરૂં પુછાવો તો તેણે એક છુટકારાનો દમ ખેચ્યો! જે ખેચવામા તે કાંઇ ખાસ ખાનગી નહિ હતો

ભલા વાંચનાર આ નના ભુલકાં ગમી જો અને ગમે તો તેને હાથમાં લઇ રમાડ, પણ ખુદા થી દોઆ માગ કે, તેનામાં "તોખમની તાસીર" ખરી નહિ પડે! તે તેની મા મમઇ જેવી નહિ નીવડે!

## પ્રકરણ ૩ જું.

—:o:—

### પુરૂષનું નશીબ પાંદડાં હેઠળ.

બહેરામ જેને લગનની સોરતીમાં નંબર લાગ્યું હતું નહિ, તે બહેરામ પરણી, ધણીઆણીનું સુખ મેળવી, ખુબ મગાઇ ગયો હતો. તેથી પોતાની નાની જુલકીને સંભાળવા, બીજી ધણીઆણીની જરૂર જણાવા છતાં તેણે પાક પરવરના કસમ લીધા કે, હવે તે આખી જીંદગીભર કોઇપણ સ્ત્રીને પોતાની ધણીઆણી બનાવાનો હક આપશેજ નહિ. આપણને જોવાનું રહ્યું છે કે, બહેરામ પોતાનુ વચન પાળે છે કે નહિ, કેમકે ધણીઆણીના મરણ વખતે ઘણું રડી, ઘણું તોફાન કરી ઘણું જલદીથી લગનના બાઝારમાં ઝીપલાની દેવાનું મન કદાચજ મરદો મારી શકે છે!

હાલને કાજ તે નાગપુરની મીલમાં એક કલાર્ક તરીકે રહ્યો હતો ને તેને જે કાંઇ મળતું તેમાનું કેટલુંક પોતાના દુધમળ બાળક ઉપર ખર્ચતો. એક મુસલમાન આયા તે બચ્ચાંની ખીદમતમાં હતી. અને બહેરામે સંતોષ સાથ જોયું કે તે જુલકાની મા માસીની જગા તેણી રાખતી અને પ્યારથી તેને ઉછેરતી.

"બહેરામ બચ્ચાં નહિ ના, ના કહે. બસ એક નામ સોરતીમાં ગમે તો તારી નાની રોશનના બર. દશ રૂપીઆ એક વખત કવરા કર દોસ્ત! જો ટીકો લાગ્યો તો લાખ બે ત્રણનો માલેક બની જાય" બહેરામ મુનશીની મીલના કાંઉંગ માસ્તર માણેક પંથકી એ બહેરામને સોરતીમાં એક નામ ભરવાની બહોંસ કરતાં કહ્યું.

બહેરામ પોતાની પુત્રીની જયાં વાત આવી, ત્યાં કંઇપણ બની શકતુ કરવાને ચુકતો નહિ. તુરત તેણે નગીડં આવેતી પોકેટમાંથી દશ રૂપીઆ કાઢયા "માહેરૂખના તરફથી જમશેદ ખોંદસીઆ. અંતે દશ રૂપીઆ બગડાયા ત્યારે રડ્યા. ભલાં માણસ એમાંથી નિશાની આગાનો પગાર નીકળતે! લેવ, હવે બચ્ચાંનું નામ દીધું તેથી ના કહેતો નહિ ગમતું" અને એક ટીકીટ તેવણે ખરીદી.

સોરતીને દિવસે જેમ સામાંથી નેવું માણસો ફરતાં હતે, તેજ મુજબનું સઘળું પેવણે કીધું. આજે પેલી આયાએ જરા અજાયબીથી જોયું. કે શેઠ બંદગી કરતાં આતશ અને સુખડનો ઝાઝો ઉપયોગ કરતા. અને ઘણા ઘણા ઉંચા ડોળા ચઢાવી, પરવરને યાદ કરવાને રોકાઇ ગયા હતા. પણ તેની પોતાના શેઠ સાથ કામ કરતાં જરા પણ વધુ વાત કરતી હતી નહિ, એટલે સઘળું ચુપચુપ જોયાજ કીધું. શેઠ મીલમાં જતી વેળાએ પોતાના બાળકને છાતીએ દાબી પાછું પાળણામાં મેલ્યું જયારે તેના હોથો ફફડયા "કમનશીબ, ખુદા તારૂં નશીબ ઉઘાડું કરે ! મારી નાની લાડકી!"

અંતે રાતના નવ, દશ, ને અગીઆરનાં તકોરા પડયા. બેહરામજી દારાબજી મુનશીને નામની બારી આગળથી બુમ પડી!

ચાલોજી, ઠુંઠમાં જાગો, ને ખુશી થાવો કે આપણા બેહરામને સોરતી લાગી હતી. ધ્રુજતા હાથોથી તેણે પરબીડું ખોલી તેણે જોયુ કે અઢી લાખ રૂપીઆથી પોતાની ટીકીટ વેચવાની તેને ઓફર થઇ હતી.

બેહરામે તુરત તે કબુલ કર્યું, અને હજારો ખુશાલીની તાસવીસ અફરાતફરીને અકરવકરથી પોતાનો ધોરયો બધો ખુંદી માર્યો તે રાત્રે નિંદ તેનાથી આગે જઇ વસી, અને આનંદથી છાતી બેસી જતી હોય, તેવું તેને લાગ્યું,

કહેવત છે જે "પુરૂષનું નશીબ પાંદડાં હેઠળ. તેમ બેહરામનું નશીબ ટુંક ઉમરમાંજ તે નાસે હજાર નખરાં કરતું હતું. હમણા તે પોતાને દુન્યાનો સૌથી સુખી માણસ જોઇ શકતો હતો.

બેહરામ એક ગભરાયણ મીલના કલાર્ક ઉપરથી અઢી લાખનો માલેક સપાટાબંધ થઇ ગયો, પણ તેથી તેના ભલા ખવાસમાં ખાસ કાંઇ ફેર પડયો નહિ. તેણે જલદીથી પોતાની નોકરી ઉપરથી

રાજીનામું આપી દીધું કેમકે નાગપુર અને એક કલાકની લાઇન તેને પસંદ પડતી નહિ.

તે નાગપુરથી પોતાના બચ્ચાં અને આયા સાથે ઘણોજ સહેજ સામાન લઇ લાહોર ઉપડી ગયો જ્યાં કોઇ કંટ્રાકટમાં પડી, રોજીના બારણા પોરપરાક ખુલ્લાં મેલી દેવાં એવી તેની ધારણા હતી. તે માનતો હતો કે "પૈસા પૈસાને વધારે" તેથી નાગપુરમાં દોસ્ત આસનાઓને મળી, લાહોર તરફ ઉપડી ગયો.

પાંચ વરસના ગાળા પછી, તે પોતાની મનની મુરાદમાં વધુ ફાવ્યો કેમકે તેણે દારુના ઇજારાઓ ઘણી મોટી કિમતે ખરીદી લીધા અને તે ઉપરાંત કોલસાની દલાલી, અને બીજાં કંટ્રાકટોમાં ખુબ ઝીંપલાવેલુંજ રાખતો, અને ઘણુંખરું મોટા નફા સાથે તેની પેઢડી ધમધોકાર આગળ ચલવા લાગી.

પારસીનો સખી દીલગુરડો શહેરમાં હોય કે ગામમાં હોય, જંગલમાં હોય, કે પરદેશમાં હોય, જ્યાં પણ હોય, ત્યાં પોતાનો સખાવતી જુસ્સો દેખાડ્યા વગર રહેતો નથી.

લાહોરમાં પાંચ વરસના ટુંક અરસામાં બેહરામજી મુનશીએ ખુબ લોકપ્રિયતા મેળવી અને મીલનસાર સ્વભાવથી પોતાની આજુ બાજુ મોટું મિત્ર મંડળ ઉભું કીધું. નાના પાયા ઉપર "મુનશી હૉસ્પીટલ" ઉભી થઇ અને નિશાળના મેળાવડામાં મુનસીની જય પોકરાવા લાગી. જાત કે પરજાત સર્વ માટે બાંધેલી એક નાની સરાહ "મુનશી ધરમશાળા"ના નામે સારી રીતે વપરાવા લાગી. અને લાહોરમાં બેહેરામ મુનશીની ઓળખાણ ઝાઝી હતી.

એક નાની દલગીરી, એક નજીવો ચમટો એક ધીમી ખટકણ, બેહરામ મુનશીને પોતાની નાની દીકરી, રોશન માટે થતી હતી, તેને અવાર નવાર મો કુમલાવીને જોયું કે રોશન લોના દવાપાણીથી એક સરસમાં સરસ તનદરૂસ્ત બાળકી બની હતી, અને ગાલ ઉપરના ગુલાબ ઠંડીની મોસમમાં અજબ નુર પકડતા, રોશનની કાળી, અણીદાર આંખો જોઇ, પાછીને પાછી, પોતાની મરનાર જુદદીન ધણીઆણીની તેને એક અણગમતી યાદ થતી, પણ ખુચો રોશનનો ગુસ્સો તોફાન, અને ઝોકેલપણું તેને અત્યારથીજ ફસકાવી મેલતાં. રોશન અત્યારથીજ પોતાનો "કકો ખરો કરાવતી" અને પોતાના કરતાં નાના બાળકો ઉપર ગુસ્સે થતી. ત્યારે તેઓના ચહેરા જરા પણ બીક વગર પોતાના નખરીઆંથી ખરાબ કરતી. કદી પોતાના રમકડાં કે ખાવાનામાંથી બીજાં બચ્ચાઓને આપવાનું દીલ તેણીનું ચલતું નહિ. ને દરેક વખતની તેના પીતાની પતાવત, પ્યારને માયા તેના આટલા નાના જીવડા ઉપર કાંઇ અસર કરી શકયા નહિ.

"એ તો હોય, બચ્ચું છે, જરા સમજણી થશે કે પારસીઓમાં એક ખુબસુરત સદગુણી નાર તરીકે પમરી રહેશે" બહેરામ પોતાના મનને જેમ તેમ મારતો હતો, પણ તેનું અંતકરણ અવારનવાર તેને નઠારી આગાહીઓ કરી દુઃખી કરતું ને "રખે એની મા મમાઇની અસર એનામાં આવે" એ વિચારથી ધ્રુજવાનું થતું.

તેને પોતાની ગરીબ કુઇની દીકરી બીખાઇજીને રોશનની સંભાળ અર્થે મુંબઇથી બોલાવીને રાખી હતી. પણ નાની ઘણી નાની, ફકત પાચજ વરસની રોશન બીખાઇજીને "ધુળના ફાકા ભરાવે" તેમાની હતી.

---

## પ્રકરણ ૪ થું.

—:૦:—

### નખરાં બાજ નસીબ.

હૈદ્રાબાદની એક નવી બેંક જે, કુદકેને ભુસકે ત્રણ વરસના અતિ ટુંક અરસા દરમ્યાન આગળ વધી ગઇ હતી. અને ખુશાળ દશ ટકાનું વ્યાજ આપી, ઘુમ લોકોને પોતા તરફ ખેંચી રહી હતી, તે પરપોટા બેંકના મેનેજર, આજે રાતના દશ કલાક થવા છતાં કપાળ ઉપર મુઝાણ ને ગુચવણની જબરી કરચલીઓ લાવી, પોતાના ચીફ ઓડીતર કાસમ દુલબ સાથ

આંકડાઓની લાંબી લાંબી ગણત્રીઓમાં ખુબ મશગુલ થઇ ગયા છે, તેવણની નજદીકમાં તમક્કરમાં રેડાયલો સોડા અને વીસકી પોતાના શેઠની પોતા તરફની આવી બેદરકારી જોઇ, અંતે નિરાશ થઇ હવે સઘળો સ્પીરીટ ખોઇ, ફીકાફ્ક બની ગયો પાછાને પાછા સરવાળા અને બાદબાકીઓ થયા અને પેલાજ ઓડીતર, તળીઆતું ટાકું કરનાર ઓડીતર, ઘડી કવેજે જમણા હાથની વચમાંની આંગળી મોમાં લઇ તેને થુંક થી લપેટી પાનાઓ ઉથલાવવામાં જબરો લીન થઇ ગયો હતો. તેના કપાળ ઉપર થાકના સબબથી પરસેવાના રેલાઓ ચોપડા ઉપર પડી સાહીને અંદર ભીંજવી ધાબી છેકછાક કરતા, પણ તે સઘળાનું ભાન તેને નહતું. તેઓની આજુબાજુ બીજા હિંદુ ને મુસલમીન કલાર્કો પોતાના શેઠને એક રીતે મદદ કરવામા મશગુલ હતા તેઓ થોડાક દિવસથી જાણતો હતા કે બે કનો શું અંજામ આવનાર હતો પણ પેલા પારસી મેનેજર જેઓ મી૦ પેસતનજી કાંગાને નામે કેટલાક વખતથી ત્યાં જાણીતા હતા તેઓના હાજા આજ કેટલાક દિનસથી ગગડી ગયલાં હતાં અને જે વખત જાયછે, તેમાં બેંક ઉપર જે દરોરો પડશે, તેથી આ કાંકણા પારસીનું ભેજું તદન ચકભમ બની ગયુ હતું.

પેસ્તનજી કાંગાને પોતાના મુસલમીન ઓડીતર માટે બાગેજ ખ્યાલ હતો કે તે કેવો શાહુચોર હતો. બેંકમાંથી તદન નાહીન ધણીને નામનું ખાતું રાખી નાણાં કેમ ઉંચકી જઇ બેલન્સ કેમ બરાબર કરી મેલવુ તે હુન્નરમાં પુરો હતો. કેમ ને ક્યાં ભુલ છે, તે તેની નજરે પલકમાં જણાતી, જે ધણી પોતાની હુસ્યારીથી નામના કદતે, તે માણસ ખરાબીની ખાડીમાં તુટી પડવાની અણી ઉપર હતો. કહેછે કે કોઇ કોઇ વાર તેને મુંબાઇ સુધી બોલાવામાં આવતો જયાથી થોડાક સો રૂપીઆ લઇ કેસને હાથે થયલી ભુલ અજબ રીફતથી દાબી દેતો ને એવું કબીઅર કરી મેલતો કે જેથી ગમે એવા પારખને પણ મુદો હાથ આવે નહી. એવો પોતાની હુશીઆરીને થોડે પઇસે વેચનાર બેઇમાન શખશ કાસમ બુલબને એકાદ બે ડીરેકટરોની મજબુત મદદ હતી એટલે તેઓનું કામ ચુપચુપ કોઇની પણ સાહેનાથી ઘણું ચુપ ચુપને સપાટાબંધ કંઇપણ અટકાવ કે તકલીફ વગર પસાર થતું.

ગરીબ પેસ્તનજી કાંગા તેવણની આજુ બાજુ જે "દોહરાં દોહવાતાં" તે જોઇ તપાસી કાઢવાનું તેવણને બાગેજ ભાન હતું. તે ભલા શખશને જે કોઇ પીછાણનું તે અજબ થઇ બબડતું કે "એક બેંકના મેનેજર તરીકે તેવણ શું ધોળીને ધથ વાળનાર હતા અને કોણ ઉજબખે તેવણને બેંકના મેનેજરની ખુરસી ઉપર લઇ જઇ બેસાડયા હતા."

ગમે તેણ હોય પણ તકદીરે તેવણને આવું ઉચું પદ એક વેળા ભોગવવા હવે દીધા એજ તકદીર તેવણ સાથે નખરાં કરતુ હતું.

પેસ્તનજી ખરા ભલા, સાલેસ ને કાંકણા માણસ હતા. પણ ટુકમાં ઇંગ્રેજો જેઓ હમેશાં દેશીઓને મોટા ઓદ્ધા આપવા, અપાવાની તેઓના હુલાહુતરા કારભારને લીધે વિરૂદ્ધમાં હોય છે, તેઓના "મોભા ખોટું" આપવાનું કારણ પેસતનજીએ આપ્યું એમ કહીશું તો તેમાં કશી સહુરાઘાત નથી.

અંતે તેવણે સાડા દશને સુમારે લેજર બુક આફાળીને બંધ કરી. એક મોટી બુમ કાસમ બુલબ તરફ જોઇ મારી.

"યા પરવર, તું ઓડીતર હતો કે પહેલા નબંરનો ગધેડો? ઓ હયવાન બોલ જલદી, જલદીથી બોલ આ સઘળી મોહકાન કેમ, અને ક્યારે થઇ? શું તેં કમબખ્તે કાંઇજ તપાસ્યું નથી. અરે બદમાશ મારા નરમ સ્વભાસનો આવો બદલો? પણ બચ્ચા, તું કાસમ બુલબ નહિ, પણ કોઇ કાફર બુલબ છે. તેં સર્વનું સત્યાનાશ વાળ્યું, પણ શું તું બચી જવાનો છે?

ઓ ખુદા ! જગત સામે હું કેમ મોં બતાવીશ ? હામાની ભલી ધણીઆણી ને નિર્દોષ નાની બેટી ! ઓ તેઓ મને કદી ચોર ધારેતી નહિ. તો પણ મારી સલામતીની ક્યાંજ આશા છે ? અરે નાપાક તેઓનું પણ ભવીષ્ય બગાડયું ! તેઓનો નાશ તારા હાથથી થયો ! તેઓની હાય, તું લેજે ! હું હવે સઘળું અટકળી શકું છું કે શું બન્યું હતું—મારી આંખે કેમ પાટા બંધાયા હતા—ઓ જેને એ બાબદનું ઘણું ઓછું જ્ઞાન હોય તેને આવાં મોટાંપદ ઉપર નહિ આવવું એમ હું છેલ્લી ઘડીએ જોઉં છું—હું જે જોઉં છું તે સઘળું ઘણું ભયભીત જોઉં છું—સઘળું ઘણું સિહા જોઉં છું. મારા ખુદા મને મદદ કરો."

પાંચસાત કલાક ને ઓડીતરના દમ લેવાના ફુફાડા સિવાય ત્યાં તદનજ શાંત હતું મીણબતીઓની રોશનીથી ત્યાં જે સઘળું હતું ત્યાં ઘણી ગંભીરતા જણાતી. તે ચુપકીદીમાં પેસતનજી કાંગાના બે મોટાં ડચકાંઓ ખુલ્લે ખુલ્લાં સમજાયાં ને ગરીબ કલાર્કો જેઓએ પેસતનજીથી સારા વખતમાં ઘણાં સુખ સગવડો ભોગવ્યાં હતાં, તેઓના કઠણ દીલ, પણ આ સઘળું જોઇ, જાણે પીગળી ગયાં. લગભગ દરેકની આંખો આંસુઓથી તર થઇ પોતાના માલેકના દુઃખમાં તેઓ પોતાને દુઃખી માનવા લાગ્યા.

તે બે મિનીટની ભયભીત ચુપકીદી તોડી, કાસમ મુલ્લાનો ઘોઘારી અવાજ ઓરડામાં ફેલાયો તેનો મોટો અવાજ તે આખી ઓરડામાં સામી દીવાલે જઇ, પાછો અથડીને ફેંકાતો તેથી ત્યાં અવાજનો પડઘો ત્યાની ગંભીરતામાં ઓરખી વધારો કરતો ખરીઆણા જેવાં મોથી પેસતનજી સામું જોઇ, તેણે બોલવા માંડયું.

"પેસતનજી શેઠ, એક મરદ બચ્ચા માટે આંસુ કદી હોય નહી. મારા સાહેબ તમોણી એમ છેકજ નરવસ થઇ, રાંડીરાંડ માફક રડોછ શાના ? એતો વેપાર છે. જેને કમાવું હોય તે યાતો ચોરી કરેકે યાતો આપઘાત કરે ! પેલા કહે તેમ કરવું તો કહેવું નહી ને કહેવું તો કરવું નહિ, હજી બી શું બગડયું છે ! આપણે એજ સપળી બીગડેલી બાજી ઓલરાઇટ કરી મેલશું, એટલે સઉ સાગવાના થશેજ થશે. તમારા સેવક જ્યાં કાસીમભાઇનો હાથ ફરી વળ્યો કે પછી સમાધાન કરતાં ભલા વાર શી ? પણ હા, આટલું ચોકસ થવું જોઇએ કે, આ વાતનો એક શબ્દ પણ બહાર જવા પામે નહિ ! તેમ થયું તો કમબખતીજ જાણવી. હા, બા હું તો સાફ કહું છું. મારી આબરૂ જાય, તે મને નહિ ગમે જો." કાસીમે તદન જુદો સઘીઆરેઅ છતાં પોતાની પતરાજ ચલાવી આજુબાજુના ઉભેલા કલાર્કોને લાગતું કે "તે નાપાક એક માણુસ હતો કે સયતાન હતો." તેઓનું ચાલે તો ઉંચકી તેને એક કુવામાં નાખી દેવા સૌ મનથી તૈયાર થઇ રહ્યા.

"મુગો મુગો મરી રહેની ! વળી સૌ ગાડાં આબરૂ હતી. તે એક ગાડું ઓછું થઇ જવાની" પેસતનજીએ દુઃખથી એક બરાડ પાડી.

દરેક જણ સઘળું ઠીકઠાક કરી ઘેરે જવા તૈયાર થઇ રહ્યા છાતી ઉપર નાખી દિધેલા ડોકાં સાથ તેઓ પોતાના કલાર્કની નજરે ગાડીમાં બેસતા દેખ્યા. અને ગાડી ધમધમ કરતી ચદરઘાટના પોતાના, બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થઇ, ત્યારે આટલા મોડી રાત છતાં, તેવણના ઘણીઆણી ડોસી સાઇ જાગતાં બેસી રહ્યાં હતાં. હાથમાં અવસ્તાની ચોપડી હતી, તે ભણવાનું ઘણાં ધ્યાનથી કરતા, પણ ગઇ રાતે તેવણે જોયલા ભયાનક સ્વપનાની અસરથી હજારો અકરવકર થતી. અવારનવાર ખુરદેહ અવસ્તા સરીને ખોળા ઉપર પડતી, ને એકાદ બે ઝોકા આવતા. અને તે તેવણે બિછાને પડ્યાં પણ ત્યાં જાણે ડોળા ઘોઇ કાઢયા હોય તેમ ઉંઘ બીલકુલ આવી નહિ. પેસતનજીની ઘોડીના ઘણાં ખુલ્લાં પગલાં સંભળાયાં કે તેવણ એક કુદકો મારી સીડી આગળ દોડ્યાં.

"ઓ પેસતનજી આજે કેટલું મોડું ! જરૂર કાંઇ ઘણાજ રોકાયલા હશો, પણ મરે એમ

એક કોઇ દુશમન ઢગલાપુંજ જેવા શાવરે થઇ ગયા? "ડોસીબાઇએ ખરાં દીલની શીકરથી પુછ્યું. ને તેવણુને કરમાઇ ગયલો ચહેરો ભાભુકદાર લાઇટની મદદથી તેવણુ જોઇ શક્યાં.

"અરે કંઇ નહિરે, જરા મને ઉંઘવાની જરૂર વધારે છે. કામ ઘણું હોવાથી થાકી ગયો છું, ચાલ ડીઅર મને જવા દે ને તું પણ જલદીથી સુઇ જા. પરંતીઝ પોઢી ગઇ હશે મને પાછલી રાતનાં ઉઠાડજે." અને એટલું બોલી ડોસીબાઇને એક કીસ લઇ તેવણુ રસ્વામ પોતાના ઓરડામાં ભરાયા.

ડોસીબાઇ સુરતના રહેવાસી હતાં અને એક તાબેદાર મહેરબાર સાબેત થયાં હતા તેવણુ "ડીઅર ને ડારલીંગ" "લવ ને સ્વીટ બેલ" નાસુધરેલા બોલોથી અજાણ્યા હતાં "મરઘરૂ" ને "જી ઉના આપું" "મદબને દુશ્મન" "ઓવારૂં ને ભુસી મુકુ" વાળી ભાષા બોલતાં તેવણુને આજની છોકરીઓ માફક શરમ લાગતી નહિ તેવણુ પોતાના નામ જેવજ ભોલી આગાપાર હતા.

ગરીબ ડોસીબાઇ! એકપણ બોલ બોલવા વગર તેવણુ પોતાના ઓરડામાં પોલ્યા ઉપર જઇ પડ્યાં. પણ તે પહેલાં તેવણે વાકા વળી સામેના કાચ ઉપર જોયું કે ત્યા એક ફુલના ઢગલા જેવું અતિ સ્હેરે નમુન બાળક તેઓની એકપુરી લાડકી બેટી પરવીઝ ભર નિંદમાં પડી હતી, તે બાળકીની રાંગ ઉપર આવેલા ઝુલફાંઓ ઉંચા કરી, તેવણ સુતાં ને આખા દિવસના થાકેલી હોવાથી ભર ઉંઘમા પડ્યાં.

બેનો ટકોરો થયો કે ડોસીબાઇ વાળા ઓરડામાં એક સફેદ આકાર આવી ઉભો. તેણે વાકા વળી પેલાં બાળકને એક કીસ લીધી. અને ધીમે પગલે રેસીગાળ અગાડ જઇ તેજ મુજબ કર્યું "હા! આ મ્હોબતનું સીલ તદન છેલ્લુ છે મારાં વ્હાલાંઓ" તે આકાર ઘણાજ ધીમા અવાજે બરબડ્યો ને જવા રીતે આવ્યો હતો તેજ રીતે પાછો ગયો.

તેણે પેસતનજી વાળા ઓરડાનું બારણું ખોલ્યુ ને આસ્તેથી એક ખાનુ ઉઘાડી, તેમાંથી એક રીવોલવર કાઢી. જાણે ઓરડામાંની દરેક ચીજની તેને માહીતી હોય તેમ તે આકાર કરવા લાગ્યો ધ્રુજતા હાથોથી રીવોલ્વરમાં તેણે ગોળી ભરીને ધીમો અવાજ આવ્યો—"ઓ દાદર, જો આપઘાત એક જબુન પાપજ હોય તો મારી આખી જીદગીના સવાબોને લઇ, તે પાપનો ભાર ઓછો કરવા માટે વાપરજે, આપઘાત? હા ફક્ત આપઘાત, મારી ધણીઆણીને બેટીને નાશમાંથી બચાવી શકશે. ઓ સાહીબ તારી મારી આ બંદો—

અને એકને બે, મોટા અવાજથી ઓરડો ધમધમી રહ્યો. આખા બંગલાનું દરેકજણુ તે ઓરડામા ફરી વળ્યુ. તે જે બન્યુ હતું તે નીકળી જતા ડોળાઓથી જોયું.

ટુંકમાં તે વખતે જે સઘળો દેખાવ થાય છે તેવો થયો! વાંચનાર, ડોસી બાઇની કલાપાંતથી તારે જીવ રંજીદા કરવાની કાંઇ જરૂર નથી. ભલા પેસતનજીએ મોહતની ટેપ મારવાનું જે કુદરત તથા કોઇ બેલા સરકારના હાથમાં આપેલી રીતને તેણે પોતાના હાથમાં લઇ પોતાનો પ્યારો જાન બરબાદ કર્યો.

અરે નશીબ તારા નખરાંની કયા ઢંગ છે? જે એક દિવસ આગમજ નરમ ગોદડાં ઉપર પોઢતો હતો તે આજે અકડી વકડી જઇ, મુસકાટાઇ થઇ, પથરની લાદી ઉપર પડેલો છે. જે એક દિવસ આગમજ એક હેતવંતી ધણીઆણીને લાડકી બેટીના પ્યારમાં લપેટાયલો હતો. તે આજે લોહીમાં રગદોળાયો છે. અરે નશીબ તારા રંગઢંગ તો તુંજ સમજે!

તે વખત આવ્યો કે જ્યારે કરીમ ઘુલબના હાથ ઉપર ટાપાંડી બાંજ ખણુખણુ કરવા લાગ્યાં ત્યારે પોલીસ ચોકી ઉપર જતાં તેણે પોતાના જીવ સાથ વાત કરી 'જો એવી ઠીકજ

છે, ચોપડાઓ બધા ઉભા ના કરતાં કાંઇ બીજાું થોડું દહી નહિ થવે ને તે કરનાં તેમાંથીબી છુટાને લાગતાં ના. "કન દયમેર અસ્તાહ હય" કારે ન્હાય કેમબી બાજી ફરીબી જાય"

---

## પ્રકરણ ૫ મું

—:૦:—

### જમશેદજી વજીરદાર

વહાલા વાંચનાર, પેસતનજી પોતાની નઠવી બેદરકારી માટે, નશીબથી મુકરર થયલી સજા ભોગવી ચુક્યા છે અને તેવણ માટે આ જહાનની જંજાળી કાંઇ બાકી રહી નથી. તેવણનું જે સ્વપ્નુ હતું ને વેચાઇ સતાઇ ગયું છે, અને ગરીબ ડોસીબાઇ પોતાની મનમોહન મેરી સાથ હૈદ્રાબાદના એક નાના ઘરમા આવી રહયાં હતાં તેવણના એક મારીના દીકરા તરફથી લાહોરથી તેવણ ઉપર દર માસે ટુક રકમ આવતી, તે ઉપર સંતોષ પકડયા સિવાય, તથા આંગળાઓ દુંપાઇ જાય ત્યાં સુધી સીવી સીવીને ગુજરો કરવા સિવાય તેવણનો કાઇ છુટકોહતોજ નહિ.

ઉગતાને નમવા વાળાઓ, જર હોય તે સમયમાં તેઓના જોડાંની ધુળ પખોડવા તૈયાર થવા વાળાઓ, મધ ઉપર માખ માફક ભણુ ભણુ થનારાઓ, સારા વખતમાં બલા લઇ બલઇઆં લેવા વાળાઓ, લીલા વનના સુડાની માફક, તે લીલું વન કરમાઇ સુકું થતાં જેમ પીઠ મરડી નાંખેછે તેવા ખુશામદીઆઓમાથી કોઇએ પણ ડોસીબાઇ ગમ જરા નજર નાખવાની દરકાર કરી નહિ "સાંઇ ગયાને સાંદની શરમ લેતા ગયા હતા" એટલે પેસતનજી વાળીએક જેને તાળાં મરાયાં હતાં, ત્યાંથી પાણીચું મેળવેલ નોકરોમાંનો કોઇએ ડોસીબાઇ તરફતો નહિ, પણ તેના પુલ ખર્યાં તરફ જોવાની દરકાર કરી હતી નહિ. પણ ખુદા ભુખ્યાં ઉઠાડે છે, પણ ભુખ્યા સુવાડતો નથી.

ગોરકે ડોસીબાઇના મારીનો દીકરો, જે લાહોરથી મોકલતો હતો, તે તેઓ માટે હાથીના પગ જેવું હતું. દુઃખઉપર દદામ, બેન્કમાં જે જે સેકો નાં નાણાં ગયાં હતાં, તેઓ ટક મળે ત્યારે, ડોસીબાઇના મોં ઉપર પણ ડોસીબાઇને ગાળ દેવા ચુકતાં નહિ, અને કેમ "કીધા કરતુક જોઇ મુવો" તેવી વાતો ડોસીબાઇના કાન ઉપર લાવી "પડયા, ઊપર પાટુ" જેવું કરતાં, જે સઘળું એક પણ વરાળ કાઢયા વગર; ખમવા સિવાય છુટકો હતોજ નહિ

એ વખતે આપણા કાસીમ મીયાં "મુફતનું ખાઇ મસજીદે સુતા હતા." એટલે તેવણ માટે હતું શું જે ગયુ શુ તેવી વાત હતી.

તેનણે તપાસ દરમ્યાને સરકારને જણાવ્યું કે "હોય, એતો માણુસ છે ભુલ થાયબી-હોયબી. પણ હુજુરનો તો ફરજ છે, જે પોતાની રૈયત માહેલો એક જ્યારે બે હાથ જોડી માફ માગે, ને ફરીથી એવું નહિ કરવાનું વચન આપે, તો તેને તુરત માફ કરી દેવું. એમ ઝપાટાબધ શિક્ષા કરવાથી તો ઉલટું લોક નફટ થઇ જાય હવે તો ઇંગ્લાંડને અમેરિકામા પણ એજ રૂઢીએ કામ ચાલે છે, તે ઉપર હુઝુરની સરકારનું ધ્યાન ખેંચવાની આ નાચીઝ સેવક બેઅદબી કરે છે. મેં મારો બચાવ કર્યો છે, હવે આપની ઇનસાફીને નેક નજરમા જે આવે તે કરવું બંદો નમે છે."

ઉંહચ્ચ પાટલે બેઠેલા કાસમમીયાનું આવું નફટાઇથી ભરેલું, પોતાના બચાવ મારેનું સાભળીને કોર્ટમા આવેલાઓ હસ્યા વગર રહ્યા નહિ. ઇનસાફ કરનારની "ઇનસાફી ને નેક નજરમાં" તો એવુંજ લાગ્યું કે એવણને લુચ્ચાઇ લફંગાઇ ને નફટાઇ માટે, સાત વરસ જેલ જાત્રાએ મોકલાવવા. જ્યા બે કના હિસાબને તપસલ ના મહાભારત કામ કરતા મુફતના ખાવાના સાથ સહેલું કામ મળશે.

"નફટને કુલે ઝાડ ઉગ્યું તો કહે ભલેરે મને

ઝાંપડો થયો " તેમ તેવણને સાત વરસની મરા યલી ટેંપ સાંભળી કાસમ ધુલણે ઘણું સ્ટાઇલથી ડોકું નમાવી. " જેમ તમો નામદાર, ને પાક નબીની મરજી ! " કરી કહી ડોળા ઉંચે ચઢાવ્યા.

હૈદ્રાબાદની પરપોટા બેંકના ભાંગવાથી ઘણા જણાઓ કંગાળ બની ગયા હતાં એટલે બેંકને લગતાઓને ગાળ દેનારની, ને તેઓ ઉપર હાય મારનારની સંખ્યા પણ ઠીક હતી તેઓમાં ગુલબરગામાં વસનાર એક નાનું કુટુંબ જમશેદજી વજીફદારનું પણ હતું.

જમશેદજી પોતાને એક ચુસ્ત થીઓસોફીસ્ટ ગણાવતા, અને બાફેલું દોધી તથા વધારેલાં કટોલાં ખાઇ પોતેજ બેસતે તો ધુળવાળી, પણ તેવણના ધણીઆણી પીરોજબાઇ જેવણ પોતાના બાવા સાથ કોમસરીએટની ચાકરીના સબબે કવેતા મસતુંગ, ને સીબી જેવા બલુચીસ્તાનના પહાડી મુલકોમાં ફરી હરી, રાત દીવસ મેંઢાનું, અને દુંબાઓનું માંસ ખાઇ, વરસો કાઢેલાં, તથા પહાડી પહાડના પાણી પી તોફાની દુંબા જેવાં ચપલાં તેવાં ધણીઆણી પર આજ ૬ માસ થયાં તેવણ અજબ જફા પાડવા નીકળેલા અને બાફેલાં દોધીને બુજેલા પટેટા માહેલાં "સ્ટાર્ચ" તથા " મીનરલ સબસટેન્સ " માટે તહેરવાર મોં ડાચા કરી ઘણું ઘણું સમજાવતા. પોતાની એક પુરી દીકરી આદનને પણ જો નવ વરસની નાની ઉમરથીજ ગોશ માછલીને મરઘી ઇંડા જેવો નજીસ ખોરાક લેતાં અટકાવે તો, તેણી એક તનદરસ્ત બાળક નીવડે. એ દિવસોની ભેજું ચગી આવે તેવી બાબદો પરની પટપટનો પાર હતો નહીં. તેવણ હાથ ઉપર હાથ ચોકના. જે હાથો ૯ લમાં તેવણને લાગેલાં વહેમના સબબસર કંઇક હદે કંતાઇ ગયા હતા. એમ બિચારાં પીરોજબાઇએ કંઇક બળાપા વચ્ચે જોયું. તે હાથો ચોળી ઘોળીને તેવણ સમજાવતા, અને વગર ફોકટના ચમચમાતી મેલતા.

"જો પીરોજ તું માનતી નથી, પણ આ ગોશ જે આપણે ખાઇ જઇએ છીએ, તેમાં હજારો માઇક્રોબ્સ હોય શું ? સમજી કની ? માઇક્રોબ્સ એટલે જીણાં જીવડાં. તે વધુ પ્રમાણમાં થતાં તેના મોટા મોટા કીડા થાય શું ? ને તે આપણે સુધરેલાં માનવીઓ ખાઇએ શું ? સમજી કની ? ખુદા ખબર તમુ લોકને એમાં તે એવો શું ટેસ્ટ લાગેઇ. હું તો જરા મુંબાઇ બે મહિના ગયો તે બધું નવું શીખી આવ્યો. હવે એ ગોશ માછલી નહિ ખાવાથી છે તે કે આપણે જયારે 'એસટ્રલ પ્લેન' ઉપર હોઇએ કની, ત્યારે કની, તે આપણું ખોળી એવું મજાહનું ઉંઉંઉં હલકું થઇ જાય કે જાણે કે એક પીછુંજ હઉં ? ને તે વખતે આપણે તે કોહેલી ચીજોની અસર વગર મજાહના ખુશ ખ્યાલોમાં પડયા રહીયે. શું ? સમજી કની !

હા ! હા ! કેવું ઉતમ ! એતો જોની દીકરા એ સુખ તો જેના નશીબમાં હોય તેજ મેળવે જો ! " જમશેદજીએ પીરોજબાઇ જેવણની બલારાતબી થીઓસોફી વિષે એક બોલબી સમજતી હતી નહિ, તેવણ સામે ભાષણ કરવા માંડયું.

" મારી જાણે બલા, ધુળને ઢેફર. મુવા કંઇ ગામમાં બીજા ' થીઓસોફીસ્ટો " છે કે કાંઇ નવાઇના તમેજ " થીઓસોફીસ " છો. મુવું કાંઇ સારી વાત કરવા બેસ્યે તો તેનાંમી "થીઓસોફી"નું પુછડું ઘુસાડે ! બસ "થીઓસોફી"નો પીજન પાતળો કરી ભેજું ખાવતો ખાય પણ મારી દીકરાએતીની દીકરી આદનનાબી લાલ પારી મુકયા. મુવું કેજે મુંબઇમાં તો હોતસે હોતસ "થીઓસોફીસ્ટો" દમકેને મુવું ખાયને પાયેને એવાંનો કંઇ ફાંફાં નથી મારતા. ને બે મહિના એકલાં મુકયાં તો આય નવાં ધતીંગ લઇ આવ્યા. જમશેદજી હું તમુને સાફ કહુંછ કાલે હુંજ મારા હાથે જઇને બજાર લઇ આવીશ ને મજાનું બપોરે તીખું તીખું ધાન સાકને મોટા મોટા કવાબ, તથા રાતે ખરીયાનું તપીલું કરશુ, ને મારા કામની

તમે વચ્ચે આયા છતો તમારું કીધું તમે જાણો, મુવું ખમતાં ખમતાં છેક નાકે પરાન આવો, પણ આય પારસીને જરા અરે નથી. મુવું જનમો જનમ ખાધેલું તે ૭ ૭, મહિના થયા બધુ છોરાની સુકયુ- ને કંઇ અકલ ખરીજ કે નહિં? ઓવાય! રોજ પરેને ભાજીનો એજ જેવો છગરો, ને કારેલાંના કટલેસ, બાફેલા વરેણા ને કોબીની પતરેલ ને સુવુ એવુ અવરદશા જેવું ખાતા મોને ઉબકબી આની ને હજુર તો "શુઉ" ને "શુઉ" ને "સમજી કની" "સમજી કની" કરી જાવણ આપવા ઉભા. પીરોજબાઇએ ૭, ૭, મહિના થયા નના ધખા રાના ભોગ થઇ પડેલા પોતાના ધણીને હાય ધાશીને લઇ લીધા

જમશેદજીને પણ મન સાથ કબુલ કરવા બસાર ચાલ્યુ નહિ. કે બન્ને મા દીકરીના અવતાર ઢંગ ઢડા વગરના ખોરાકના સબબસર પડતા જતા હતા.

"અરે પણ ના કોણ કહે છે. તુને જોઇએ તો જનાવરની હાય લેજેની, અહિં તો કેવા તેને માટે બીહીને ચાલ્યેછ, પણ જોવોની નખોદ ગઇ હૈદ્રાબાદ વાલા પેલી પરપોટા બેંકમા મારા કેટલા રૂપ્યા જતા રહ્યા પણ તુને તે મુગા જાનવરની હાય ભાગી જરા ડર નથી. બા મારે માટે કાઇ રાધનીનાં. હુ તો ખારી બીસકીટનો એક દાબડો લાવીસુકશ, ને બચર બચર ચાવી આપરો તો પાણી પીશુ. તમુને મા દીકરાંને ગમે તે જોઇએની, હીરા મકોરા ઉંદર બિલાડી જે જોઇએ તે ખાવોની, અહિં કઇ બનાને! પ્રગટી કરણનો ફાયદો જ્યારે બરાબર રીતે સમજવા શીખશો કે જમરી મેજે સો મુકી દેશો" જમશેદજીએ ચાંઇ જેવે ચહેરે અરધુ સમજાવન ને અરધું ગુસ્સાથી કહયુ.

પીરોજબાઇ મનમાં આફ્રીન કીધી કે "દાળ નહિ ખાવું ને દાળમાંનું બોટું ખાવુ" તેમ બિચારાંતે ખારી બીસકીટ ખાવા સામે કશો વાંધો નથી પણ બલારતને બી ખબર નહી હશે કે તેમાં કેટલા પ્રમાણમાં જાનવરની ચરબી આવે છે."

સઘળુ સમાધાનીથી પાર ઉતરી ગયું અને તેઓની એક પુરી દીકરી ચાંદન જે ખરેખર એક ડાહી, ખુબસુરત દિકરી હતી, તે માબાપ જે સારા નીવેડા ઉપર આવ્યા તે જોઇ હસીને ઉઠી ગઇ વળી ચાદનના મોંમા પણ માબજીના નકરી કરેનાં મીનુથી અત્યારથીજ પાણી છુટતાં હતાં.

વાંચનાર પીરોજબાઇ ખરીઆ પકાવવામા અઠંગ છે જો, તારી મરજી હેય તો ગુલમરગાના તેવણના કોટેજમાં તને બી રાતે જમવાનું ઇજન છે એમાં શું મસ મફતમા જમવાનુ!

## પ્રકરણ ૬ ઠું.

— o —

### આતશી રોશન

આપણા જમશેદજી વજીફદારના થાઓસોફીસ્ટ ચકડોળપણાની, અને પેસ્તનજી કાંમાના અકાળ મરણની ગડમડમડમડમા આપણા તોફાની મીસ રોશન બહેરામજી મુનશી લાહોરમાં શુ "કવરી વન" કરી મેલે છે તે જોવાનુ રહી ગયું છે ચાલોજી ધક્કા પઠારા ખાતા લાહોર ચાલો.

ઠેલી તેણીને જોઇ ત્યારે તે પાંચ વરસની ધુળના ફાકા ભરાવે તેવી ભુલકી હતી. વખત ગોયા હવાની પાખ ઉપર સ્વાર થઇ ઉડી જાયછે. અને દશ વરસનો ગાળો કોઇના કહેવા બોલવા કે ચોલાવવાની વાર જોયા વગર સપટાબંધ નીકળી ગયો છે.

જે દશ વરસના અરસા દરમ્યાન અનેક ફેરફારો થઇ ગયા છે. પણ આપણી માઝનદરાન મુનસીમા થયલા ફેરફારો દેખીતા છે તે જોકે ફકત પંદર વરસની છોકરી છે, પણ પંદર વરસની છોકરીઓને આપણુ સાધારણ રીતે મુબઇમાં કોક ને ટોપી ભર 'મેરે ચરે' જેવાં

રંગરૂપમા જોઇએ છીએ, પણ રોશન પંદર વરસની છતાં અજાણ્યો જોનાર તેના ઉંમર વીસથી બાવીશની આંકે છે અને "દાંતમાં આંગળા પકડે છે"

એમ કાંય? રોશન એટલી જોરાવર ને કદાવર કાંય? તે સવાલ પુછવાને શું જરૂર છે? આપણે જાણે છીએ કે તેણીના શરીરમાં એક મોગલાણીનું લોહી પણ ભેળાએલું છે જેઓ અલબતાં પારસીઓના મુરદાલ બાંધા સાથ સરખાવતાં ઘણાં ચઢીયાતાં છે, અને તેથે જ રોશન એટલી ભારી ને જોરાવર છે.

હવે નેણી જેમનના પુર બહારમાં આવી છે. તેથી તેણીની સંભાળ ખાસ રાખવાની જરૂર છે એમ બહેરામ તેના પોતાને જણાય છે. તેણીને માટે એક મતરાઇ તો ઠીક પડેજ નહિ. પણ બહેરામ જે આ લાહોર શહેરમાં ચૌદ વરસમાં કુદકે ને ભુસકે આગળ વધી ગયો હતો, અને પોતાની ધણીઆણીના મરણને પદર વરસ થવા છતાં બીજી કોઇ માટેનો ખ્યાલ તેણે કદી કીધો નહિ, અને પોતે લીધેલા સોગંદ તેણે આ રીતે પાળ્યા હતા એ બહેરામ અને રોશન માટે સારૂંજ હતું, કેમકે રોશન જેવી "ઝેરે કાતીલ" છોકરી મતરાઇને કેમ દાંતમાં ખાસડું આપને તે વિચાર જ બહેરામને ગભરાવી મારવા પુરતો હતો રોશનને સાત વરસની થતાંજ લાહોરની કોનવેન્ટમાં મુકવામાં આવી જયાં એક બોરડર તરીકે તેણીની કારકીર્દી જોઇ યુરોપયન સીસતરો, અને છોકરીઓ અજબ થતી, જયારે તેણીના પોતાની શરમ કરી, તથા ખોબા ભરી ભરીને જે રૂપીઆ બહેરામ તરફથી માગતા તે ધ્યાનમાં લઇને દશ વરસની થતાં સુધી રોશનને ત્યાં રહેવા દેવામાં આવી પણ આ આનરી રીતે પોતાના ગુસ્સાનો આનરા દશમે વરસે પોતાની આંખોને શરીરમાં થ.ઘુર ચમકારાઓ સાથ બહાર ફેંકવા માંડયો. તે દશ વરસની ઉમરના નાના છતાં જોરાવર હાથે, એક નાની યુરોપયન છોકરીના ગાલ ઉપર જીુસ્સામા જઇ પડયા કે તે નાજુક બચ્ચાના કાનનો પરદો તુરત ફાટી ગયો. આટલી નાની ઉમરે પોતાના કદાવર શરીરને ખબરા સ્વભાવથી બીજી છોકરીને હમેશ માટે તેણીએ બેહરી કરી મેલી તુરત ડાકટર દોડ પહોંચી વળી. અને તે યુરોપીયન છોકરીના બાપે બેહરામજીના ગજવાં ઉપર જેટલો કાપ મેલાય તેટલો મેલ્યો. અને પોતાના બચ્ચાંએ ખોવલા એક કાનનો દંડ પુરેપુરો લીધો તુરતજ વડી સીસતરે રોશનને પાંખ્યું પકડી બહાર કાઢી અને આવી રીતે તેવણે હિસાબ માંથી પેંડો મેળવ્યો કે, બહેરામજીની દીકરો ઘણો વધી ગઇ.

બહેરામના પુખના દીકરી ભીખાઇજી જેવણ કારભર અર્થે ઘરમાંજ રહેતાં હતાં તેવણના પેટમાં મોરો ધમકો પડયો તેવણ એક દિવસ બહેરામ આગળ બખાળતાં સંભળાયાં "બહેરામજી ભાઇ, તારી આ દુકતી, રોશન તો મહિના દિવસમાંજ તોબાની તાલી પુકરાવે છે. પેલાં જેકસનવાલાની છોકરી સાથે એને તદન બનતું નહિ ને કાલે તેની બિલાડી પર છુંટો મોટો પથરો માર્યો તે બિલાડી તો મરી ગઇ, ને અનરતુ મુળ ગયું, પણ મરે લીલી કેટલી રડી બલા જાણે! બિચારી લીલીને લીધે મારો જીવ ઘણો બળ્યો! ભઈ ત.રી દીકરી તો એક છે. પણ એકવીસની ગરજ સારે છે તેમાની છે. ખોદા કોઇ દુશમનનેબી એવી "આગીઆ બહેતાલ" જેવી છોકરી નહિ આપો, તો સારૂં. નકરી એક વીછણ, ભાઇ તું કાંઇ ગુસ્સો ના કરતો, પણ છોકરીની જાત છે ને અત્યારથીજ આવી છે, "ઝેદુગે કાનીન" જેવી છે, તે મરે ધણી દીકરાની થશે તોબી તો શું શું કરશે? ઓ ખદાએજીરે! આપરે બી કાંઇ એટલાં ઉતાં કે ઉનાંજ નહિ. પણ માયરે માયરે એવી સુસવાત જેવી છોકરી આપરેતો કોઇ દહડો નથી જોઇ" અને તેવણે પોતાની વાલ મખમેલની સપાટ કાઢી નાખ સાથે ઘસી.

બહેરામ સઘળું જોતો હતો, સમજતો હતો છતાં પોતાના બચ્ચાંને કોઇ કાંઇ બોલે તે પસંદ પડતું નહિ તેણે જરા દમમાંજ કહ્યું

"પણ બાબાઇજી અહીં તમુને તાકઝાક શું કરવા? તમેણી આખો વખત તમારી આતરીને અને દશ્તી નહને બેસો.છ,તે એના પર કાંઇજ ધ્યાન નથી આપતાં, તમારી સમજવતેતો એના ઉપર ઘણી અસર કરવી જોઇએ."

"ભઇ તું ચીરાઇ ના જા, તારી દીકરી-બી વળી ગાય ગુલાબ જેવી પરીની? મુઇ મને કાં "પોરીને પી જાય" તેવી છે. લો જો, ટ-રણાંજ પેલાં ખજુરીના ઝાડ ઉપર ચઢીછ હવે એને એ કઇ શોભે? આજ કાલ સાડી પહેરશે! બધો મરે કેવો રેશમી ફ્રાક ફ્રારીને લાવશે."

જરાવારે લાલ લાલ ચહેરે રોશન ત્યાં આવી લાગી, અને બીખાઇજીને કોળા ફુકડાલીને પુછયું "એ હમણાં તમે પપાને શું કહેતાં હતાં? તમારાં કુદણપણા અહિં નહિ ચલશે તે યાદ રાખજો" અને પોતાના બાપના કે બીખા-ઇજીના મોં ઉપર એક નજર પણ નાખ્યા વગર તે ઉડયા વાની માફક ઘસડાઇ ગઇ તે અન્નો વડા-ઓએ જોયાજ કર્યું.

બહેરામ દિવસે દિવસે લોકોનો વધુ માનતો બનતો હતો. અને લક્ષ્મી વધુને વધુ પ્રસન્ન થઇ ખુબ નવાજતી. તે બહાર કામમાં ઘણો રોકાયલો રહેતો તેટલાં તેનાં જીવને ઘણું સુખ હતું પણ વધુ સુખ મેળવવા જયારે તે ઘરમાં આવતો ત્યારે નાની દશ વરસની રોશન–આતશી રોશન વીછણ જેવી રોશનની વાતો સાંભળી સુખનવ તું ઘણું થતું.

એક દશ વરસનું બાળક જયારે આટલું તોફાન કરે, જેના ખયાલમાં ખરાબ જુરસાએ-ના સમાવેશ હોય, ત્યારે પંદર વરસમાં તો સ-ઘળી એબો તેના પુર બહારમાં આવે છે તે આપણે જાણીએ છીએ.

આજે રોશન પંદર વરસની થઇ હતી. બેશક તેણી અતિ ચંચળ હતી. નિશાળમાંથી પેરા મળેલો હોવાથી ઘરમાં એક મડમ શિક્ષક મીસ લીલી શીખવવા આવતી. જયારે રોશનનાં મીજાજમાં આવતું ત્યારે છુટી ચોપડી મીસ લીલીના અંગ ઉપર ઉડાડી ચાલી જતી. તેને કોઇથી રીતે 'તસુમાં તલ' ઓછો પડવો નહિ જોઇતો હતો. જયારે રોશન કેટલીક વાર "જેનરલેસ" થતી ધડાધડ હાથના આંગળાના કડાકાઓ ફોડતી. મોમાં પાનસોપારીના ટુચાઓ દાબતી, ને બચર-બચર ચાવતી. તથા ખુબ તરેહસે પગ હીલવી મુકતી, ત્યારે બીહતાં ધ્રુજતાં તેણીની શિક્ષક "ઓ મીસ સુનરસી, આઇ લાઇક યુ ટુ બી આં લેડી" કરી કહેતી. પરીણામમાં બોગીઓં જેવી મીસ લીલી શું સાંભળતી. "યુ મીસ લીલી, આફ્ટર એલ યુ આર અવર સીલી ગર્લ."

ઘણું અજબ જેવું તો એ હતું કે રોશન-ના સમાગમમાં આજ લગણ એક પણ માણસ તેનીને મચેતું આવ્યું હતુંજ નહિ. તેથી જોઇએ તે કરતાં તેણી વધુ ફાવી ગઇ હતી. અને વીખરીને બે બદામની બની ગઇ હતી.

જ્યારે તીખી રોશનને તેના પપાએ ફ્રેંચ શીખવવાની બહોંસ કરી ત્યારે તેણે સાફે સાફ ના પાડી. "મુવુ કાંઇ એબલગામણું શું ગણ્યા માણસો બોલે તેવું. ખબરદાર હું એવું શી-ખવાની નથી. અને ફારસી શીખવા ગમેછ ને હું કહુ છ કે કોઇ મુસલમાન માસ્તરની શી-ધમાં તમે રહેજો જે મને ફારસી શીખવી શકે. વળી આ દેગરસન જેવો મોંઘો ઢાટ ધ્યનો તમો કોણના હુકમથી 'હાથ હુશ' કરતાં મુબાઇથી લાહોર સુધી ઘસડી લાવ્યા. એ બેજા-દુઃખણુ મને પસંદ નથી મારે મનથી ઇગ્લીશ મ્યુ-ઝીક વોભીટીંગના અવાજ જેવું છે. મેં એક દીલ્લી-વાન ઉસતાદને કે દહાડેનો સાંભળ્યો છે. જે દહાડા જાય છે તેમ મને તે દીલરોબા ને સીતાર શીખાડ-વા આવશે. હવે આ ધ્યાના ઉપર જોઇએ તો

તમારા ફુઇના દીકરી પેલા બીબાઇજીને બેસારો, ને સાથે તેવણની પછવાડે ઉભા રહી તમો ગાવો" રોશને ફુલપાન ચુકવી આપ્યું.

એટલા વખતમાં રોશને ઇગ્રેજીનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું, અને જ્યારે એક મુસલમાન માસ્તર ફારસી શીખાડવા આવ્યો, ત્યારેજ તેણી જંપીને બેઠી તેણી ફારસીમાં કાંઇ અજબ ઉલટ લેતીને જલદીથી વાંચવા તથા લખવા શીખી કાંય તેમાં તેને ઇનટરેસ્ટ પડતો, તે પોને તો નહિ સમજતી, પણ રોશની પેતાની "મધરટંગ" ઉપરના પ્યારનું કારણ બહેનમે ઝટ જોયું હતું. બહેરામને જબરો ધરકો તેના માસ્તરો માટે હતો કેમકે "જાન ઉપર ભાત" જઇને અને "તાખમની તાસીર" ઉતરીને રોશન રખેને "શી ગમાંથી સડો" ઉતપન્ન કરે. તેતી પહેલાં ધણી ફીકર બહેરામને થઇ પણ તેણે જોયુ કે રોશનના બન્ને ઉસતાદો ઘણીજ સાલસને ખુદાના તપ જેવા હતા એ બહેરામને લાગ્યું કે રોશન માટે ઘણું ઠીકજ હતું. વળી તેણે ઘણી અજાયબીથી જોયું કે આખી જીંદગી ભરમાં રોશને કોઇનેમી જો માનપાન આપ્યુ હોયતો તેણીના ફારસી અને ગાયનના ઉસ્તાદનેજ હતુ. તેઓ બન્ને પોતાના હુન્નરમાં ગમે એટલા આગલ વધેલા હતા, છતાં તેઓની કદર કરનાર લાહોરમાં કોઇ હતું નહિ. તેથી ગરીબાઇમાં, રોશન જેવી ચેલી તેઓના હાથમા આવવા માટે તેઓ ખુશ હતા. વગર શકે તેણી બાહોશ હતી, એટલે બેને ઉસ્તાદોની માનીતી થઇ પડી.

રોશને થોડાક દિવસ પછી પોતાના નોકરોને હુકમ કર્યો;

"ઉસ્તાદજી, અને મારા માટે ખુરસી ઉપર બેસી વગાડવાનું ઠીક નથી પડતું, આ બા- જુએ જમીન ઉપર એક નરમ ને સફાઇદાર બીસતરો બનાવજે, હિંદુસ્તાની ગાયનની ખુબી તો જમીન ઉપર બેસીને ગાવાથીજ માલમ પડે છે, ત્યારેજ તેમાં મીઠાસને લેહજત ઓરજ લાગે છે, શું સમજ્યો કે? મુવા વાંદરાંની ફાની ડાચુ ઉઘાડું રાખીને શું જોયા કરે છે?" અને એટલું બોલી તેણીએ સીતારને ટયુન કર્યો, અને ઘણુંજ મોટા, ને ખુલ્લા દીલને હરી લે તેવા હલકે, ઉસ્તાદનું શીખવાડેલું ગાયન ગાયુ તે વખતે સીતાર ઉપર જાણે કેટલાંક વરસનો કાબુ હોય તેમ રોશનના ગુલાબી નખ સાથના લાંબા હાથી દાંત જેવા આંગળાંઓ વાજીંત્ર ઉપર ઉડવા લાગ્યાં, અને ડાબા હાથમાં પહેરેલી બીલીઆન-ની વીટીંઓના હીરા આંગળાંઓનાં ઊંક સાથ ચમકવા લાગ્યા. દિલપઝીર ગાયન નીચે મુજબ હતું.—

"મને મળતો નથી, મુજનો દીલદાર, યાર કેમ,
કરૂં, ગમથી મરૂં રે!
મજને બતલાવે કોણ કયાં જાવું? કેમ પાવું રે!
થઇને કોયલડી ઊડી જાવું કયાં? હરદમ ગમ—
બેદમ ફરૂં રે—મને મળતો નથી.
વગેરે, વગેરે ——

તે ગાયન પુરૂં થવા સાથ રોશને સીતાર સહેજ અફાળી કારપેટ ઉપર મલ્યો અને તેણીના મોંમાંથી એક ધીમી હાય નીકળી પડી.!

ઓ રોશનબાનુ, આસતે! ધીમે! જરા ધીરાં પડો. એક દીલદાર મેળવવા હજી તમે ઘણાં નાનાં છો તમારા બાપના પૈસા અને તમારી ખુબસુરતીના જોરથી કોઇ દીલ-દાર દોડતોજ કે તમારા પગ ઉપર માથું મેલતો આવશેજ પણ તે પહેલાં ડોસાં જરા તમે ડાહયાં નહિ થાવો?

## પ્રકરણ ૭ મું.

—:૦:—

" રેશન તું મારી તપાસમાં સંદતર હુશીઆર જણાય "

આવો આવો રંગીલા અલબેલારે.
ઉભી ચાહાંને જોઉ રે તારી વાર
મારા રાજરે — આવો

ઉભી થઇછ મુજ બદનમાં ગોપી ગોપીઓરે
મારા સાવરીઆ, મને, તારી પ્રીત
મારા રાજરે—આવો

" ચેં તે ચેરવો ઝમરગો, માફ તે રીગીમ ના " રેશનના ફીરંગી મેંસ્નાએ ઘુઘરવાળા છાણા જેવાં ડાચા સાથે, રેશનની નોકરી અને તેના સ્વભાવ માટે બબરચી ખાનામાં બબડવા માંડ્યું.

" ક્યું ક્યા હય, ફ્રાંસીમ " બીજા મુસલમીન નોકરનો અવાજ આવ્યો " એસા ક્યા બીમબાઇમે બરાબરા સામ લોકકા પાસ નોકરી કીયા અમ મેમમાગ કીધરમી કભી દેખા નહી " વરદી લેનેકુ જાનેકા દેર લગતા " રસુલ જે રેશનના કોપથી કોણ જાણે કેમ બી બાકાત હતો, તેણે મોટે મોટે હસવા માંડ્યું રેશનબાનુને ફીરંગીને હાથના પકાવેલાં ખાના કરતા મુસલમીનને હાથનું વધુ પસંદ પડવાથી ખુશ દીલથી હર લેડીશીપ માટે મુસલમીન ખાનસામા રસુલને મોટે પગારે બે લાવ્યો હતો. પણ રેશન તેથી કાંઇ ફીરંગી મેસ્નાને સખે કદારે ગગડવા દેતી નહિ બને જણ અવાર નવાર શધતા અને જ્યારે ફીરંગી બબરચી વરદી લેવા જતો કે રેશનના હાથે ઝટકાઇનેજ આવતો પણ મોટા પગાર, શેઠની લાયકી, ને બીખાઇજીની ભલમણસાઇને લીધે રેશનનો મીજાસ સાંખી જઇ રોજ જાઉ જાઉ ને જ્યાંનો ત્યાંજ હતો.

આપણે આગલી રેશનને જોઇ ગયાં, ત્યાર પછી વચમાં અગત્યના બનાવ બન્યા વગર, સડસડાટ પાંચ વરસ પસાર થઇ ગયાં, એટલે રેશન વીસ વરસની ખીલી ચુકેલી હતી. જોબનના પુર બહારમાં આવી રહી હતી, અને મીજાજના પાવરમાં પણ ઘણીક ડીગ્રીઓને વધારો થતોજ ગયો. કહેવત છે કે " સોળે શાન, ને વિસે ગ્નાન " પણ રેશાનીમાં સોલ વરસ પુરા થઇ જવા છતાં શાન કે સ્યાનપણુ જેવું કાંઇ આવ્યું હતુંજ નહી. દેખણું તે તેણીમાં સારૂં હતું, પણ તેનો ઉપયોગ કરવાના સાસા હતા એટલે ડહાપણ વગરની હુસ્યારી, તે ઝમક વગરના ગાયન, અને ખાંડ વગરની ખીર જેવી હતી.

ઘરમાં તેણી એક રાણીની નાફક રાજ્ય ચલાવતી. અને બુઢ્ઢા બીખાજી ડોસાંગી ઘરના કારભારમા માંથુ મારવા કરતાં પોતાની ચાતરીને ઉન લઇ, તેની સાથે ફાંફાં મારવાનું પસંદ કરતા, વળી સત્તા જે બાયીઆ જેવાઓ પણ, છોડી દેવાનુ પસંદ નહિ કરે, તે 'ઝેહરે કાતીલ,' જેવી રેશનીને કેમ ગમે ? એટલે દરેક સત્તા તેણીએ પોતાનાજ હાથમાં રાખી હતી.

બીહતો ધ્રુજતો ફ્રાંસીસ બાઇ આગળ વરદી લેવા આવ્યો. બાઇ તુરતનાજ બાગમાં ઉતરી દરાખના માંડવા આગળના ઝુમી પડેલા દરાખના ઝુમખાઓ સરખા કરી તેની નજદીકની બેહેંક મા ગોઠવાયલાં હતાં ત્યા મંગલ મુર્તિ ફ્રાંસીસ દોડી આવ્યો

જ્યારે તેણી પોતાના પ્રિયતમને માટે ખુશ ખ્યાલ કરી મોં ઉપર સહેજ હાસ્ય ૯ વતી તેજ વખતે તેના સામે અણુગમના માણુસનું આવવું થાય તે રેશન કેમ સાખે ?

'કેમરે ! શું છે ?" તેણીએ ચુચી આંખો કરી કહયું " અવગ્નું મુળ સહવારના પહોરમાં સામે આવ્યો, ચાલ નીકળ અહિ થી. રસુલ બધુ કરી લેશે. મુવો તું રાધતો સીખતો"

અજબ છોકરી હતી ! તેથી તેણીના દેરદ

પણ અજબ હતા. । રેશનબાનુએ પોતાના નો કરને પુલાવતે બીરીઆની જરદો ને ભુજેલી સીક તથા ફાલુંદાની વરદી આપી.

તેણીની માની બધીજ અસર તેણીમાં હતી. પણ ખાના માટેના મુસલમીન ટેસ્ટથી બહેરામ હેરત હેરત થતો. તે ધ્રુજી ધડકી વીચારતો કે એ છોકરીને એની માના ખાનદાન ને જાત વિષે જો સ‘સારીખી જણાય તો ફેસતા ફ્ર્ન્જેતા કરી મક્ક હજ કરવાબી જવા તૈયાર થાય.

એકજ ભુલ.—એકજ બેવકુફાઇ અને તેનુ પરીણામ તેને જન્મ સુધીનું યાદ રહી જવાનું હતું. જુદદીન લગનથી બહેરામજી લીલી મોજ કરતા હતા, જો તેની ધણીયાણી તેને જુદદીન લગનથી ગમતુ' સુખ આપવા માત નહી હતી, તો તેની જગોએ તેના જેવી તેની દીકરી તો હાજરજ હતી.

રોશન પેલા દરાખેના જુંમખા નજદીકની બેઠક આગળ બેસી વમાસણમાં પડી હતી.

"અરે મીતુ કેવો ફ્રંડો છે. હું એને માટે મારો જાન પટકી નાખું છું ને આજે ચાર ચાર દિવસ થયા એતું મોં દેખાડતો નથી, પણ એની જાણે બલા, રખેને આજેબી નહિ આવે." એટલું બોલી એક નાની સળી તેણે પોતાની કમરે લપેટેલા બેલ્ટમાંથી ખેંચી કાઢી તે ઉપર એક કીસ કીધી કે જે સર્પ્મી મીતુના છેડામાંથી પડેલી તેને જમીન ઉપરથી ચુપચુપ ઉઠાવી લીધી હતી.

જરા વારે ઘોડાની નાલ સાથના પરગરાં પગલાઓ સમજાવા લાગ્યાં. રોશન અળફીને વતાર થઇ બેઠી, વાસકુત જરા સરખું કીધું અને હાથો માથા ઉપર મેલી કાન આગળથી બાલ વધુ ઢીલા કીધા અને ઘણી નાજે અદાથી પેલી બેઠક ઉપર અરડાઇને પડી, કે જરા વારે એક ઘોડેસ્વાર જવાન ઘોડા ઉપરથી ઉતરી, અંદર આવ્યો અને આબાદ જર્યા રોશની બેઠી હતી ત્યાં જઇ ઉભો.

"ઓ મીસ મુનશી, કંઇ તદનજ એકલાં છો ?"

"તો લેવા કયા કાકાને જાઉ? પપાના તો કંટ્રાકટની મોહકાનમાં મહિનાના કેટલા દિવસ બહાર રહે, ને પેલી બીખાઈ ડોસી રીતભાતનો ભંડાર, ને હુશ્યારતું પુછ્છું તેની સાથે તે શું વાત કરૂં ?" એક રીતભાતનાં ભંડારે ઘણો સાલેસ જવાબ દીધો.

"ઓ આઇસી, ઘરમાં ત્યારે પપા નથી, હતે તો મને ઘણું ગમતે. એવણુની વેપારની કુનેહ ને દુન્યાઇ અનુભવની વાત સાંભળવાનું હું ઘણું પસદ કરૂં છું. ઓન માઇ વર્ડ, મને એવણુની કંપની ઘણીજ ગમે છે" મીતુએ વગર વિચારે કાચું કાપ્યું.

રોશનના શોભડાની લ બાઇમાં ચાર ઇંચની વધારો થયો, પોતાની તારીફ કરવાને બદલે પોતાની કંપનીમાં ઈનટરેસ્ટ લેવાને બદલે બુઢ્ઢા બાવામાં તે શું બળેલું હશે, તેના વિચારથી અરે ખી રોશન ગુસ્સા બાજ બની પોતે નાજુક અદાથી બેસવાની લીધેલી તકલીફ અને બધું સઘળું પાણીમાં ગયલું જોઇ, તેણી રંજીદાં થઇ.

"હાં કે, એમ છે કે ? તો શું ધુળ મુકવા અહિં આવ્યા, ચાલો સીધારો"

"ઓ મીસ મુનશી, મારા બોલવાથી આટલા બધાં ગુસ્સે થશો એમ મેં કદી ધારેલું નહિ! ઓ આઇ બેગ યોર પાર્ડન ! હું અહિં તમારી પાસે બેસું ?"

'સરટનલી"

ચાલો રોશનબાઇ ઠંડા થઈ ગયાં ને દેટલે હાડે જરા હસ્યાં. પેલો જવાન શખ્શ જે તેઓ ને હાલમાં દોસ્ત બન્યો હતો, તેણે કાંઇ કાઇ બોલી આસ્તે આસ્તે રોશનબાઇને વધુ હસાવ્યાં. ખરું પુછાવો તો તે નજીવુંબી બોલતો, તો રોશનીની બદામ દરાખ વેરાઇ જતી.

(ચાલુ છે.)

દેખાડી આપેછ !

## કરકસરની ગેરહાજરી.

વહાલી બહેનો, કરકસર એ સુખી થવાનું સાધન છે, તો તેને લગતું જ્ઞાન તમે પહેલાં મેળવજો. જો સુખી થવા માંગતાં હોવ, પાછલા વખત માટે કાંઇ સંઘરવા માંગતા હોવ તો કરકસર કરવાનું શીખજો ઘર સંસારી કેળવણી તમારાં માવતર પાસેથી જરુર શીખજો. હા, બીજી અંગ્રેજી કેળવણી પણ સાથે લેજો. પણ જો તમારા માત પીતાની ગુંજાસ તમને વધારે ચઢતી કેળવણી આપવા જેવી નહી હોય તો સાધારણ અંગ્રેજી કેળવણી લઇ ઘર સંસારી કેળવણી લેજો તમારા માતા યા સાસુ કેવી રીતે કસર કરેછ તે ધ્યાનથી શીખજો કે સંસારી જીંદગીમાં તમને કામ લાગે. એક સ્રીની સર્વથી પહેલ્લી ફરજ પોતાના ખુદા તરફની છે, અને પછીની બીજી ફરજો માતપીતા, ભરથાર, શીક્ષક, ભાઇબંધો તરફની છે. ખુદાથી ઉતરતી ફરજ ભરથાર તરફની છે. 'ખુદા અને ખાવિંદ' એ બરાબર છે. તમારા સુખ દુખનો તે સાથી છે. તેનાં સુખી ઘરનાં તમે રાણી છો. તેનાં ઘરનો કારભાર તમારા હાથમાં રહેછે તો તમારી ફરજ છે કે તેનાં મકાનને સદા આબાદ હાલતમાં રાખવું ધારો કે તમારો ધણી ગરીબ હોય, ટુંક પગાર પામતો હોય, અને ઘેર ચલાવવાનો બોજો તમારે માથે આવી પડ્યો હોય તો તમે શું કરો ? ટુંક ખરચમાં ઘરનો સંસાર કેમ ચલાવો ? કરકસરથી એમજ કેની ? અને તેથી જો શીખેલાં હશો તો તેમ કરશો કેની ? ત્યારે હવેજ વિચાર કરો કે કરકસરનું જ્ઞાન લેવું કેવું ઉપયોગી છે ભલે તમારો ખાવંદ તવંગરથી હોય તોપણ કરકસરથી ઘર ચલાવજો. કાલ કેવી છે તેની કોઇને ખબર નથી. 'આજે અમીર તો કાલે ફકીર' એવા આ દુન્યાનાં રંગ છે, કદાચ તમે કરકસરવાલાં થાઓ અને તમારો ભરથાર ઉડાઉ હોય, તો તમારી ફરજ મુજબ તેને તેમ કરતાં વારજો. જેટલા પૈસા તે આડે રસ્તે ઉડાવે તેટલા પૈસા હરબહાને તેની પાસેથી લઇ તમે ઉંચા કરજો.

બ્હેનો, કરકસર કરવી એતો સ્રીની એક શોભા છે. તેણીના અને તેણીના ભરથારની આબરૂ તેમાં સચવાયલી છે. એક સમજુ કરકસરવાલી બાઇરી તેણીના ભરથારને ગરીબાઇનાં વખતમાં મોટો દીલાસો છે, એક આશીરવાદ છે. જ્યારે ઉડાઉ અને એ અકલી સ્રી પોતાના ભરથારને એક મોટી આફત છે. એક શ્રાપ સમાન છે. માટે દરેક રીતે કરકસર વાલાં થજો. ઘેરને લગતું કામકાજ, જેવું કે રાંધવું સીવવું, સાંધવું, કચરો પુંજો, વિગેરે તમે જાતે કરી શકો તેવી હાલતમાં હોવનો, પારકાંને આધારે રહી પૈસાની બરબાદી નહી કરતાં તમારે હાથેજ કરજો. તેમ કરવામાં કાંઇ એબ નથી ઉલ્ટી તેમ કીધાથી તમને કસરત મળશે, તંનદરોસ્તી સારી રહેશે અને સર્વથી મોટો ફાયદો તો એ થશે કે પારકે હાથે કામ કરાવવાનાં જે પૈસા આપવા પડે છે તે પૈસા તમે સંઘરી શકો. હા. કદાચ તમારી ગુંજાસ હોય, યાતો તમે જાતે કરી શકો તેમ નહી હોય, અને નોકર ચાકર રાખી કરાવવુ પડે તો તેમાં હરકત નહી. પણ તેઓપર રેઢું નહી છોડતાં તમે જાતે સઘળો હીસાબ કરવાની દેખરેખ રાખજો તોજ તેઓ તમારા તાબામાં રહેશે.

તમારા ભરથારની સારી હાલત જોઇ વધારે છકી જઇ હદની બહાર જતાંના. દરેક ચીજમાં કરકસર અંદાજે ભાગવજો. 'પંદરનો પગાર અને પચીસનો પોશાક' એ કહેવત મુજબ ચાલી તેને કરજદાર બનાવતાં ના. ખુદાનો આપેલો પાસે પૈસો ઘણો હોયતો ખોટે માર્ગે તેની બરબાદી નહી કરતાં ગરીબને સખાવત કરી તેઓની દુખી આંતરડીની દુવા લેજો વગર ફોકટની ફીસ્યારી જણાવવા બીન ઉપયોગની ચીજ પર પૈસા ગુમાવતાંના. દાળ રોટલીએ સદા સંતોષી

# બ્હેનોને માટે બે બોલ.



( લખનાર— કેશવલાલ એલ. ઓઝા )

હિંદમાં સ્ત્રીઓની સ્થિતિ સામાન્ય રીતે શોક જનક છે. ઘરમાં તથા બહાર તેઓને યોગ્ય જ્ઞાન મળતુ નથી જેને પરિણામે હિંદુસ્થાનનો સ્ત્રી વર્ગ જન સમાજમા તદન બિન ઉપયોગી નિવડે છે. સારાં ભાગ્યે આ દુર્દશા નાબુદ કરવા કેટલાક પરગજુ સાક્ષર બધુંઓ તન, મન અને ધનથી મથે છે. અમદાવાદમાં "સુંદરી-સુબોધ," નવસારીમાં "ગુલશન અને મુંબઇમાં "સ્ત્રી-બોધ નામનાં માસિકો આઓ માટે ખાસ લેખો મેળવી તેઓમાં સાહિત્યનો શોખ ઉત્પન્ન કરે છે અને આ ઉમદા પ્રયાસ માટે ઉપરના માસિકોના અધિપતિઓને ધન્યવાદ ઘટે છે. અમદાવાદ વાળા સાક્ષરવર્ય રા રામમોહનરાય જસવંતરાય "સુંદરી સુબોધ" કાઢવા ઉપરાંત સ્ત્રીઓને આશિર્વાદ દાયક પુસ્તકો પણ લખે છે. તે સાહેબનું "યોગિની" નામક પુસ્તકરત્ન હિંદુ ગૃહ સંસારનું આબેહુબ ચિત્ર આપે છે. હિંદુ સમાજમાં નવોઢા તરૂણીની હાલત શોભા આપનારી નથી તે આ ગ્રંથમાં પુરવાર કરવામાં આવેલ છે અને તે દુઃખદ પરિણામ સાસુ નણંદની નિર્દય વર્તણુંક ને આભારી છે તે સર્વમાન્ય બાબત છે. પ્રખ્યાત લેખક સ્ત્રી-સુધારણા માટે નિચેની વ્યવસ્થા સુચવે છે.

૧. સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવામાં મદદ કરે એવાં પુસ્તકોનો સંગ્રહ કરવો તથા પુસ્તકો લખાવવાં અને પ્રગટ કરાવવાં. પુસ્તકાલયની ચોપડીઓ સઘળી સ્ત્રીઓને મફત ઘેર બેઠાં વાંચવા મળે એવી યોજનાઓ ઠામઠામ કરવી; સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકો તથા વસ્તુઓ એકઠી કરવી. તેઓ વિદ્યા કળા, વૈદક, ભરતાં ગુંથતાં, પાક-શાસ્ત્ર, બાળક ઉછેરતાં તથા માંદાની માવજત કરતાં શીખી શકે અને સ્ત્રી રોગો બાબતનું જ્ઞાન મેળવી શકે એવું વાંચન પુરૂં પાડવા તરફ આ પુસ્તકાલય તરફથી ખાસ પ્રયત્ન થાય એવી ગોઠવણ કરવી.

૨. પત્નીશાળાઓની નિરંતર વૃધ્ધિ કર્યા કરવી અનાથ બાલિકાશ્રમને સંપૂર્ણ ઉત્તેજન આપવા ઉપરાંત વિધવા સ્ત્રીઓને પોતાનુ વૈધવ્ય જીવન દેશ સેવામાં ગાળતાં શીખવવા માટે એક મઠ અથવા મંદિરની સ્થાપના કરવી જેમાં તેમને પોતાની સ્થિતિને યોગ્ય કેળવણી આપવી અને આપણા દેશમાં પંડિતાઓ તથા સ્ત્રી ઉપદેશકો, અને ઇસ્પિતાલોમાં ખાસ રીતે જરૂરની સુયાણિઓ તથા માવજત કરનારી સ્ત્રીઓની ખોટ પડે છે. તે ઓછી કરવી. કુલીન પરંતુ ગરીબ પત્નીઓ અને વિધવાઓને અન્ન, દ્રવ્ય વિગેરેની સહાય કરવી અને જે જે યોજનાઓ આપણાં ગૃહસંસારને સુધારી શકે તે તે સર્વ યોજવી, "

ઉચ્ચ ભાવનાઓથી અલંકૃત ઉપરના ગ્રંથનું અનુસંધાનમાં રા. રામમોહનરાયે "બાલા" નામનું બીજું પુસ્તક લખ્યું છે, જેમાં હિંદમાં સ્ત્રીઓમાં તથા સગીર વયનાં બાળકોમાં દિનપ્રતિ દિન વધતા જતા મૃત્યુ પ્રમાણનાં કારણોનું સંશોધન કરી વ્યવહારૂ ઇલાજ દરશાવ્યા છે.

હિંદી પ્રજાને નિર્વીર્ય નિર્માળ કરતાં મુખ્ય કારણો નિચે પ્રમાણે વર્ણવ્યાં છે.

"યુવાન, સ્ત્રીઓ અને કન્યાઓમાં નબળાઇ, રોગીપણું અને અકાળ મરણ બ્રહ્મચર્ય અને કુમારીવ્રતનું ખંડન કરતાં બાળ લગ્નો, સ્ત્રી પુરૂષના સંબંધમાં મિતાચારની ન્યુનતા, આપણા ગૃહજીવનમાં અજ્ઞાનતા, વહેમ અને અંધ શ્રધ્ધા, ખોટી જરૂરિઆતો અને અતિ ખર્ચાળપણાને પરિણામે સર્વત્ર વધ્યે જાય છે. અને તે અટકાવવામાં ત્રણ સાધનોની ખસુસ આવશ્યકતા રહે છે જેવાં કે (૧) ફરતું પુસ્તકાલય, (૨) સ્ત્રી સાહિત્ય અને ખાસ વાંચન માળા, (૩) અબલા સહાયક ફંડ."

છેવટમાં, અમે ઉપરનાં બંને પુસ્તકોનું મનનકરવા દરેક સુધારક બંધુ તેમજ બહેનોને ભલામણ કરી ગ્રંથકર્તાની હૃદયો-તેજક ભાષામાં લેખ ખતમ કરવા રજા લઇએ છીએઃ

આપણો અને આપણી ભારતી મૈયાનો ઉધ્ધાર આપણા પોતાનાજ હાથમાં છે એમ સર્વદા નિઃશંક માનજો, અને તે દ્વારા પ્રભુનાં દર્શન કરવાનો સમય સમિપ લાવવાનું બળ પણ આપણી પાસેજ છે તો વૃથા વિલંબ શા માટે? ભગવાનની મુર્તિને આપણે પુર્ણ ભક્તિથી પુજીએ છીએ, પણ પ્રભુના અવતારને જન્મ આપનાર-ધારણ કરનાર આપણી દેશ મૈયા તરફ આપણે એક મીઠી નજર પણ નાંખીએ છીએ? ઇશ્વરની મુર્તિનાં દર્શન કર્યા વિના, તેને તે પ્રસાદ ધરાવ્યા વિના આપણે અન્ન પાણી લેતાં નથી, પરંતુ પ્રભુનાં સંતાન અને આપણાં ભાંડુઓ -દીન, દર્દી અને દુઃખી મનુષ્યોને પ્રીતિથી મળવાની, તેમને સંતોષ આપવાની વૃતિ આપણને કદિએ થાય છે? અને આપણે તેમ ન કરીએ, છતાં આપણા ઉપર પ્રભુ પ્રસન્ન રહે અને આપણને તે દયાળુ સુખ, સંપતિ-સંતતિ તથા ઇચ્છિત વસ્તુઓ આપે એ માનવું કેવું ભુલ ભરેલું છે! પ્રભુની દરેક આજ્ઞાનું આપણે ઉલ્લંઘન કરીએ, તેને પ્રસન્ન કરવાના ખરા માર્ગ ન લઇએ, આપણાં તુચ્છ સ્વાર્થ અને અધમ વૃત્તિઓમાં તેની સહાય માગીએ, અને પછી ફરિયાદ કરીએ કે, પ્રભુ અન્યાયી છે. અમે આટલું બધું કરીએ છીએ તથાપિ અમને તે મદદ કરતો નથી!'

પ્રભુનાં દર્શન થતાં પહેલાં, તેની કૃપા પ્રાપ્ત થતાં પહેલાં આપણે સ્વાર્થ, પાપ અને દુષ્ટતાના ભારનો ત્યાગ કરી નિર્મળ થવું પડશે અને દેશોધ્ધાર કરવાને માટે પણ કોઇ રાજમાર્ગ નથીજ. એટલું સ્મરણમાં રાખજો કે દરેક ન્હાનકડો સ્વાર્થ ત્યાગ અને આત્મ સંયમ આપણને પ્રભુધામને માર્ગે ચઢવાનું એકેકું પગથિયું બને છે, જેટલું આપણે પ્રભુ પ્રીત્યર્થે ત્યજીએ છીએ તેટલું આપણને અંતરનો સંતોષ આપ્યા ઉપરાંત આપણાં આત્મા તથા જીવન સુધારી અને ઉધ્ધારી કલ્યાણ પંથે પ્રેરે છે. સ્વર્ગથી પણ અધિક આપણી જનનિરૂપ જન્મભુમિની સેવા, તથા તેના બાળકોની કેળવણી, ઉધ્ધાર અને કલ્યાણ એ પ્રભુને સર્વથી પ્રિય વસ્તુ છે, જ્યારે આપણે થોડું વધારે—આપણી શક્તિ પ્રમાણે-લોકહિત કરીએ છીએ ત્યારે નિઃસંશય પ્રભુ પણ પ્રસન્ન થઇને આપણને સહાય કરે છે એ જગતના અનુભવની કથા છે. માટે તે પરમ પુણ્યને માર્ગે, તે ઉન્નતિ ને કલ્યાણને પન્થે આપણાં ભાંડુઓ ગતિમાન થઇએ. આપણા દેશની અંધારી ગલ્લી ગુંચીઓ અને ખાબોચીઆમાં પણ જ્ઞાન સદ્ભાવ તથા પ્રેમનો ઝળહળતો પ્રકાશ આપણે સુહાવીએ; તથા મહા મૈયા જનનિભુમિનાં દેવાલયમાં પ્રગતિ અને અન ઉત્કર્ષનાં પ્રીતિ ભક્તિ ભર્યા સંગાનના ગગનભેદી, નિર્મળ, અને આનંદન સરોદ રેલાવીએ. એ કરતાં અધિક, શું યાચવું?—પ્રેમ—દયારૂપ પરમેશ્વર આપણને તેમ કરવાની સદબુધ્ધિ આપવા કૃપા કરો.

# રંગુનવાલા શેઠ મેરવાનજી કાવસજી તેમની એક અદના કદરસનાસી.

——:o:——

સદરહુ શેઠયા પોતાની ધર્મ ધ્યાન, દયાદાન, તથા કોમ સેવા માટે સુપ્રસિધ્ધ થઇ ચુકલા છે. પેલી કમનસીબ "રંગુન નવજોત" પછી તેમની એ વિખ્યાતી ચક્રવૃધિ રીતે વધી ગઇ છે, અને ધર્મ ચુસ્ત પારસી કોમ તેઓ પ્રત્યે ફીદા થઇ છે. હેઠલ પ્રગટ કીધેલો તેમનો ગરબો મી૦ ખરશેદજી બમનજી ફરામરોજે જોડયો છે, જેમાં જણાવેલા વિચાર તથા જુસ્સા કાંઇજ નહી પણ પારસી જરથોસ્તી કોમના વિચારોનો પડધા છે. ગરબા શાદી રામશનીના મેલાવડાઓમાં, સુવાસન સુંદરીઓના કોમલ કંઠે ગવાના હોવાથી, જેઓને મારે તે જોડાયલા હોય છે તેમની યાદગારી ઉતમ રીતે રાખે છે; અને અમારી ખાતરી છે કે આ ગરબો પણ આપણી બાનુઓ સર જમશેદજી વગેરે મહા પુરૂષોનાં ગરબાઓના જેવાજ ભક્તિભાવથી ગાતી રહેશે:—

———

## રંગુનવાળા શેઠ મેરવાનજી કાવસજીની કીર્તિનો

——:o——

## ગરબો.

રાહ:—"મારા મોટા ભાઇની વાડી જો, ને ગરબો રમવા ચાલી જો."

સખી ગરબે એકઠાં થાઇએ જો, ગુણ મેરવાનજીના ગાઇએ જો—ટેક.
પુત કાવસજીના મોટા જો, મહા મતાપી પણોતા જો.
રંગુનના પારસી પોતા જો, દીપી નીકલ્યા આણચીતા જો.
થયો ઓગણીસ ચૌદમાં વધારો જો, ફરી જાગો જુદદીન જઘડો જો.
બીજ રંગુનમાં રોપાયું જો, નેક નામ તે બદનામ થાયું જો.
ચો બાજુ ફેલાયાં ભડકાં જો, જાણે સલગી રાવણ લંકા જો.
સાથે બાગ્યો લાઇબલ બાહુ જો, થઇ લાગ્યો કારમો રાહુ જો.
તેણે સાંજ જમે ને ધેર્યા જો, બેઉ કોમી પત્રો વીર્યા જો.
કોમપ્રીય એ બેઉ જોડયાં જો, મુળ જુદદીન પણાંના ખોદયાં જો.
કોમ નીલાવી સ્વભોગ દઇને જો, સીર જોખમ જખમ લઇને જો.
મેરવાનજીને બુધ્ધી સુઝી જો, એ જોડયાંની કદર બુઝી જો.

ભેટ દીધી યાદગારીની જો, સભા ભરીને સમતીની જો.
માનપત્રો શીલ્ડ ; સંગાથે જો, ફંડ મદદનું કીધું સાથે જો.
એમ વિધ વિધ રીતે ખણુયા જો, જુદદીન જોડાણુનાં મુલ્યાં જો.
મેરવાનજી દાના ડાહ્યા જો, દીનદારી પક્ષમા રહ્યા જો
બંધાવ્યો કોમનો કિલ્લો જો, તોડી નાંખ્યો જુદ્દાઇનો ગીલ્લો જો.
ખડા રહ્યા કોમની પીઠે જો, દીન ઇમાનના પુર હીતે જો
નયાગાનની રાહે ચાલ્યા જો, જુના ધર્મી રેવાજો પાળ્યા જો
નાક જાળવો અંજુમનની જો, હીધી સેવા તન મન ધનની જો
આંખ મુબઇની ઉઘાડી જો, જેણુ દાખવો લીધ ઉપાડી જો.
મુંબઈની લડતને ટેકો જો, દઇ બજાવ્યો પારસી સીકકો જો
નર નામી એ નહી હોતે જો, નોક પારસો રંગુન ખોહતે જો.
ધન મેરવાનજી નર તુરા જો, રંગુનના શેઠયા શુરા જો.
ધન તારા માતને તાત જો, બચાવી દોપાની જાતને જો
નર હોય તો એવાજ હોજો જો, કોમ માથે દીપતા રેહજો જો
દીએ કોમ જીગરથી દુવા જો, સુખી લાબી થાઓ તમ ઉમર જો
ફીદા તુ પર અહુર ને ઇજદ જો, સદા અશો ફરોહરની મદદ જો
તુંપર અશોજરથોસ્તના આશીશ જો, અને જાન અમારા નશાજીશ જો.
ચાંદ ખુરશીદ ને સેતારા જો, તેબી ગુણો ગાય છે તારા જો.

---

## તું મ્હારી!



તૂં મ્હારી ! પણુ દૈવ દુર્બળ બળે મ્હારી નથી તૂં હવે !
દ્રષ્ટિ તૂં ભણી નાંખવા તણી સુધાં ચોરી થઇ છે મ્હને :
પ્રેમાલાપ કુડે સખી ! તુજ સહે થાવો હવે ક્યાં થકી ?
ત્હારા સ્પર્શની આશ હાય કદિની વ્હાલી ! ગઇ જે બળી ! ૧.
અંધારે નિત બેસીને કરૂંછું હું નેત્રાંબુ અંતર્પણ,
આ દુષ્ટ વ્યવહાર અશ્રય મ્હને તેતો ન દે ઢાળવા :
થીયૂં શુષ્ક શરીર, દગ્ધ હ્રદયે શોકાનળે છું થયો,
ઉત્કંઠા પણુ તાહરે વિષયનિ જે છે વ્હદે તે વધે ! ૨

જનાર્દન નાનાભાઇ અભારકર

---

# " નવા વર્ષથી જય, અને આનંદ. "



લખનાર (હરમીસ)

કલ્યાણ—લાવણી.

આવો ગાઇએ, બ્હેનો બાઇઓ—નવા વર્ષ ની નવીન યાદ
પુષ્પ, કંકુથી, કમાડ છાંઇ—ચાહીયે, સઘળે થાય આબાદ.
ગુલ ગુલાબના ગુંઠણુ ગાંઠમાં મઢીએ મોગરાનો મ્હેકાર
ગુલછડીની વલણુ વિટાળી—કરીયે ખુશીનો ઓહોકાર આવો૦
હાથ ઝુલાવી લાલ લલતાએ—પુજન ધરીયે "મ્હેશ્વર" પાસ
જેથી સાંસની ચોખી આસને—આનંદ લહેરા આવે ખાસ આવો૦
સાથે રાજ્યની રચના—માટે—ઉત્તમ કેરો હેત ધરો
રાજપાતના સુખ રૂપ સાથે—કાયમ રહે તે ખુબી ભરી આવો૦
પિતા જયોર્જના રૂડા અમલમાં—આનંદ મહોત્સવ થાયે ઘણા
સ્થળ તેની આનંદ કીર્ત્તીના—ચાખે સુભ ફળ ઘણા જણા આવો
ગમતાં, રમતાં, ખેલતાં, ભમતાં—જય જય તેના જોઇ રીઝો
નગરી નગરમાં સુખ છલા છળ—ભરતી રાખી જામ પીજો આવો૦
હિંદ તણા શુર વિરા બહાધર—રાખે તેમણી દાઝ ઘણી
ભલા સપુતો ચહાતા નથી—બસ જયોર્જ સિવા કો બીજો ધણી આવો૦
જાન માલને રૂધીર ધરીને—આજે બ્રીટન સાથે સાથ
પ્રેમ ભાવને માન ઇજતથી—ખડા રહયા છે બાથે બાથ આવો૦
ગુણવંત બેસતુ સાલ નિભો—ગુણવંતુ તે કાયમ નિત
નમી નમીને આશિષ દઇને—"પ્રભુ—બ્રીટનને આપો જીત "—



# હમારા મિત્ર કવિ ભવાનીશંકરને સ્વાંગત

——:o:o:——

લખનાર— "હરમીસ"

દેવાં સાહિત્યને સિંગાર, કેવો આનંદ કરે સૌને
તારા રૂડા કવેતથી ભાઈ, વાંચી મન તર કરે બહુએ.
ઘડીમાં ગર્જે, તું ગજ સમ ઘડીમાં દેરે છે બહુ ગમ
ખરૂં કહું છું ખરૂં રે ભાઇ ભરેછ ઉંચ ભાવમાં તું દમ.
મનુની લહેર લહેકીના ચાખ્યા તુએ બહુ આચકા
વળિ સાથે રસીકતાના ભર્યા તુએ બહુ બાચકા
મતિ તારી સુમાર્ગો ઉપર ચઢેલીને ચઢેલી છે.
જ્યાં જોશો લીપીમાં તો મતિ, ભાવે વધેલી છે.
ખીલેલી આ કળી વાહરે તુંજ ભાને લટકતી છે
નમાવી સર જાણે કહેતી કે "સ્મરણનો ચટકણી છે"
નથી રાખી કશાની આસ પરાયા માટે મરી છે
કળી કળીનો રસ ચુશી વાંચક વૃંદ આભારી છે.
નથી જોયું તમારૂં મુખ નથી આશા ટળે એ ભૂખ.
રૂડો આવકાર કવેતમાં જોઇ મળે છે મનને પુરતું સુખ.
અભિનંદન તને દઉં છું સુખીરે આ "ભવાની" ભાઈ।
દીએ છે તુ જગત દારે તારીફ "શંકર" ની સતથી ગાઈ.



# રાજાનો પ્રજા પ્રત્યે ધર્મ.



### ગુલશન માટે ખાસ.



રચનાર–કવિ ભવાનીશંકર નરસિંહરામ.

(દોહરો)

રાજ્ય રૂપી સાગર વિકટ, તરશે મહિપતિ તાજ;
રાજ રાજ્ય સાગર તરે, ગ્રહે રાજ્ય નીતિ ઝાઝ

[ચામર છંદ]

ભુપતિ પ્રજા પ્રીતે પિતા સમાન પાળતો
કાયદો હરેક જે પ્રજા પ્રત્યે પળાવતો,
લોક દાઝ આણતો સદાય રાય અંતરે
તેજ ભુપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

(૨)

ન્યાય આપવા સદાય બેસતો અદાલતે
કેફ ખોટી ચાલ ચાલતો નહિ જરા લતે;
રોજ તે તપાસતો તીજોરી મંત્રી પાસ રે,
તેજ ભુપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

(૩)

આમદાની આંકડો—પ્રજાની પામ મેલતો,
માગતો ખજાનચી પાસ રોજ મેળતો;
ચાડી સ્વાર્થિઆ જનોની કાન ના કદી ધરે,
તેજ ભુપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

(૪)

રાજ્યમાં ભણેલ હોય તેજ પાસ રાખતો,
યોગ્ય આપી આશરો ખુશી થકી નભાવતો,
લોક ફાયદા તણા અપાર કામ આદરે,
તેજ ભુપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે

(૫)

કારભાર સોંપતો ભણેલ કારભારીને,
યોગ્ય રચિને ખિતાબ આપતો વધારીને;
કેદ ના રીબાવતો તારી બડી પ્રજા કરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

(૬)

અન્ય ધર્મને ધીક્કાથી કદી ન નિંદતો,
રાખતો નહિ નિશા વિષે વિશેષ નિંદ તો;
રામ રાતમાં પ્રજા પિડા તપાસવા ફરે;
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

(૭)

લોભ, મોહ, ક્રોધ, લોધ રાખતો નહિ છર,
યોગ્ય ગ્રંથકારને સહાયથી દીએ જર;
સાવધાન રાજ્ય કાજમાં રહે નિરંતરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિંધુને તરે.

(૮)

પુસ્તકો કવિ કને નવાં નવા રચાવતો,
શ્રેષ્ટ કામમાં કરે સદા ઘણી સખાવતો,
રાંકડી પ્રજાની વાર રાવ રાવથી કરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિંધુને તરે.

(૯)

મંત્રીઓની હાજી હા થી મારતો ન રોકતો
રાજ્યમાં વિદ્યાતણા વીશેષ બીજ રોપતો,
દેશમાં નરેશ બેશ કામ વિત્ત વાવરે
તેજ ભુપિત ભણેલ રાજ્ય સિંધુને તરે-

(૧૦)

બાળકી પ્રજાની પીડ વેઠી પીડ વેડતો,
રાંક પાસ ઉપડાવતો ન મ્હોટી વેઠતો,
ન્યાય શામ, દામ, ભેદ, દંડથી સદા કરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિંધુને - તરે-

(૧૧)

સંપ, હુન્નરો કળા વિવેકથી વધારતો.
ઉંચાની પંડે ગુણી અને ગુલામ તારતો,

શૂરવીર સામંતો સહાય સૈન્યમાં ભરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિંધુને તરે.

(૧૨)

ઝાડ જે ફળો રહીત પંખીઓ તજે ખરૂં,
છોડીને જશે પ્રજા કદી ન લાભ જો કરૂં,
એમ જાણીને પ્રજાની રૂચીએ અનુસરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિંધુને તરે.

(૧૩)

લાચીઆ, ખળો, ખવાસથી ન કામ રાય લે,
કાન, સાથ, ભાન રાખીને પ્રજાની ભાળ લે,
સંપત્તિ પ્રજાની વાળી ભૂપ દીલમાં ઠરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

(૧૪)

દેશનું વિશેષ માન રાય રોજ રાખતો,
કામ દેખી દેશીના અપાર દે ઉત્તેજનો,
ભાવથી ભવાની ભૂપ સાર ગુણ સંઘરે,
તેજ ભૂપતિ ભણેલ રાજ્ય સિન્ધુને તરે.

---

## પ્રેમની ખૂબી.

—o:—

(મ્હને આવે છે ફેર. ગુણે મ્હારૂં મન હો સખી! ના લયમાં.)

સર્પ કરે નિજ વાસ,
કાંટા હોયે કેતકીને!
ભૃંગ સહે બંદિવાસ,
છોડે તોયે નહિ પદ્મને!
લુબ્ધ રહે ગાયન મહીં મૃગ કદી જીવ જાય—
પતંગ દીપને
પ્રેમે આલિંગે
બળી ભસ્મ થાય—
દાખે સદા શુદ્ધ પ્રેમને!!

જનાર્દન નાનાભાઇ પ્રભાસ્કર.

# ઉસ્તાદી!

(એક ટુંકી રમુજી વાર્તા)

—:૦:—

લખનાર—મિસ K. C.

એક કાગળ જરબાનુ ઝવેરી તરફથી તેણીની સખી મેહરાં વીકાજી પર.

ખંડાળા, દીનુવીલા,

તા ૧ લી સપ્ટેમ્બર.

મ્હારી પ્રિય બ્હેન,

ઘણે દહાડે કાગળ લખુછ તે માફ કરજે પણ એક એવી હસવા જેવી બાબદ બની છે કે જો તે તુંને નહિ જણાઉ તો મને ચેનજ નથી પડવાનું વાસ્તે ધીરેથી વાંચજે. તુને પેલા બુઢાં ધનબાઇ ધનજીુરા યાદ છે? તેવણ આશરે ત્રીસેક વર્સની વાત ઉપર એદલજી ધણીદારીના સાથે અહરાયલા હતા પણ એક નજીવી બાબદ પરથી મરાઇને તે એદલજી ગુસ્સામાં મુંબાઇ છોડી ગયા, ને પછી ખબર મલી કે તેવણ તો આફ્રિકા ગયા છે. ત્યાર પછી મીસ ધનજીુરાએ બધી સારે ઘેરની માગણીઓ ના પાડી અને આજવેર પોતાના તે જુવાનીના વ્હાલાને ખાતરજ પરણ્યા ન્હોતાં એવી મ્હારી ખાત્રી થઇ છે મી. એદલજીની ઉમ્મર આશરે સાઠ વર્સની હશે. જયારે ધનબાઇની ઉમર બે ચાર વર્ષ ઓછાં હોય. હવડાં અમે સાંભળ્યું છે કે મી૦ એદલજી ધણી કમાઇ કરીને લખો રૂપ્યાના ધણી થઇ આવ્યા છે. આટલા બધાં વર્સને આંચે તે' લોક પાછા જોગાય તો એ બુઢા બુઢીનો ફાસ જોવાની કેવી મજાહ પડશે? મ્હારા પપાના તો એદલજી ઘણાજ દોસ્ત થાય. અને મમાના સહી ધનબાઇજી ગણાય. મમા તરફથી તેવણને અને પપા તરફથી મી૦ એદલજીને અમારે ત્યાં થોડા દહાડા રહેવા આવનાનું ઇજન થયુ છે એ બેઉને હુ મ્હારી બનતી મદદ આપીશ ને હવે પછી શું બનેછ તે હું ત્હારી પર ફરસુદ મળવે જરૂર લખીશ તેટલાં ઘણાં પ્યાર સાથે સાહેબજી

જરબાનુ

કાગળ બીજુ મેરનાનજી ઝવેરી પર મી૦ એદલજી ધણીદારીના તરફથી

રેલ્વે હોટેલ તા. ૪ થી સપટેમ્બર.

મ્હારા મેહરબાન દોસ્ત, તમારાં માયા ભર્યાં ઇજન માટે ઘણીજ મેહરબાની થઇ અને તમે લખોછ તેમ બારમી તારીખે હું જરૂર થોડ દહાડા તમારે ત્યાં ખંડાલે આવીશ. આટલા આટલા બધાં વર્સો પછી જુનાદોસ્તોને જોવાને તે લોક સાથે બોલાવા હુ ઘણો ખુશી થવસ. તમારી ટોળીમાં મિસ ધનજીુરા બી છે તે જાણી હું ખુશી થયો છું' તેવણ અગાઉતો ઘણાં મોહ્લાં, હસમુખા અને ખુશ મીજાજી હતાં, હમણાબી હશે. પણ મને બહીક છે કે હુ ઘણો બદલાઇ ગયો છુ અને તેવણ તેથી મ્હારાથી દુર રહે તો અજબ થઇશ નહિ. પણ દોસ્ત તેવણને મળવાના ખ્યાલે મ્હારામાં અજબ ફેરફાર થયો છે. મ્હારી ઉમ્મર બી કંઇ ઘણી નથી

અને ૬૨) મું વર્ષ અહીં આવ્યા પછી ઉગ્યું છ ઘરમાં બધાને દુવા સાથે, દુવાગીર

એદલજી બ. ધણીદાદીના.

દાતના સરજ્યન ડૉકટર માદન તરફથી મી૦ ધણી દાદીના પર આવેલું એક બીલ.

ડૉકટર માદન સરજ્યન ડેન્ટીસ્ટ,
મી૦ એદલજી બ. ધણી દાદીના

| | | |
|---|---|---|
| ૨૦ | કોહેલા દાત પાડવાના રૂ. | ૪૦ |
| | નવા દાત મુકયા તેના | ૭૫ |
| | કુલ | ૧૧૫ |

સહી ડૉકટર એફ. એસ માદન
ચુકવ્યું તા. ૬-૯-૧૪

દવા દારૂ બનાવનાર કે. એસ. બ્રધર્સ તરફથી બીલ ફી મી. ધણી દાદીના પર.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| મેકયુનાઇન હેર ડાઇ | ૨ | ૮ | |
| મેકયુનાઇન હેર પાઉડર | ૧ | ૮ | |
| | ૪ | કુલ. | |

(સહી) કે. એસ બ્રધર્સ.
ચુકવ્યું તા.-૬-૯-૭.

હાજી જુસબ મુસાની કુપની તરફથી એક કાગળ મી. ધણી દાદીના પર.

મેહેરબાન સાહેબ, અમોએ મોકલેલા તૈયાર એ સુટ તમને પંસદ પડ્યા નથી તેથી અમે ઘણા દિલગીર છિયે. એવા સુટ હમારા તરફના ઘરાકોને પસંદ પડે છે જેનું કારણ એ કે બુઢા આદમીઓને ઢીલા અને સહેલાઇથી પહેરી શકાય તેવાંજ કપડા ગમે છે. પણ આપ સાહેબની મરજી હશે તો એજ સુટ જરા ટાંકીને આવતી કાલે પાછા મોકલીશું તેથી ટેસ્ટ ફેશનનો તદનજ સ્માર્ટ સુટ એ થશે ને આપને ગમશે.

અમો છિએ
આપના તાબેદાર
હાજી જુસબ મુસા-દરજી

(એક કાગળ ધનબાઇજી ધનગુરા તરફથી, મિસીસ દીનબાઇ ઝવેરી ઉપર)

ધનવિલા

ન્યુ મરીન લાઇન્સ

મ્હારા વ્હાલાં બ્હેનજી દીનબાઇ

તમારૂં માયાળુ નોતરૂં મેં કબુલ રાખ્યું છે. અને મને તમારે ત્યાં થોડા દહાડા રેહવાને ગમશે. તમે લખોછ કે એદલજી ધણીદાદીના મુંબાઇ આવેલા છે, તેવણ બીજા પઢરોણા ઓની સાથે તમારે ત્યાં આવવાના છે તે જાણીને ખુશી થઇ છું. ઘણે વર્સે તેવણને મળવા મને ગમેછ. તેવણ મ્હારામાં ઘણો ફેરફાર થયલો જોશે. કેમકે અસલના જેવી હું નથી. તેવણ પોતે તો કેટલા ઉદયોગી અને ચપળ હતા જ્યારે હું તો હમણા તદનજ ઘરડી થઇ ગયલી લાગું છું ને તે ફેરફાર તેવણને ઘર્ત જણાશે. ફરી એકવાર તમારો આભાર માનતી હું છું

તમારી દુવાગીર બ્હેન ધનબાઇ.

તા. ક. તમારી દીકરીએ હમણાનું છેલ્લું વારકુટ કયાં સીવાડેલું હતું? મ્હારો દરજી તો બરાબર સીવતો નથી તેથી મને કોઇ સારા દરજીને આપવા ગમે છે. વારતે જરા લખશો તો મહેરબાની આપથી ફર્જ છે કે બને તેમ જુવાન દેખાવું. એ ખરૂં છે કેની?

લી. ધ, ધ.

ખુબસુરતી સાચવનાર મેડમ રૂબેન્ટી તરફ થી કાગળ મિસ ધનબુરા પર.

એસપ્લેનેડ રોડ કોટ,
મુંબઇ તા. ૧૪.

બાઇજી સાહેબ, તમે જે કરવા માગોછ તે બધું આટલા થોડા દહાડામાં બની શકે એવું નથી. મ્હોડા પરની કરચલી બધી તો નહિ પણ થોડી ઓછી કાઢવાને શકિતવાન તો થઇસજ. જો આ મળવા પછી તમારાં ખંડાળે જવાની એ

દહાડા આગગજ બે વાગ્યા પછી તમે મ્હારા ઉપ-ાં ઠેકાણેના ફનસલ્ટીંગ રૂમમાં આવો તો બને, પણ હાથમાં દહાડા ઘણાજ થોડા છે તેથી ટેમપરરી ફેરફાર હું મ્હોડા પર કરી શકીશ. વળી તે સાથે બાલ રંગવા ને આજની ફેશન મુજબ તે બનાવવાની હું સંભાળ લેવશ

હું છું બાઈજી, તમારો તાબેદાર,
દી પી પટેલ.
(મેડમ રૂમાન્કીને બદલે)

ધનબાઇજી ધનગુગ તરફથી
ધન વિલાના કારભારી
છગનજી પટેલને
તા. ૨૨ મી સપટેમ્બર

આજે સાંજની ટ્રેનમાં હું મુંબઇ આવીશ માટે સ્ટેશન પર આવજે ને બંગલો સાફ સુફ કરાવજે

જરબનુ ઝવેરી તરફથી એક કાગળ તેણીની સખી મરે-ાં વીનાજી પર—

ખં ।ના દીનુ વીલા
ત. ૨૬-૯-૧૪

મ્હારી વ્હાલી મેહરાં

હુ શું લખુ ? અંતે અમે નિરાશ થયાં. પહેલે તો એમ લાગ્યુ કે બેઉ હજી એક મેક પર ઘરાં પગાં કરેછ તે બની શકશે વળી મિસ ધનગુરા એવા સરસ કપડા પહેરીને આવ્યાં કે હમે તો જોઇનેજ અજબ થયાં દેખાવમાં પણ અજબ ફેરફાર હતો. મ્હોડાં પરની કરચલ્યો તેવણુની ઉમ્મર જે ૫૫) વર્સ સુધીની જણાઇ આવતી હતી તે જતી રહી હતી અને, તેથી ચાલીસેક વર્સનાં હોય તેવાં લાગ્યા ને બુઢા એદલજી પણ બાલ ને ફલર કરી નવો સુટ લટકાવી ચામડીને સફેદ બનાવી, કીમનું પડ કરી આવ્યા હતા ને જુદાજ માણસ લાગતા હતા. ને પપા તો તેવણુ જોઇ અજબ થયા એવા જુવાન દીસ્યા બે ચાર દહાડા તો તે લોકે એક મેકની સાથે ઘણું ધુમ કીધું. પછી મગજને રૂસાયા હોય તેમ જુદાજ ફરવા લાગ્યા. એક દિવસ વહેલા મી૦ ધણી દાદીના ગયા, ને બીજે દિવસે ધનબાઇજી ગયા તે પરથી એમ અમે ધાર્યે છીએ કે હવે એ વાત બનવી મુશ્કેલ છે. એદલજી તો તદન ગામડ્યા છે. તેવણુની ચાલ ચલણ હજી સુધરી નથી. અમે એક મહિનો અહિં રેહવાનાં છિયે તેટલાં નો તુંને કંઇ પણ ખબર કોઇ તરફથી બી મળશે તે મને જરૂર જણાવજે, ઘણા પ્યાર સાથે.

ત્હારી હમેશની દુવાગીર
જર.

ધન વીલા મરીન લાઈન્સ
તા. ૨૯– સપટેમબર

મ્હારી વ્હાલી બ્હેન જર.

તમારી અને તમારા મમાની માયાળુ પહરેણુ ગાત ચાખી આવ્યા પાછીથી મ્હારાથી કાગલ લખાયું નહિ તે માફ કરજો અને આપખું અઠવાડિયુ અમે જે મજાહ ભોગવી તે માટે તમો સઘલોનો ઉપકાર માનવા દો. તમે જે એક વખત ખાનગીમાં મને કહ્યુ તેમ બની શકે તેવુ નથી એમ તમુને હું વિશ્વાસ રાખિ કહુ છુ તે ખાનગીજ રાખજો, જો કે તમારા ખ્યાલને મળતોજ વિચાર મેં બી હજી મ્હારા માટે રાખ્યો હતો પણ તેમાં હું હગાઇ છુ ને એ બેવકુફ ધખારા માટે દિલગીર થાઉ છુ. એદલજી ધણી દાદીના એ પોતાના જવાની કેવી સરસ જાળવી રાખિ છે. તેથી મહારી આશા ભાગી પડી ધારોજ છે કે આપણા બૈરાંઓ વધારે જલદી બુઢા થઇ જાઇયે છિયે, અને તેમ કબુલ કરવા શું કામ શરમાવું જોઇએ ? ઘણા પ્યાર સાથે બીજું પાર્ટીને દહાડે પહેરેલું બ્લાઉઝ મેં દરજીને સુંધારી લાવવા આપયું છે તે જુવાન છોકરીને છાજે તેવું છે એવી મહારી ખાત્રી થઇ છે તે સ્હેજ લખું છું. ધ. ધ.

એક કાગલ મી. ધણીદાદીના તરફથી

ડૉકટર મા. રૂ. કાપડયા પર.

તાં. ૨૫ સપટેમ્બર.

વ્હાલા ડૉકટર કાપડયા

તમે થોડા દહાડા મને તમારે ત્યાં તેડોત તેમ હું હું જરૂર આવતે પણ હું મારી તે મિલાકાત થોડા દહાડા મુલતવી રાખવા માંગુંછ. ખરૂ કારણ કહું તો હું ખંડાલે ઝવેરીવાલાઓને ત્યાંથી આવ્યો છું ત્યારને નાપાક નજલો મને હેરાન કરે છે ને હું બીછાણામાંજ છું. આટલી ઉમર સાથે એવી દોડધામ મને સદી નહિ. ને એજ થયું ઘણે વર્ષે પારસી રીતનુ ખાવાનુ મલ્યું તે ખાધરાની કાની ખાધું તેથી જર્યું નથી. હું ખંડાલે ગયો તેની અગાઉ તમે મને જે ચેતવણી આપી કે જુની લાગણી પર કાબુ રાખજે તે મને યાદ છે અને તેથી લખું છું કે હું તેણીને ત્યાં મલ્યો. દેખાવમાં, રીતભાતમા, પેહરવા ઓઢવામાં અગાઉનાજ જેવાં તેવણ છે એટલે કે સીધ્ધા અને ટટણ ખાર છે. તેવણની આગળ તો મને પોતાને મેં ઘણોજ બુઢો અને નબલો જોયો. જુવાન દેખાવાના મ્હારાં ફાંફાં એ તુર્ત સમજી ગઇ હશે તેણીની નજરમાં હુ સારો છાપ બેસાડી શકયો નથી કે હું કંઇબી આશા રાખું ! હવે સાહેબજી

લી દુવાગીર, એદલજી

Dr. MADEN

L. R. C. P.

M. R. C. S.

F. R. C. S,

Mr. Edalji Dhunidadina

Mag. Sulfer. oz. 1/1

Mag. Corb. oz. 1/1

Pot. Brom. oz. I

One table spoonful in a glass water after meals. twice daily

M. P. M.

એક કાગળ માથેરાન હોટેલના મેનેજર તરફથી મી૰ ધણી દદીના પર.

તા૦ ૨૯ મી અકટોમ્બર

શેઠજી સાહેબ,

તમારા કાગલમાં લખવા મુજબ ખાસ સગવડવાળા બે રૂમ તા. ૧ લીયા તમારા નામે રોકયા છે અને આપ સાહેબની દરેક સગવડપર પુરતું ધ્યાન આપવાને હું બધાયલો છું. આપનો તાબેદાર સેવક

ધનજીશાદ રૂ. બમનજી

હોટલના મેનેજર

એક કાગળ મિસ ધનબુરા તરફથી મિસ ઝવેરીને—

તા૦ ૨૨ મી અકટોમ્બર

મ્હારી વ્હાલી બ્હેન જર, તમે મારી ખબર પુછાવી તે માટે ઘણી ઉપકારી થઇ આટલા બધા દિવસ હુ રીક હોવાથી હું લખી શકી નહિ એમ મનાને જરા દેહશોજ મ્હારી બેવકુફીથી હુ હેરાન થઇ ઓપન કાપના ત્રીજી બદયાન મેં તમારે ત્યાં રહી ત્યારે એશકીમાં ખપવા ખાતર પેહેરયા કાધા જેથી મને સખ્ત સરદી લાગી ગઇ પાંચ દહાડા ચાર્યુ તાવ આવી. હજી તે જતી નથી. આઠ દહાડાને ખાચે પાછી આવી તેથી મ્હારા ડૉકટર મને માથેરાન જવા કહે છે. હું પાંચ ૭ દહાડામાં જવાની છુ હોટેલમાં પદર દિવસ રહી જોવશ ને પછી સરૂ લાગશે તો બંગલો લઇને ત્યાં રહીશ. હોટેલના બે રૂમ્સ હુ મેલવી શકશ એવી આશા રાખું છું ત્યા રીક માણસોની ખાસ જતન થાયછે એમ સાંભળવાથી મે હિમ્મત કીધી છે. ને મ્હારી સાથે આપાને લઇ જવશ મમા ને પપાને ઘણો પ્યારને કહી તમો પોતે મ્હારી વાચજો

લી દુવાગીર

ધનબાઇ ધનબુરા,

એક કાગલ મિસ વીરાજી તરફથી તેણીની સખી મિસ ઝવેરી પર.

માથેરાન હોટેલ

તા ૬ નવેમ્બર,

મ્હારા સદાની વ્હાલી બહેન

તુમાના માથા ભર્યા કાગલો મને બે મલ્યા પણ દિલગીર છુ કે તેના જવાબો કરી શકી નહિં. મ્હારી તબિયત સારી ન હતી. મને ચાલુ તાર આવની હોવાથી હું હું હાલ માથેરાન હોટલમા રહીછુ. શુ વાત લખું ? તું તો બધી છક થઇ જશે ? અ-ઠવાડીયાની અહાર્તાસમીએ હોટેલમા ગડબડ થઇ કોઇ મુંબઇના પૈસાદાર શેઠયા આવે છે કરી હોટેલના મેનેજરે બે રૂમ તૈયાર કીધા ને પહેલી તારીખના તેવણ આવ્યા છે ઘણું બુઢા તો નથી ૬૫) એક વર્ષ હશે. તેજ વ્હાડે એક બાઇ જણાવ્યા વગર આવ્યા ને બે રૂમ પોતાને માટે માગ્યા પણ તે ફાજલ ન હોનાથી મેનેજરે નહિ આપ્યા ત્યારે એક છુટો માગ્યો તે બી બીચારી બુઢી હતી ને સીકલી દેખાઇ. એમ ગડબડ થતા તે નવો શેઠયો બ્હાર નીકળી આવ્યો ને પેલા બાઇને ઓળખીને મિસ ધનજુગને નામે બોલાવ્યા ! ત્યારે-મને સમજ પડી કે પવા પારસી એદલજી ધણીદાદીના હતા અને પેલા તે લખેલા ધનબાઇ બુરા હતા મી૦ દાદીનાએ પોતે એક ઓરડો આપવાની માગણી ઉદાર દીલે કીધી. તેમ થવાથી મિસ ધનજુના તેન-ણના રૂમની પાસેજ ઉતર્યા છે. હવે બેઉ આજારી છે એવા ડોળથી બે ત્રણ દિવસ બ્હાર આવ્યા નહિં ને ખાવાનું બી આજારી માણસોની રાકજ મગાવી ખાવા કીધુ હુ મિસ ધનજુરાને ઓળખુછ તેથી બે દિવસ રહીને મળવા ગઇ ત્યારે તો મને તેવણ તદન તંદુરસ્ત દેખાયા સાઠમું વર્ષ એવણને બી હશે કેની ! મગીન પોતાને માટે મંગાની બેઉ ખસ જુદા કરે છે. ચાલી શકતાં નથી કરી બેઉ ઢોંગ કરે છે ! એદ-લજીના પગને તો ગાઉટ છે તે તેવણથી નહિ ચનાતુ હોય પણ ધનબાઇ તો ઢોંગજ કરે છે. રસ્તાપર જો સામા સામા થઇ જાય છે તો એક મેકને બાઉ કરેછ ને આગળ આવી શેકહેન્ડ કરીને મળે છે તે જોવાનુ ઘણુ રમુજી લાગે છે પણ મને નહિ લાગતું કે તેઓ એક મેક સાથ પરણે જરા વાત થતાં ધનબાઇએ સાફ ના પાડયુ જો એ ન બને એમ બધાને ઉડાવીને એ બુઢી જરૂરજ પરણી જશે. લખો રૂ.ની શેઠાણી કોણને થવા નહિ ગમે વારૂ ? એવો નાટક જોવા તું અહી નથી તેથી મને દિલગીરી લાગે છે હવે એનું છેવટ તો લગ્નની ટીપમાં જો જો કે બધુ સમજ પડી જશે. ઘણુ લંબાન થવાથી સાહેબજી.

તારી સદાની મેહરા વીરાજી વર્તમાન પત્રોમા છપાયલા લગ્નોની ટીપ માથી ઉતારો.

દેશાવર ખાતે થયલા પારસી લગ્ન

માથેરાન, તા. ૨૫ મી નવેમ્બર.

એદલજી બમનજી ધણી દાદીના ઉમર વર્ષ ૬૫ તે ધનબાઇ મનચેરજી ધનજુરા સાથે ઉમર વર્ષ ૫૨. તે છપાયલાં લગ્ન વાંચી ઝવેરીનું આખુ કુટુંબ અજબ થયુ તે ડોસા ડોસીએ તે લોકને છેતર્યાં હતાં. મતલબ પહેલેથી પરણવાની હતી છતાં ડોલ ઘાલી સતાં થયાં. મિસ ધનજુરાએ પોતાની ઉમ્મર ઓછી કહી મતલબ કઢાડી લીધી હતી.

સમાપ્ત.

# પંડીતા રમાબાઈ.

ગુલશન માટે લખનાર—**Daisy Bell.**

——:o:——

બ્રાહ્મણ કોમનાં જાણીતાં બાનુ પંડિતા રમાબાઈનું નામ હિંદુઓ વચ્ચે સારૂં પંકાયલુ છે. તેવણ હિંદુસ્તાનના એક જાણીતાં બાનું, પુરાંણાં કોંટીનેંટ ભ્રહ્મણ ખાનદાનથી ઉતરી આવેલા હતાં જેઓનાં કુટુંબે ઘણાં ઘણા વરસ સુધી માહીપુરમાં વસવાટ કર્યો હતો.

અનંત શાસ્ત્રી, તે પંડિતા રમાબાઈને પીતા મેંગ્લોરનો રહીશ હતો. એની બાળપણની મુખ્ય ઉમેદ પોતાને સંસ્કૃતનો એક શાસ્ત્રી બનેલો જોવાની હતી. તેણે પોતાના દેશના કાયદા મુજબ એક નાના છોકરીની હાલતમાંજ પરણાવી અદરાવી પાર પાડી નાખવામાં આવ્યો હતો એટલે એ બાપડાના મનની મુરાદમાં ઘણીક રીતે ખલલ પડિ, તો પણ તેને જરા મોટો થતાં પુનાના પંકાયલા પંડિત રમનચંદ્ર સાસ્ત્રી વિષે જ્યારે સાંભળ્યું ત્યારે તેને જઇ મળી તેના પાસે સંસ્કૃત શીખવાનો પોતાનો લોભ ને થોભાવી શક્યો નહિ. તેણે તુરતજ પેશ્વાઓના પાયતખ્ત તરફ ચાલુ મેલ્યું, અને રમનચંદ્ર પંડીતનો એક માનીતો ચેલો બનવા ઉપરાંત, સંસ્કૃતપર મકકમ કાબુ મેલવી, ત્રેવીસ વરસની ઉમરે પેનાના વતનમાં આવી વસ્યો.

આ વાર એણે મનથી મક્કમ ઠેરાવ કર્યો હતો કે, પોતાના જ્ઞાનનો લાભ, પોતાની અરિધ્નના ભાગ્યાનુને આપવો, અને તેણીને પણ પોતાના બાળકની બનાવવી, પણ તેના રસ્તામાં તેના હિંદુ વિચારના જુના ખેશીઓએ એક મુશ્કેલી નાખી તેનાં ઘરના બાપડાઓ આંમે થયા અને સ્ત્રીઓ શીખી શું કરનાર છે તે વિષે અનેક તકરારો જગાવી. વળી અધુરાંમા પુરૂં તેની સ્ત્રી પનીથી જ્ઞાન પ્રાપ્ત કરવાને જરા પણ રાજી હતી નહિ એટલે અનંત શાસ્ત્રીના મનના વિચારો તો મનમાજ રહી ગયા. થોડા જ અરસામાં તેની ધણીઆણી મરણ પામી, એટલે શાસ્ત્રી એકલ ડોકલ હાલતમાં આવ્યા.

હિંદુ કાયદાઓને અનુસરી એને ફરી પરણવામાં આવ્યો ત્યારે એની નવી ધણીઆણી નવ વરસનું બાળક હતી તે આપણા પંડીતા રમાબાઈની માતા લક્ષ્મીબાઇ હતી. પોતના ધારેલા વિચારોને અમલમાં મેલી, તેણે પોતાની નાની સ્ત્રીને શીક્ષણ આપવાનું કામ હાથ ધર્યું પણ ઘરમા તેથી ભાગાકાર માફક તેફાન જાગ્યુ. હવે તેને તે સઘળાની એક રચાકડીભાર પણ પરવા કરી નહિ. અને એક સંધ્યાકાળે અનંત શાસ્ત્રી, લક્ષમીબાઇ સાથે ગુમ થઇ ગયો.

પંડીના રમાબાઇ એ વિષે શું કહે છે તે જોઇએ—તેવણ કહે છે કે "મારી માતાએ મારા મનમુખ પોતાના બાળપણની અનુભવની વાત, હું જ્યારે નાની હતી, ત્યારે કરી હતી, તે મારી યાદદસ્તમાંથી હજી ખસી નથી. મારા પીતાજીએ અને મારી માતાએ

પહેલી રાત્રી જંગલમાં ઘણાંક કષ્ટ વચ્ચે. એક ઝાડ તળે પસાર કરી જ્યારે જંગલમાંનું વિક્રાળ પ્રાણી વાઘ ઘણી મોટી ગર્જનાઓ કરી, તેમને ધ્રુજાવી મેલ્યું. પીછોડીની અંદર, મારી તુરતની પરણેલી માતાને તદ્દન લપેટવામાં આવી. જ્યાં તેણી લાકડાં માફક પડી. જમીન ઉપર ઝાડના ઓથામાં તેણીને મેલી, મારા પીતા, તે કિંમતી બંડલની ચોકી કરવા આખી રાત ખડા બેઠા. આખી રાત ડરથી પસાર કરવા પછી ખુદા તેઓ માટે એક આનંદી સહવાર લવ્યો, કે જ્યારે તુરતને તુરત એક હાલ હવાલ જેવી ઝુંપડી ઝાડનાં ડાળાં ડાખળાઓથી તેઓએ ઉભી કીધી. આવી રીતે, મારા માતપીતા શહેરની મોઢીની ઓથી ઘણાં ઘણાં અઘે લગભગ જંગલ જેવામાં વસતાં હતાં અને કદી કદાચજ મારા પીતા પડોશના શેહરની મુલાકાત લેતા હતા."

લક્ષ્મીબાઇ તે રામાબાઇની માતા, એટલા અરસામા શરીર, અને બુધ્ધિ, બનેમા ધ્યાન બેચનારો વધારો કરી શકી હતી તેઓનુ નાનું મકાન, એક નદીને મુખડે તીર્થની જગ્યા આગલ હતું જે જગ્યામાં હજારો જાત્રાળુઓ તીર્થ અર્થે આવતા, જેથી શાસ્ત્રી અનતની પ્રવીણતા વિષે સાંભળી, તેમાંનાં ઘણાકો તેના ચેલા બન્યા હતા.

એટલા અરસામાં શાસ્ત્રી ત્રણ બાળકોના પીતા બન્યા — બે છોકરી, અને એક છોકરો જેમાંની નાની છોકરી તે આપણી પંડીતા રમાબાઇ જેણી હિંદુસ્તનની જાણીતી નારીઓમાંની એક કહી શકાય તે હતી.

રમાબાઇનો જન્મ ૧૮૫૮ માં એપ્રીલ માસમાં થયો હતો. જ્યારે તેના માતપીતાએ ઘણીક આગતરેઃ ચેડી પોતાના બાળકને ધર્મનું શીક્ષણ આપવાને મજબુત ઠેરવા કીધો હતો. તેમાં રમાબાઇની અભ્યાસ પ્રતેની ઘણી અથાગ કાળજી જોઇ તેઓ વખત ગે ઘણેક ભાગ, એ બાળકને સંસ્કૃત શીખાડવા પાછળ લેતા. એમ નહિ જાણવું કે શાસ્ત્રને અને તેની સ્ત્રીને બાળકો જણવા સિવાય બીજુ કાંઇ કામકાજ હતું નહિ ના–તે વર વહુના જંગલો અનેક હતી તથા જાત્રાએ આવનાર પુરષે પંથી ઘણાકો તેના ચેલા બન્યા હતા તેમની ઉઠવેઠ કરવાનુ કામ લક્ષ્મીબાઇ ચુપચુપ ઉપાડી લેતી. પરે હવાને સૌથી ટીલપઝીર વખત બેટીના અભ્યાસ માટે ખાસ રાખ્યા હતો. એક લખનાર કહે છે કે "એક બાળકનું શિક્ષણ તેના પારણા માથી શરૂ થાય છે. રુવણુ રમબાઇના નામમાં ખરૂં પડ્યુ."

સવારના પહોરમાં રમબાઇને બિછાનામાંથી જમીન ઉપર મેલવામાં આવતાં જ્યાં પ્યાર અને મહોબતના મધુર વચનો તેની માતા બાળકીના કાનમાં રેડતી, તેણી બળપણથી પ્યાર અને દીલસોજીનો જે છાપ મગજ ઉપર પડ્યો તે કદી ભુલાયોજ - કિ. પરોઢ્યામાંજ જંગલમાના પક્ષીઓના ગાયન સાથ સહવરના પાઠો લક્ષ્મીબાઇના મોમાથી મમતાળુ અને લાડકવાયા શબ્દોના રૂપમા બહાર પડતા તે તેણી સાંભળતી કે જ્યારથીજ તેણીનું શીક્ષણ શરૂ થતું હતું. તેઓનું કુટુંબ ગરીબ હતુ છતાં સઘલી રીતનું અનુપમ સુખ ભોગવતું હતુ પણ તે વધુ વખત નાવવા પામ્યું નહિ

હિંદુઓના અસલી કાયદાઓને અનુસરીને શાસ્ત્રીએ પોતાની વડી દીકરીનો વિવાહ કોઇ બ્રાહ્મણની સાથ કર્યો જેણે બીની જીંદગીનો નાશ કર્યો પોતાની નારી આવથી, તેને ઘણી પસ્તવો, અને ખુદા ખાતર એ જંજાલનું સેવટ ક્યારે પણ આવને, પણ તેટલામાં તે છોકરીને અજલનો શીરસ્તો ડાતી ગયો જેથી દુઃખનું સેવટ ટુકમાં આવ્યું, પણ સાંભી, તેમજ લક્ષ્મીબાઇ માટે તે જોરાવર ફટકો હતો.

તેઓએ દુઃખના આવેશમાં આવી જઈને કે, હિંદુ કાયદાઓને માન આપીને કે પોતાના બાળકને પણ હાસન થાય એવી મતલબથી કે ગમે તે રીતે પણ પોતા પાસે જે થોડું ઘણું હતું. તે બ્રાહ્મણોને જમન આપવા પછળ ખર્ચી દઈ, પોતાના કુટુંબ સાથ એક મોટી જાત્રાએ તેઓ કંગાલ હાલતમાં નીકળી ગયાં તેઓ એક પછી એક પવિત્ર મથકોના દર્શન કરતા આગળ વધ્યાં. જ્યાં અનેક જાતની હાડમારી, અને છેડા વગરની મુશીબતો સામે લક્ષ્મીબાઈથી ટકી શકાયું નહી. તે આ જહાન છોડી ચાલતી થઈ કે તેના પાછળ શાસ્ત્રીએ ઉદાગરી કરી, તેથી રમાબાઈ અને તેના ભાઈને કોઈ ટેકો દેનાર રહ્યું નહી. એટલે આ દુન્યાવ. ના વારસ બાળકો રવડી રહયાં.

ભાઈ તબીયતનો નબળો રહેતો તેથી ગુજરાન કરવાનુ ઘણું ખરૂ બ્હેનને માથે આવી પડયું. રમાબાઈ ભાષણો આપી, કે હિંદી ભષામાં સસ્કૃતના ઉતારાઓ કરી પૈસા પેદા કરતી,

આટલી નાની વય છતાં પણ રમાબાઈનો સંસ્કૃત ઉપરનો કાબુ, ભલ ભલા બ્રાહ્મણોને બાજુએ બેસાડે તેવો હતો. આ ભાઈ બ્હેનની જોડી ફરતી ફરતી અંતે કલકત્તા આવી લાગી. જ્યાં રમાબાઈના ભાષણોએ, તથા આગળ વધેલા ઉમદા આચાર વિચારોએ ત્યાંના લોક ઉપર ઘણો સારો છાપ બેસાડયો. છાપાઓએ થાય એટલી તેણીની તારીફ કરી, અને પાયતખ્ત શહેરના પંડીતોએ રમાબાઈને "સરસ્વતી દેવી" એટલે વિદ્યાની દેવી એવો ખેતાબ આપી મોટા માનથી નવાજી.

આ વખતે રમાબાઈનો ભાઈ, જે પોતા પર પડેલા હાદસાઓ હાડમારીઓ અને તબિયત સામે ટકી નહિ શકવાથી હાડપીંજર જેવો બની, રહયો હતો, તે સ્વધામ પહોંચ્યો, જ્યારે પોતાને કુટુંબમાંથી બાકી રહેલી રમાબાઈ આ જંજાળયન ભરી જહાનમાં જીવવાને અને પોતાના પગ ઉપર ખડું રહેવાની એક જીવતોડ કોશિશ કરી રહી હતી.

પોતાના ભાઈના મરણ બાદ ૭ માસે તેણી કોઈ બગાલી ગ્રહસ્થ બાબુ બીપીન માધવી એમ. એ. બી. એલ જે એક પ્લીડર હતો, તેના સાથ પરણી પણ વરસો સુધી સૌભાગ્ય વંતી રહેવાનું તેના નશીબમાં હતુંજ ક્યાં? ઓગણીસ માસની મોહવાસન હાલત ભોગવતા પછી વીધવાના અસહ્ય દુઃખમાં ગબડી પડી. એટલા વખતમાં એક છોકરીની માતા થવાનો ભાગ્યશાળી સમય તેઓ માટે આવી ગયો હતો બને સ્ત્રીપુરૂષે તેનુ નામ ઘણા લાડથી "મનોરમા" એટલે મનને આનંદ એવુ આપ્યું જે વહાલી મનોરમાને ઉછેરવનું કામ એકલે હાથે રમાબાઈએ બજાવ્યું જે રજના બદલામાં મનોરમા આજે એક કેળવાયલી બાનુ તરીકે પોતાની માનો જમણો હાથ થઈ પડી છે.

પોતાના ધણીના મરણ બાદ ફરી ભાષણો આપવાના તેણે ચાલુજ રાખ્યા. ગોયા તેણીએ પોતાનુજ એક મીશન ઉભું કીધું. જેમાં અભાગણી, અને અફડાતી ઝીકાતી દુઃખી વિધવાઓની હાલત દેખાડવામાં આવી હતી. જેમાં અવતાર બળી ગયા પછીની તે બાપડીઓને ની દુઃખી હાલત સુધારવાની ઘણીક રીતીઓ સુચવવામાં આવી હતી. જેમાં વિધવાઓમાં હૃદય ભેદક દુઃખો વિસ્તારીને તેનો અટકાવ દેખાડવામાં આવ્યો હતો જે તેણી સંસ્કૃતને આધારે જાણુતી હતી, અને પોતાના ધર્મ અભ્યાસના પુસ્તકોમાં એવી સ્ત્રીઓની દાદ કેમ લેવી તે વિશે જે જણાયું છે તે દેખાડતી. એથી કરીને તેણીની આજુબાજુ તેણીને વખાણનારાઓનું એક મોટું મિત્ર મંડળ ઉભું થયું જેમાં

ઉપર ઘણો સાધારણ હતો. અને તેણી દરેક વાતે એક બાહોશ બાનુ હુશીઆર થઇ, પોતે જે પ્રવીણતા મેળવી હતી તેથી તેનો લાભ પોતાના દેશની ઓરતોને આપવાનો તેણે મનથી ધારી મેલ્યું. આઝાદીનાં અમેરીકા જેવી સુધરેલી અને છુટા વિચારની ધરતી ઉપર એ સમજું બનવું સહેલ હતું, પણ હિંદુસ્તાનમાં તે કાર્યોને અમલમાં મેલતાં જે મુશીબતો વેઠવી પડશે તેથી તેણી સારી રીતે વાકેફગાર હતી પોતાના અમેરીકાના લાંબા વસવાટ દરમ્યાન તેણીએ ઘણા લાગવગ વાળા લોકોને પોતાના મિત્ર કર્યા હતા. તેઓ આગળ નાણાં સબંધી, અને બીજી અનેક મુશ્કેલીઓ જણાવી, અને હીંદુસ્તાનમાની વિધવાઓના આશીરવાદ મેળવવાની અરજ કરી તેણી ભાર મુકી કહેતી હતી કે " આતો મારૂં ચલકતુ ભવિષ્ય છે કે, જેના બળથી અમેરીકન જેવી પ્રજાનાં સમાગમમાં તે પરવરે મને મેલી છે. હિંદુસ્તાની વિધવાઓ, જેણી ત્યાંના હીણાતા વર્ગ માહેલો એક વર્ગ છે, પછી તેણીએ ભલે નહિ બ્રાહ્મણ જેવી ઉચી કોમમાં જન્મ લીધો હોય. હિંદુસ્તાનની વિધવાઓ તે એક કુનરોના જીવતરે જીવેછે. હિંદુસ્તાનની બાળ વીધવાઓ, હાડમારીના નમુનાઓ છે. તેવી વીધવાઓ જેણીઓ અજ્ઞાનતાના અંધકારમાં આફડયા ખાયછે તેવી બાળ વીધવાઓને અમેરીકન લોકોના નાણાની મદદથી કેળવણીના પ્રકાશથી પ્રકાશીત કરવી, અને અજ્ઞાનતાના અંધકારમા આથડયાં ખાતી બચાવવાને ઓ ઇશ્વર તું મને શકિત આપ "

ખુદાતાલાને તથા અમેરીકન પ્રજાને જે અરજ કરવામાં આવી હતી, તેનો તુરતજ સ્વિકાર કરવામાં આવ્યો. અમેરીકાના બોસટન શહેરમાં નાની અને મોટી મંડળીઓની સ્થાપના કરવામાં આવી, અને તેને નાણાંથી ઘણાકોએ જબરી મદદ આપી. એવું ઠેરવવામાં આવ્યું કે " હિંદુસ્તાનની બાળ વિધવાઓ જેણીઓ વગર અર્થના દુઃખથી પીડાયછે, અને મનની ખીલવણી વગર અકડાયછે તેણીઓ માટે એક મકાન ઉભુ કરી તેને નીભાવવું અને જ્યાં સુધી વીધવાઓ સારે રસ્તે થર પડે. ત્યાં સુધી તેણીઓને ટેકવી રાખવી. "

અમેરીકનો ખરેજ ખાત્રી ભર હતાં કે તેઓએ જે નાણુ ખર્ચ્યુ છે તેનો વહીવટ એક એવા તો કારસાજી ભરેલા હાથમાં મેલવામાં આવ્યો કે જેથી સેરૂ ખોટું આવવાની ચિંતા નથી. આ વિશ્વાસને તેણી રજેરજ લાયક નીવડી, અને અને ૧૮૮૮માં સેંટ ફ્રાંનસીસકોથી હિંદુસ્થાન આવવા ઉપડી.

" શાંરદા હોમ"મુંબઇમા ૧૮૮૯માં ખુલ્લું મેલવામાં આવ્યું હતુ પણ ત્યારપછી બધી સગવડો સચવાય તેવી રીતનું એક મકાન પુના અને ખેડગાંવમાં ઉભું કરવામાં આવ્યુ જ્યાં પરદુઃખભંજનક બાનુ પોતાની બેટી સાથે હિંદી વિધવાઓને છે તે કરતા વધુ ઉચી હાલત પર લાવવાને રોકાયલી રહે છે.

# નિર્દોષનો વાળી.

### ગુલશન માટે ખાસ.

લખનાર–મિસ શીરીન.

"મિસ ઝવેરી આવાછ, સાહેબ" હોમી મેહતા પોતાના રૂમમાં લખવાના કામમાં અતી ઘણો રોકાયલો હતો તેવામા બારણું ઉઘાડી એક નોકરે અંદર ડોકયું કરી કહયુ.

"અંદર મોકલ." લખતા લખતાંજ ઉંચે જોયા વગર તેણે હોકમ કીધો.

તે નોકર બહાર ગયો, અને બીજીજ પળે એક જુવાન ખુબસુરત અબળા ઓરડામા દાખલ થઇ. તેણી દેખઇતી કાંઇ ગભરાયની અન ફીકકી દીસતી હતી. અને કાંઇ ઘણા ઉતાવળના અને અગતના કામસર આવી હોય તેમ લાગતુ હતું,

"હલ્લો, મિસ ઝવેરી, કેમ કાંઇ રાતની વખત અંહી આવવું પડયું ?" હાથમાંની કલમ બાજુએ મુકી દઇ તેણીને શેકહેન્ડ કરતાં, અને તેણીને બેસવા માટે ખુરસી આપતાં તેણે પુછયું,

"માફ કરજો, મિ. મેહતા, તમારાં કામમાં ડીસ્ટર્બ કરવા અને વખતે તમને મહેનત આંપવા માટે હું ઘણીજ દલગીર છેઉ," ખુરશીપર બેઠક લેતા તેણી બોલી "પણ એક ઘણાજ અગતનાં કામ માટે મને અહી આવવું પડયું છે, અને હું આશા રાખુ છુકે મારાં કામમાં તમે મદદ કરશો"

"ઓ યસ, મિસ, શું કામ છે તે બેલાશક ફરમાંવો." તેણીની સામેના ખુરશીપર બેસતાં તેણે કહયું. "મારેથી બનતી મદદ હું તમને આપશ."

"થેંકસ" તેણી સેહેજ ફીકકું હસતાં બોલી, અને પછી આગળ વધાર્યું. "મિ. મેહતા તમે જાણુતા તો હશો કે દીનશાહ મોદીને ફોર જરીના વાક માટે હાલ કેદ કરવામાં આવેલ છે ?"

આ સવાલથી તે ચોકયો, પણ પછી તરતજ સમય સુચકતા રાખી પુછયું,

"હા–તેનુ શું ?"

"તે પોતાને નિર્દોષ જણાવેછ, પણ કાંઇભી યોગ્ય પુરાવા વગર તે પોતાનું નિર્દોષ પણું કોર્ટને સાબેત કરી શકતો નથી હવે મેં એમ સાંભળ્યું છે કે તમારી પાસે એને લગતા કાંઇ કાગજો છે, કે જે જો કોર્ટમા રજુ કરવામાં આવ તો એનુ નિર્દોષ પણુ પુરવાર થાય એમ છે. હવે મેહેરબાની કરી મને જણાવશો કે તે કાગજો હમણાં તમારી પાસે છે કે નહી ?"

● એક પળ તે મુંગોજ બેઠો, અને પછી કાંઇ વિચાર આવતાંજ ધીમે રહીને બોલ્યો.

"હા, તે કાગજો મારી પાસે છે, એ વાત ખરી, મિસ, પણ તેનું તમે શું કહેવા માગોછો?"

"હું એટલુંજ કહેવા માંગુંછ કે ને કાગજો મેહેરબાની કરી મને આપો." કાલાવાલા કરતાં તેણી બોલી.

"તમને ? કાંય ?" તેણે અજાયબીથી પુછ્યું.

"કાંયકે હુ તે કોર્ટમાં દેખાડી દીનશાહને નિર્દોષ ઠરાવવા માંગુછ."

"પણ એટલી બધી તસ્દી ઉઠાવવાનું તમને કાંઇ કારણ ?"

"કારણ–કારણ કે હું એને ચાહુંછ અને એને નિર્દોષ છુટી ગયલો જોવા આતુર છેઉં."

હર્યાં તે કાંયક વિચિત્ર ઢબે હસ્યો, અને પછી કાંઇ ઉંડા વિચારમાં બેઠો. થોડેક વારે તે એકાએક બોલ્યો, "વારૂં, મિસ ઝવેરી, હુ તમને એ કાગજો આપુ, પણ તેને માટે તમને મોટી કીંમત આપવી પડશે."

"ઓ, હું તે ખુશીથી આપશ." હરખમાં આવી જઇ તેણી બોલી ઉઠી "પૈસાની ગમે તેવીબી મોટી રકમ આપવી પડશે તો તે હું તમને મોટી ખુશીથી આપશ, અને મેહેરબાની કરી મને આપો."

"પૈસા ! ધુત ! પૈસા કાંઇ મને જોઇતા નથી મને તો એના બદલામાં કાંઇ બીજુંજ જોઇયેછ."

"તે શું ?"

તેણે પોતાની ખુરશી છેક તેણીની નજદીક ખેંચી, અને પછી ધાંકો વળી ધીમેથી બોલ્યો, "હું એ કાગજોનાં બદલામાં જે મોટી કીંમતની માંગણી કરૂંછ તે પૈસાની નહી પણ તારા હાથની માંગણી કરૂંછ. હું એ કાગજો તુંને આપવા એક બોલે તૈયાર છેઉં, પણ એકજ શરતે તે એજ કે તું મારી હકદાર મોહરદાર ! એ એકજ શરત કબુલ કરવી કે નહી તારા હાથમાં છે ! તેની આબરૂ બચાવવા માંગતી હોય, તેને નિર્દોષ પુરવાર થયલો અને છુટી ગયલો જોવા ચહાતી હોય, તો મારી આ શરત કબુલ કર;"

જાઇ ઝવેરી એકદમ ચોંકી ઉઠી. "અરે, મિ. મેહતા, તમે શુ બોલોછ ? એ કીમત ઘણી જ મોટી છે."

"શું તારૂં કામ અગતનું અને ઉતાવળનું નથી ?" તેણે પુછ્યું. "વિચાર કર તારાં કામ આગળ એ કીંમત ઘણી મોટી નથી."

"નહી, એમ કાંઇ બનશેજ નહી. તમેજ વિચાર કરોની કે હું જ્યારે દીનશાહનેજ ખરાં જીગરથી ચાહુંછ, તો પછી તમારી માંગણી કેમ કબુલ કરૂં ? હું ચાહુંછ તેને તો તમારી વાઇફ કેમ થાઉં ? એને બદલે તમે કાંઇ બીજું માંગો અને હું તે તમને ખુશીથી આપશ. મને એ કાગજોની ઘણી જરૂર છે. અને તમારી ઉપર મને વિશ્વાસ અને ભરૂસો હોવાથી મેં આવી મોડી રાતે અહીં આવવાના હીંમત કરીછ. તમે દયા નહી કરો ! અને ખુદા ખાતર એ કાગજો મને આપો. તમે તો હંમેશનાજ દિલે દયાળુ અને મને માયાળુ છેઓ તો એટલી મારી ઉપર જ દયા નહી કરો ! બોલો ભાઇ હોમી, હું તમારો ઉપકાર કદી ભુલશ નહી. એક મોહરદારના પ્યારથી તો નહી એક બહેનના સાચા પ્યારથી હું તમોને એક ભાઇ તરીકે ચહાવશ, માન આપશ અને તમારે માટે રોજ સદા સારીજ દુવાઓ ચહાવશ."

"તારૂં બોલવું મારે કબુલ નથી. હું એક બોલનો માણસ છેઉં, જાઇ, અને મારા આ ઠેકાણથી પાછો ફરનાર નથી. મારી આ શરત કબુલ કર, મારી વાઇફ થવાનું પ્રોમીસ આપ અને કાગજો તરત આજ ઘડીએ તુંને મળશે પછી દીનશાહ મોટી અદાનો સ્વતંત્ર થશે. વિચાર કર કે એ શરતના બદલામાં હું તુંને મારૂં ઉંચ ખાનદાન, દોલત અને મારો સાચો પ્યાર આપશ. બોલ તું કબુલ છે ?"

"નહી. નહી. એમ તો બનશેજ નહી. ત્યારે શું તમારો આ છેલ્લોજ ઠેરાવ છે ?"

"હા. મારો એ છેલ્લોજ ઠેરાવ છે. યાદ રાખ, કે તેના બચાવની દોરી તારા હાથમાં છે. હજુરબી મારી આ શરત કબુલ કરશે તો ઠીક."

"બસ, બસ. બંધ કરો, હું વધારે સાંભળવા માંગતી નથી. તમે મને ખુલ્લું અપમાન કરોછ. હું અહીં આવવાનાં ખરેખરજ મુર્ખ હતી. તમારામાં દયાની લાગણીજ નથી. તમે એક ઘાતકીમાં ઘાતકીમાણુસ છેવ કે એક સ્ત્રીના કાલા વાલા કે આસું પણ તમારામાં દયા લાવતાં નથી. તમે બહારથી એક સદ્દગૃહસ્થમાં ખપોછ પણ અદ્દરખાનેથી ઘણા ભુંડામાં ભુંડા છે ? મેં તમને આજે સારી રીતે ઓળખ્યાછ, અને હું તમને ધીક્કારૂંછ. યાદ રાખજો, કે એક દહાડો એવો બી આવશે કે જ્યારે દુન્યાં પોતેથી તમને તમારાં સાચાં રૂપમાં ઓળખશે. હું જો ચાહું તો તમને ઉઘાડા પાડી, તમારી ચાલ દુન્યાને જાહેર કરૂં. અંહી આવવામાં મેં ખરેખરજ મોટી મુર્ખાઇ કીધીછ."

"ભલે તું ગમે તે ધાર. તું મને ધીક્કાર યા તો મારી ઉપર ફીટકાર નાંખ પણ હું તો તુંને ચાહુછ અને વળી આજે રાતે તારા અંહી આવવાથી હું તુંને આગળનાં કરતાં પણ વધુ ચાહુંછ, અને સદા ચહાવશ."

"એમ બોલી તમે મને ખુલ્લું અપમાન કરોછ યાદ રાખજો કે તમારી એવી ચાલને માટે તમને કોઇ વખત પસતાવું પડશે." એટલું બોલી તેણી જવા માટે એકદમ ઉઠી ઉભી થઇ.

"હજુર બી વિચાર કર. હજુરબી શરત કબુલ કર અને હું તેને બચાવશ." તેણીને જતી એકવાર અટકાવી તે વચમાં ઉભો.

"નહી. તેમ તો કદીબી થશે નહી. બાજુ જાઓ" તેણી ગુસ્સાથી પુકારી.

તે માંનથી બાજુએ થઇ ગયો, અને પછી પોતે જાતે બારણું ખોલી તેણીને જવા માટે રસ્તો કરી આપ્યો. તેણીના બહાર નીકળ્યા પછી તેણીને પાછી તેડી તે કાગજો કાંઇ પણ શરત વગર આપી દેવાનું તેનું મન થયું પણ એકજ પળમાં તેને તે વિચાર કાઢી કહાડયો.

જાઇ બહાર નીકળવા પછી ઝડપથી ચાલવા લાગી. રાત અંધારી અને રસ્તો એકાંત હતો. લગભગ સાડા નવ એક વખત થવા આવ્યો હતો. "અરે, હવે શું કરૂં ? એ કાગજો એની પાસેથી કેમ મેળવું ? એની કઠગી શરત કબુલ કરવા સીવાય એ આપે એમ નથી. આપમતલબી લુચ્ચો !" તેણી રસ્તે ચાલતાં બડબડવા લાગી. "અરે ખોદા, મારૂં મોત આપે તો સારૂં, અરે દીનશાહ, હું ચાહુંછ, અને જીંદગી તુલીક બીજા કોઇ ને ચ્હાવશ નહીં. ખોદા તારો મદદગાર થાઓ, મારા પ્યાર, અને સદા તે તારો નેગાહબાન થાજો !"

તેણી ઉશ્કેરાયલી હાલતમાં વધારે ઝડપથી ચાલવા લાગી અને તે કાગજો મેળવવાને બીજી કઇ યુકિત કરવી તેનો વિચાર કરવા લાગી. એકાએક કાંઇ વિચાર આવતાંજ તેણીના મ્હોંપર ખુશાલી વ્યાપી રહી, અને ધીમું મધુર હસવું પ્રગટી રહ્યું. કાંય નહીં તેણી તેને દગી તે કાગજો પોતાનાં કબજામાં લેય ! કાંય નહીં તેણી જુઠું બોલી તેને ચાહવાનાં ઢોંગ કરે ? કોઇકવાર છનસાફને ખાતર જુઠું પણ બોલવું પડે છે. તે કાંય નહી જુઠું બોલે ! કાંય નહીં તેણી તેનું માંગેલું પ્રોમીસ આપી તે કાગજો મેળવે, અને ગરજ પુરી થયે પાછળથી તેણે હડધુટ કરી હસી કહાડે ! તે પોતે બી અદેખો અને આપમતલબ્યો હતો, અને બીજું તો એ કે તેણીની અનુપમ ખુબસુરતીની જાદુઇ અસરો હેઠળ તે એટલો

તો અંજાઇ જઇ ભાન ભુલેલો બની ગયો હતો, કે ઘડીમાં તે તેણીનો શીકાર થઇ પડે તેમ હતું.

'હા. હા. એજ ઠીક છે. હું હમણાંજ પાછી જાઉં, અને તેની માંગણી કબુલ કરવાનો ખોટો ઢોંગ કરી તે કાગળો મેળવું. અને મારા દીનશાહને બેગુનાહ ઠેરવું." અને એમ મનમાં હરખાતી, તેણી જે રસ્તે આવી હતી તેજ રસ્તે પાછી ફરી.

આહ ! ઓરત ! ઓરત ! ઓરત જાતના ફરેબી ચરીત્રને કોણ પારખી શકવાને નસીબવાન નીવડયું છે? દરેક સ્ત્રીનાં જીગરમાં ઉંડાણમાં અદેખાઇની એક નસ વહે છે, જે એવી તો કપટી અને દગાખોર છે, કે જેનો જો ઉપયોગ કરવામા આવે તો જવલ્લેજ કોઇ મરદ તેનું દગારાપણું અને દગો પારખી શકે છે. જવલ્લેજ—કોઈ હજાર બલ્કે લાખમાંથી એકાદ મરદ—અને તે પણ સ્ત્રી ચરીત્રનો પુરેપુરો અનુભવી હોય—તેજ પારખી શકે છે.

× + +

"સીટ, સીટ, સીપાઇ ! જલ્દી !" રસ્તેથી પસાર થતા એક પોલીસ અમલદાર આગળ એક માણસે દોડી આવતાં કહ્યું.

"શું છે?" સવાલ થયો.

"હું એકદમ જરાબી ઠોભ્યા વગર દોડી આવ્યોછ." તેને હાંફતાં કહ્યું. "એક માણસ ત્યાં રેલ્વે પુલ નીચે પડયોછ, અને હું ધારૂંછ કે તે મરી ગયોછ."

"તમે કોઇ બીજાને બી જોયુંછ કે?"

"નહીં"

"આવો અને મને બતાવો."

તેઓ ઉતાવળથી જતા હતા તેવામાં બીજે રસ્તેથી એક બીજો પોલીસ અમલદાર તેઓ સાથે જોડાયો. પુલ સુધી આવ્યા પછી તે બન્ને અમલદારો ધીમે પગલે તે પુલની નીચે દાખલ થયા, જ્યારે તે માણસ બહારજ અટકી ઉભો. તેણે ન્હાસવાની વેતરણ કીધી નહી, પણ જાણે તે દેખાવ ફરી પાછો જોવા ઇચ્છતો નહીં હોય તેમ જણાયું. પુલને એક છેડેથી બતીનો ઉજાસ તે જગ્યાએ બરાબર આવતો હોવાથી તે. અમલદારોએ પોતાની બતીઓ સળગાવવાની જરૂર જોઇ નહી તેઓએ ભોંયપર એક માણસને લાંબો છટ પડેલો જોયો, તેનો એક હાથ તેની બાજુમાં લાંબો કીધેલો હતો, અને બીજો તેની છાતીપર વાળેલો હતો તેણે એક લામ્બો કાળો ઓવરકોટ પહેરેલો હતો, અને તેની ટોપી તેનાં માથાંપરથી ઉડી ચાડેક દુર જઇ પડી હતી. ખુલ્લું માલમ પડી આવતું હતું કે તે શખ્સ મરી ગયો હતો. પણ એ દેખાવ ઉપરાંત તેઓએ કાંઇ વધુ જોયું. લોહીથી ખરડાયલી જમીનની દરકાર નહીં કરતા અને આસપાસનું કાંઇબી ભાન રાખ્યા વગર એક જુવાન અને અતી ઘણી ખુબસુરત અબળા તે મરણ પામેલા શખ્સ નજદીક ગુંઠણ મડયે બેસી કંપ્તુ આંગળાએ તેના ખીસ્સા તપાસતી હતી

"એ શું છે?" તે અમલદારોમાંનાં એકે પુછ્યું.

તે અબળા આ સવાલથી ચોંકી, અને તેઓ તરફ ફરી ઉચે જોયું પણ એક બોલબી બોલી નહી એક વાર ફરી પાછું તેણીએ તે મરણ પામેલા શખ્સના ચહેરા તરફ જોયુ—એક પળ એવું દીસ્યું કે જાણે તેણી પોતાની શોધ જારીજ રાખે—પછી તેણી ધીમેથી ઉઠી ઉભી થઇ.

"કાંઇ ચોકસ કાગળો માટે કોઇએ એને લુટી ખુન કીધુંછ" તેણી ધીમેથી પટપટી. હોમી મેહતાના ખુન માટે જાઇ જવેરીનાં પકડવાથી આખાં હેદરાબાદ શેહરમાં હોહોકાર થઇ

જણાવી, પણ પેલાં કાગળો શાની બાબદનાં હતા અને તે સાથે તેણીને શું લાગતું વળગતું હતું તે તેણીએ જણાવ્યું નહી. ડીટેકટીવ અબદુલે ને વિષે તેણીને ઘણા સવાલો કીધા પણ તેણીએ ચુપકીદીજ અખત્યાર કરી.

"મિસ, તમારી એ ચુપકીદીથી તમુને પાછળથી ઘણું હેરાન થવું પડશે. માટે જે બી કાંઇ કહેવું હોય તેમને ખુલ્લુ જણાવો" તે ડીટેકટીવે તેણીને સમજાવ્યામાં કાંઇબી બાકી રાખ્યું નહી. પણ તેણી એકની બે થઇ નહી.

"તમો સાહેબને જણાવવા માટે મારી કને એથી કાંઇ પણ વધારે ખબર નથી" તે ણીએ છેલ્લોજ જવાબ દીધો અને આખરે ડીટેકટીવ તેણીની રજા લઇ ગયો.

જાઇની હકીકત સઘળી સાંભળવા પછી અ બદુલ ડીટેકટીવનાં મનમાં એક બીના રમ્યા કીધી. દીનશાહ મોદીને લગતાં ફારજરીના કેસની બીના થોડાજ દીવસની વાતપર તેનાં સાંભળવામાં આવી હતી. તે એમ પણ જાણતો હતો કે તે શખ્સ પોતાને નિર્દોષ જણાવતો હતો પણ કાંઇબી ચોકકસ પુરાવાની ગેર હાજરીમાં તે પોતાનું બેગુનાહપણું પુરવર કરી શકતો ન હતો, અને તેથીજ બાપડો બે ગુનાહ છતાં જેલમાં સબડતો હતો હવે જોઇએ, જે કાગળો માટે તેણે જણાવ્યું હતું તે કાંય ન હી દીનશાહનાં કેમને લગતાં હોય? કાંય નહી દીનશાહને લગતા હોય? કાંય નહી દીન શાહ અને જાઇ વચ્ચે કાંઇ સંબંધ હોય? કાંય નહી તે કાગળો તેનું નિર્દોષપણું પુરવાર કર નારાં છે એમ તેણીનાં જાણવામાં આવ્યું હોય અને તેથીજ તે મેળવવા માટે તેણીએ એટલી બધી જેહમત ઉઠાવી હોય? જોકે પોતાની હકીકત દરમ્યાન તેણીએ દીનશાહનું નામ મુદ્દલ લીધુ ન હતું, અને તેણીને તે માટે પુછવામાં આવ્યું નહી હતું તોપણ તે કાગળો દીનશાહનેજ લગતાં છે એવાં પકાં અનુમા નપર તે ડીટેકટીવ આવ્યો. અને કાંઇ વધુ ખબર કદાચ મળી શકે તો એમ ધારી તે બીજેજ દીને દીનશાહની મુલાકાતે ગયો.

"મિ. મોદી" તેણે જતાં તે વાર કહયું "મિ. મોદી તમારા કેસની વાત મેં બધી સાંભળીછ અને તમારાં દુઃખમાં હું દીલ સોજીથી ભાગ લેવુંછ પણ આજે હું અત્રે આવ્યોછ તે કાંઇ બીજીજ વાતને માટે આવ્યો છ. તમે મિ. હોરમસજી મેહતાને ઓળખોછ?"

"હા" તેણે ટુંકમાંજ કહ્યું.

"તે તમારો ફ્રેન્ડ થાયછ?"

"હા. તે કેસ વેળાએ કોર્ટમાં એક સાક્ષી હતો. તે મારા બચાવને માટે માટે કાંઇ ઘણું તો કહી શકયો નહી, પણ તેને પોતાનીથી બનતું કીધું હતું."

"અને ઓરબી તમને આડકતરી રીતે તે હેરાન કરવામાં ફતેહ પામ્યો એમજ કેની!"

"જો તેમ હોય, તો મારી ખાતરિ છે કે તે અણજાણતાંજ હતું."

"વારૂં, તમે મિસ જાઇજી ઝવેરીને પણ ઓળખોછ કે?"

એક પળ દીનશાહે જવાબ દીધો નહી. તે શું જવાબ આપવો તેની હુસ્યારીમાંજ હતો. આ એકાએક પુછાયલા સવાલના જવાબમાં તેને ટુંકમાં એટલુંજ કહ્યું કે "કદાચ મને તેવણ સાથે ઓળખાણ હોય બી, પણ મારાં કામ સાથે તેવણને કાંઇ લાગતું વળગતું નથી."

"પણ તેવણને મિ. મેહનાના કામ સાથે કાંઇ લાગતું વલગતું તો હશે ની?"

આ મોસમમાં પુછાયલા સવાલથી દીનશાહ નાં મ્હોડાં પર કાંઇ એવો તો ફેરફાર થયો કે જે જોઇ ડીટેકટીવ અબદુલને છુપું હસવું આવ્યું.

"વારૂં, મિ. મોદી, હું તમારો સાંભળેલો કેસ એક પળ તમારી આગળ પાછો કહી જાવુંછ,

"તે કાંઇ મારો હરીફ નહી હતો. હમે એકબીજાનાં લાંબા વખતનાં દોસ્તો હતા અને"–

"અને તે છતાં પણ તેનાં મરણ બાદ મિસ ઝવેરી તેનાં ખિસા તપાસતી માલમ પડી? તેણી જે કહે તે જો સાચુંજ હોય તો તેણીની અગાઉ ત્યારે કોઈ આવી ગયલું હોવું જોઇએ અને તે કાગળ લઇ ગયલું હોવું જોઇએ."

"એ એક મોટો ભેદ છે, મને સમજ પડતી નથી. મહેરબાની કરી અને બધું કહેશો?"

તે ડીટેકટીવને સઘળી બીના તેને પહેલાંથી કહી.

"અને ત્યારે એ કાગળોમાં શું હતું તે તેણી તમને કહેતી નથી?"

"નહી."

"તમે કાંઇ ધારતા હશોની?"

"કાંઇ સેજસાજ. થોડા વખતમાં હું નકી વારી શકીશ."

"તમે તેણીને બેગુનાહ ધારોછો કે ગુનેહગાર?"

"તેજ હું શોધી કાઢવા માંગુછ. થોડા વખતમાંજ હું તમુને પાછો મળશ. તેટલા સાહેબજી તમે તમારી વાત જે મને કહીછ તે માટે બેફીકર રહેજો."

"હું મારે પોતાને માટે કાંઇબી દરકાર કરતો નથી. પણ જાઇ–"

"તેણીનો કેસ લાયક હાથોમાં છે–મારાજ હાથોમાં છે. તમે ચિંતા ના કરો, મારા દોસ્ત" અને ત્યાં ડીટેકટીવે હગીન તેને શેકહેન્ડ કીધી અને પાછી રજા લઇ ગયો.

મિસ ઝવેરીનો કેસ થોડાક દીવસ વધુ મુલતવી રાખવાની ડીટેકટીવ અબદુલે કોર્ટને અપીલ કીધી, જે એક બોલે કબુલ કરવામાં આવી. તે અરસામાં તેણે પેલા પોલીસ અમલદાર અને પેલા સખ્શ (કે જેઓએ તેને મુવેલો પડેલો તે રાતે જોયો હતો) તેની જુબાની લીધી. ત્યાર બાદ તે મેસર્સ રાલ્સતનની ઓફીસમાં ગયો અને મરનારને જેઓ ઓળખતા હતા તેઓની સાથે સેજસાજ પુછપરછ કીધી. ત્યાંથી તે કારખાનામાં ગયો અને દીનશાહ મોદી અને તેને લગતા કેસને માટેની થોડીક ખબરો મેળવી. અને છેવટે મિ. મેહતાના દોસ્તોની મુલાકાત લઇ તેને ઘેર કાંઇ પુરાવાઓ મેળવવાના ઇરાદાએ ગયો. ત્યાંથી જે થોડીક ઘણી શોધ કરવા જોગી હતી તે કરી તેને એક વાર પાછી દીનશાહ મોદી અને જાઇજી ઝવેરીની મુલાકાત લીધી. અને પછી કોર્ટમાં પોતાનો છેવટનો રીપોર્ટ આપવા તૈયાર થયો.

આખરે કેસનો દીવસ આવી પુગ્યો. લોકની ગીરદીથી કોર્ટ તમામ ચીકાર ભરાઇ ગઇ. કોર્ટ બેસતાંજ બીજા સક્ષીઓની જુબાની લેવાય તે અગાઉ અબદુલ ડીટેકટીવ પોતાનો રીપોર્ટ રજુ કરવા હાજર થયો. તેણે પહેલાં કોર્ટને આખો કેસ કહી સંભળાવ્યો. અને પછી તે કેસને લગતી પોતે કાધેલી શોધને લગતાં પરિણામમાં જુસ્સાદાર બાબણ કરતાં તેણે જણાવ્યું કે, "મરનારનો ખુની મિસ ઝવેરી નહી પણ એક દેશી સખ્શ હતો. એ દેશી કાંઇ હૈદરાબાદનો રહેવાસી નહિ હતો પણ પર મુલકથી થોડુંકનોજ પોતાના સાથીઓ સાથે આવી સ્પી સ્ટ્રીટનાં એક મકાનમાં ઉતર્યો હતો. એ શખ્સ સાથે મરનારને આગળનીજ કાંઇ ગાઢી મીત્રાચારી હોવાથી તે વારંવાર તેને ઘેર મુલાકાતે જતો હતો. હવે ગાઢી ઓળખાણને સબબે તે દેશીના ફુસલાવાથી મરનારે અગેની મરકારને લગતી છુપી બાતમી ઓને લગતાં કાંઇ ચોક્કસ કાગળો તેને મોટી રકમે વેચ્યા. હવે એ કાગળો કાંઇ ખોટા અને અમપુર્ણ માલમ પડ્યાં. એ ઉપરથી તે સખ્સને વહેમ આવ્યો કે મરનારે

તેની કનેથી મોટી રકમ લઇ તેને ઠગ્યો હતો. તે ઉશ્કેરાઇ ગયો અને કોન્સટેબલના છુપા વેષમાં મરનારને ઘેર જવા નીકળ્યો, પણ એકાએક રેલ્વે પુલ નીચે તેઓનો મેળાપ થઇ ગયો, અને મરનારને કાંઇ પણ ખુલાસો પુછના વગર એકદમ તેને હુમલો કરી તેનું ખુન કીધું. ત્યાર પછી તેનાં ગજવામાંથિ કાગળો વિગેરે જેકાંઇ હતું તે કાહડી લઇ નજદીકની એક ગલીમાં સટકી ગયો, અને પછી કાંઇ જાણુનેજ નહી હોય તેમ પાછો બહાર નીકળી પેલા પહેલાં કોન્સટેબલ સાથે જોડાયો કે જે પેલાં માણસ માટે ખુનવાળી જગાએ જતો હતો. ત્યાર પછી પોલીસ સ્ટેશન ઉપર જાતે નહી જતાં, રેપીડોન કરી તે ઘેર ગયો. અને કપડાં બદલી નાંખી સાથીઓ સાથે રાતનીજ ટ્રેનમાં ન્હાસી ગયો. એ ખુનીનું એડ્રેસ અને તેની સાથે મરનારે થયાવેલા વહેવારની બીના, મરનારને ઘેરની ઝડતી લેતા મળેલાં ઓચર્યાઓ ઉપરથી મળી આવી છે. જે ઉપરથી હું તે જણાવેલા મકાને ગયો. પણ ખુની રાતનો ઘેર છોડી બહાર જતો રહ્યો છે, એવી ખબર મને ત્યાના પડોશીઓએ કહી. તે કામની તપાસ લેના કોન્સટેબલને લગતો આ પોષક મળ્યો છે તે સીવાય બીજું કાંઇ નહી " હવાં તેણે તે પોશાક અને મરનારને ત્યાંથી મળેલાં ઓચર્યાઓ કોર્ટમાં રજુ કીધાં.

થોડાક વારની ચુપ કીદી પછી તેણે દીનશાહ મોદિને લગના ફોરજરીના કેસની સહાબથી વગાળુ લીધી. તેણે જણાવ્યું કે, 'એ ખુનનાં કેસની શોધ કરતાં એક બીજા કેમનું ભોપાળું બહાર આવ્યું છે એ બીજો કેસ થોડા દીવસની વાન પર ચોક્કસ શોધ કરતાં પકડી સાબેતી એ સાથ માલમ પાડ્યું છે કે દીનશાહ મોદી નામના જે પારસીને એ વાંક માટે કેદ કરવામાં આવ્યો છે તે તદન બેગુનાહ છે. એ ફોરજરી કરનાર તો મરનાર પોતે હતો. તેણે એ ગંભીર ગુનાહ દીનશાહ મોદીની સહી ફેરળ કીધો, અને પૈસા પોતે મેળવી, તેનો ઉપયોગ પણ તેને એકલાએજ કીધો. દીનશાહનું ખોટું નામ લખવાનું તેને એક સહેલ કાંમ થઇ પડયું હતુ. કાં જે ફોરજરી થઇ તે વખતે 'કાગનું બેસવું અને તાડનું પડવું' તે મુજબ દીનશાહ પૈસાની અતિ ઘણી તંગીમાં હતો, અને બીજું તો એ કે મરનાર દીનશાહનો છુપો હરીફ હતો એટલે તેને વેર લેવાનું થઇ પડયું. મિસ ઝવેરીના હાથની ઉમેદવારીમાં દીનશાએ જીત મેળવેલી હોવાથી મરનાર તેની છુપું વેર રાખતો હતો જાહેરમા તે દીનશાહનો જાની દોસ્ત હોવાનો ઢોંગ કરતો હતો. તે એવું તો ખોટું રોળ ઘાલતો કે કોર્ટમાં દીનશાહ પર ચાલેલા કેસ વેળાએ તે બચાવ દાખલ સાક્ષી આવ્યો હતો. પણ ઓરખી તેનો બચાવ કરવાને બદલે તેને આડકત્રી રીતે આરોપીને હેરાન કરવામાં ફતેહ પામ્યો. એટલુજ નહિ કરતાં તેને મિસ ઝવેરીને જણાવ્યું કે તેની પાસે કાંઇ ચોકકસ કાગળો હતા જે જો કોર્ટમાં રજુ થાય તો આરોપી નિર્દોષ ઠરે. આ ઉપરથી તેણી તે કાગળોની માંગણી કરવા જે દીને ખુન થયું તે દીને ખુન થવાની થોડો વખત આગમજ તેને ઘેર ગઇ. મરનારે તે કાગળો એકજ શરતે આપવા કબુલ કીધું, અને તે શરત એજ કે જો તેણી તેની સાથે લગનનાં ગાંઠથી જોડાય તો તે કાગળો તેણીનો હવાલે થાય. મિસ ઝવેરીએ આ શરત ના મન્જુર કીધી, અને તરત તેણી તેમ છોડી ગઇ. તેણીના જવા પછી તે તઇયાર થઇ ખુનીને ઘેર થોડાંક બીજા આતમીઓના ખાનગી કાગળો આપવા નીકલ્યો. પુલ નીચેજ તેને તે ખુની સાથે એકાએક મેળાપ થયો અને તે કાંઇ પણ ખુલાસો પેલાં અધુરાં રહેલાં કાગળો માટે કરે તે અગાઉ તો તે ખુંનીનો ભોગ થઇ પડયો. ખુની ન્હાસી જવા પછી એકાએક થોડેજ વખતે મિસ ઝવેરીનું ઘેર જવા માટે

ત્યાંથી પસાર થયું યતાં તેણીએ મરનારને મુવેલો પડેલો જોયો કાંઇ પણ વિચાર કર્યા વગર તેણી એકદમ તે લાશ આંગળ ગુડણ મંડયે બેસી ગઇ ને કાગળોની માંગણી તેણીએ કીધી હતી તે કદાચ તેના ગજવામાં હશે એમ ધારી તેના ગજવા તપાસવા લાગી. તેટલાં એકા એક પોલીસ આવી લાગી. તેણીએજ ખુન કીધું છે એમ ધારી તેણીને કેદ કીધી. આ મારી શોધનું પરીણામ છે જે મેં કોર્ટને જાહેર કીધું છે. એકસપર્ટો પોતે પણ ખાત્રીથી પુરવાર કરેછ કે ફારજરીનાં બીલ ઉપર દીનશાહ મોદીની જે સહી છે તે દીનશાહ મોદીને પોતાને હાથની કીધેલી નથી. આ સતાવાર શોધથી જે ચોખ્ખુ પરીણામ જાહેર થયુંછ તે ઉપરથી હવે હુ નામદાર કોર્ટને એટલુંજ જણાવવાનો રજા લેવુંછ કે એ બન્ને આરોપીઓ તદન નિર્દોષ છે. મને આશા છે કે નામદાર કોર્ટ એ બન્ને આરોપીઓને બીનતકસીર ઠરાવી છોડી મુકવાનો હુકમ આપશે. દલગીરી માત્ર એટલીજ છે કે ખુંની પર મુલકનો હોવાથી હુરંદરાજ ન્હારી જવા પાંમ્યો છે, જ્યારે મરનાર પોતે કાપેલો એક કરતાં બે ગંભિર ગુનાહનો પોતેજ ભોગ થઇ પડયો છે" હવાં તે ડીટકટીવે ત્રણ કલાક સુધી જુસ્સાદાર ભાશણ કરી રહયા પછી પોતાની બેઠક લીધી. તેનાં ભાશણથી આખી કોર્ટમાં એવી તો ગંભીર અસર થવા પામી કે દરેક ન્હાના કે મોટાં તે બન્ને આરોપીઓને નિર્દોષ માનવા લાગ્યાં. જુરીએ પોતે પણ એકમતે તેઓને નિર્દોષ ઠરાવ્યાથી મેજીસ્ટ્રેટે લોકોનાં ભારે હર્ષ અને ખુશાળી વચ્ચે તે બંને ને બીન તકસીરવાર ઠરાવી છોડી મેળવાનો હુકમ કીધો, કે તરત લોકોના પુકારો અને તાલીઓની ગરજના વચ્ચે તેઓને છોડી મેળવામાં આવ્યાં. આ તેઓનું છુટાપણુ ડીટકટીવની મહેનત અને શોધને કંચેઇચ આભારી હોવાથી તેને તેઓ તરફથી એક સારી જેવી રકમ આપી નવાજવામાં આવ્યો. આપ દે 'ધર્મોજય' તે પુરવાર થયું હવે વધુની જરૂર છે?

સમાપ્ત.

### આવ ભાઇ હરખા

કલાર્ક—"સાહેબ મને આજે જલદી રજા આપશો? મારે ત્યાં આજે કામ ઘણું છે અને હું મારી વાઇફને મદદ કરવા માંગુંછ."

મેનેજર—"નહી. હું રજા આપી શકતો નથી કારણ તમારાં વાઇફે તો મને એમ કહયું છ કે તમે તેવણને કાંઇજ કામ લાગતા નથી."

કલાર્ક (પાછો જગ્યા પર જઇ બેસતાં મનમાં) "ગામમાં બે જુઠાઓ વસતા દેખું! તેમાનો એક હું છેઉં, કારણ હું કુમારો છેઉં."

### ભારી પડયું

જમવા આવનાર. (વેટરને) "એઇ, વેટર આય સુપમાં તો બધાં પીછ પડેલાં છે."

વેટર (જોઇને) "એમ છે કે સાહેબ! મેં તો ધાર્યું કે મેં તો ધાર્યું કે હું તમને એવીનો સુપ આપતો હતો પણ એતો ચીકનનો રસ છે. એટલે છ આના વધારે પડશે સાહેબ?

### એનો શું વાંક?

મેનેજર. (કલાર્કને)—"એક ચીજ તમારા બાબમાં મને સમજ પડતી નથી. ત્રીજા નંબરને તમે બીજા દાખલ કેમ હંમેશાં ગણોછ?"

કલાર્ક "સાહેબ, હું અગાઉ સુટની એક દુકાનનાં લેડીઝ ડીપાર્ટમેન્ટમાં સેલ્સમેન હતો. એટલે એમ ભુલ થોય તેમાં મારો શું વાંક?"

શીરીન.

# કબાટમાંનો ભરમ !

## યાને

## ભીખાજીનાં ભોચરાં માંહેલો ભેદી ભમરડો ! ! !

( એક ભેજુ ભમાવે તેવી અને ભાજીના પાણી જેવી જોરાવર ડીટેકટીવ વાર્તા ! ! ! )

( લખનાર—સસ્સેકા તીન પાઉ )

[ નીચલી વાર્તા લખવા માટે મારે ગી૦ ભાગ્યવાની ક્ષમા ચહાવી ઘટે છે એ ભાઇએ પેલા શાહુચોર આરસેન લુપેને ગુજરાતી વાચક વર્ગમાં મશહુર કીધો ત્યારે ખુદ આપણાં દેશ માહેનાં એક ડીટેકટીવ 'નગ"ને પ્રકાશ નહી આપવામાં આવે તે મારા જેવા લચાઇના પીરથી તામોશ થઇ શકે નહી તેવુ ગણાય તેટલાજ માટે આજે દીલ્હીના બાહોશ ડીટેકટીવ તારસેન ભીપીનની બાહોશીનો એક નમુનો નીચે વર્ણવુ છુ ]

ધ ર ર ર ર ર ધુમ !

ધ ર ર ર ર ર ર ધુમ !!

ધ ર ર ર ર ર ર ધુમ !!!

અને પછી વળી જરા વારે ધરરરરરરરરરર ધુમ !!!!

એની રીતે આશરે પાચ હજાર ધરરરરરર ધુમ (!!!!!) થવા પછી ધેધા સ્ટ્રીટ મધે શાંતીનુ રાજ પથરાયુ ભીખાજી બા અત્યારે લાભા ટાટ થઇ ખાટલામા પડયા પડયા પાપડીનાં શાકના એ ડકાર ખાવામાં રોકાયલા હતા જ્યારે તેવણનો રાભો હાથ ભ લથી ભરાયલુ પાલ્યા જેવુ પેટ પસવારવામાં રોકાઇ ગયનો હતો અત્યારે એવણાઓને મોરિમા કાઇક ખડખડાત થવાનો અવાજ સભળાયો જે પરથી તેવણે ભીખાજીને હાક મારી જણાવ્યુ,

"ભીખાં અરે ભીખની ? તારો બપાવો મરે પાછલી રાતે, સમજી મરેછ કે ?"

"જો જો, ભીખાજી, ,ભોનુ સભાળીને બોલજો હાં મારા બેરની મોટામાજીને એમ ગાર દેશો તો પછી હુ તમારા છોકરાંનેજ દેવસ જો હા, બોલો, શુ કેહવોછ ! "

## પ્રકરણ બીજુ.

આપણે આગલા પ્રકરણમા જોઇ આવ્યાં તેમ ભીખાજી અને ભીખાઇજી બન્ને જણ તેઓની મોરીમા થયના ખડખડાતથી ખરે ખાતજ ઘણાં ગભરાઇ ગયલાં જણાતા હતા એવી રીતે તેઓ ઉભેલા હશે તેઅના રામો એક હાથમા એક મુવેલો ઉદર અને બીજા હાથમા પપેટા ભરવાની કબાટની ચાવી લઇને આવ્યો

"મરે રે મરે! મુવો મેટ! નાંખી દે—એ બલા પીરાને અહી કાંહાં લાયો? મરે, મને દુશમનને પ્લેગ બલેગ થશે તો કાંઇ જાવાસ? મરે બીખાજી, ઉઠોની? એમ ઓડા નીની કાણી બેસી શુ રહેવાછ જો? લે રામાં, શેઠને ઉંદર આપને તું હાથ પેઇ નાખ. ઉઠો બીખાજી—અમસી આઈ બાઇનાં સીનાં ના સે રવો. લેવો રામો આપે તે બારીએથી ફેંકી દેવો."

"અરે પણ છેટ, એ ઉંદરો મુવેલો મય શે ને ઓલી આલુની કબાટ તો તદ્દન ખાલી થયેલી હો!"

અને ખરેખર તેમજ હતું. પપેટાની કબાટ જે ગઇ કાલેજ ભરાયલી તે આજે તદ્દન ખાલી થઇ ગયલી અને તેમાંથીજ તે મુવેલો ઉંદર નીકળ્યો હતો. બીખાજી લાગલા દોડયા નજીકનાં પુબ્લ ખાનાં આગળ અને ત્યાંથી ટેલીફોન કરીને દિલ્હીના બાહોશ ડીટેકટીવ તારસેન બીપીનને બોલાવી મંગાવ્યો.

તે દીને બીખાઇજીએ મોળું ધાન દાળ અને સુકકા બુમલાનો પાટયો રાંધ્યો હતો તે પાણીનાં અચારની કુમલી ગોટલી વડે ચાપવા બેઠેલા હતા. તેવામાં બીખાજીના પગનાં અંગોઠા અને પહેલી આંગલી વચેના કાનામાં એકદમ જોરમા કીડ લાગી આવી.

બરાબર સવાત્રણને ત્રણ થઇ એટલે ટકોરાબંધ બીપીન ત્યાં આવી લાગ્યો.

---

## પ્રકરણ ત્રેવીસમું.

—:૦:—

તે મુવેલાં ઉંદરને પરેલ લેબોરેટરીમાંથી પ્લેગના જંતુઓ વગરનો જાહેર કરવામાં આવ્યો પછી બરાબર બાવીસમે દીવસે ડીટેકટીવ બીપીન સાહેબ આપણા નેકનામ બીખાજીને બંગલે હાથમાં એક ઉંદરનું પીંજરૂં પકડીને આવી પુગ્યો.

"પત્તો મલ્યોછ" ડીટેકટીવ બીપીને સાડી સત્તાવણ હજારની ઠરાવેલી ફિ મળવાનો વખત નજદીક આવેલો વીચારીને ફત્તેહથી તે પાંજરૂં એક ટીપાઇ પર મુકતાં બનાડ મારી.

"હુરરરે!" બીખાજી નાચવા મંડી ગયા.

"મરું'રે તમારે પરથી" બીખાઇજીએ ઓવારણાં લેતાં કહયું.'

"હવે મારા હવરીનો હુકીઅરતો ખરો"! રામાએ પોતાનો ચહડી ગયલો પગાર મળવાની ઉમેદમાં તે ડીટેકટીવને વગર માંગવેની સરટી ફીકેટ આપી દીધા.

તુરત વેળા તો સઘળાંઓ ત્યાંથી ને ત્યાંથી જ વગે સગે થઇ ગયાં

---

## પ્રકરણ સાડી બેતાલીસમું

---

બીજે દીવસનો સુર્ય જ્યારે મહેમદાવાદનાં રેલવે સ્ટેશન પર ઉગ્યો ત્યારે બધે ઉજરડાં થઇ ચુકયાં હતા. ગોલી લોક દપ દપ દુધ કહાડવાની ક્રિયામાં રોકાઇ ગયલા જણાતા અને તેઓ આગળ ઉભેલી ભેસો ભોજનો પુષ્ટીકારક ખોરાક ચાંપતી જાય અને બરડા પર બેઠેલી માંખ પુછડા વડે ઉરાડતી જાય!

છેક નાંકે ઉગેલાં આંબાનાં ઝાડને અઢેલી કોણ ઉભેલુ હતું? ઓલો જોઉં?

વની બીજુ કોણ?
ડીટેકટીવનું બીપીન!
તે હયાં કયાંથી?
તેજ ખુબી છે તો!
તે શું કરતો હતો?
તેજ ખબર નથી તો!

## પ્રકરણ તમોરે ગમે તેતરસું.

——:o:o:——

એવી રીતે તે ચોરાયલા પટેટા અને સુવેલા ઉંદર વાળી કબાટનો ભરમ ધીમે ધીમે પણ સાશુન કદમે જાહેર થતો ગયો. ડીટેકટીવ બીપીને પોતાની જાતી હુશીઆરીથીજ આપણા બીખાજીઆનાં બોંવરાં માંહેનો ભેદી ભમરડો પકડી કહાડયો હતો. બીખાજીઆનાં બોંબ્રબ તે દીને દેવલાલી જવાનાં તેટલાં ખુચીને પાણીનો બુડ ખુટયો તે ઘેરમાં દોડધામ થઇ ગઇ અને દેવલાલી દેવલાલીને ઠેકાણે રહી ગયું.

હવે રેલવેલની ટીકટ લીધેલી તેનું શું કરે? પૈસા તો પાણીમાં ગયા. મોજ તમારા.

તેજ વખત સઘળાંની અજાયગી વચ્ચે ડીટેકટીવ બીપીન વેશાવતથી આવી પુગ્યો!

"પતો પકડયો!" તેણે મોટેથી બુમ બરાડા પાડીને કહયું, જે સમેત બારણું જોરથી અફાળીને ત્યાં આપણા બીખાજીબા હાંફતા હાંફતા આવી પુગ્યા.

"બીપીન—બીપીન, મેં તમોને ઘણી તસદી ર આપીછ તે માટે દલગીર છું પણ રામો કેહછ કે પપેટા કઇ ચોરાયલાજ નહી ને પેલો ઉંદરતો અમારા બુચાનો રમકડાનો હતો."

સઘળાંઓ ઘણાંજ અજબ થયાં અને મહાન ડીટેકટીવ બીપીન ચાર ફુજેત-કુતરા જેવો થઇને ત્યાંથી વાંકો ડોકે સત્તી ગયો.

(આવતે સાલના અંકમાં બીપીનનાં સાહસ કરમનો હેવાલ ન'ગ બીજો આપશું)

ટ્રં+ ભવા સસ્સેકા તીન પાઉં ઘણેજ લામે વખતે ગુલશનમાં થયલી તમારી આમદ માટે તે પોતાને ભાગ્યશાળી સમજે છે. બપવા જો ગુલશનનું રાજ્ય ચાલતુ હોય તો ચપ દેતાકે તમને...... પણ હાલ તે વિચારવાનું નથી. આરસેન લુપીનને ટકકર મારે ને અજાયબીમાં આંગળાંમાં દાંત ઉભા કરે તેવા આ મહાન ડીટેકટીવની હારમાળા ચાલુ ન રાખો? હમારા વાંચકોનો હમો પર દરોરો પારી ને બીપીનની મહેરબાની નહરી તો હમારે શું કરવું ભલા?

અધિપતિ.

---

### મુખ્ય કારણ!

"પેની તારી સહી ચાર અઠવાડયાં થયાં ગોલ્ફ રમવાનું શીખેછ."

"શીખવનાર કોઇ સ્ટુપીડ હશે, કે એટલો બધો વખત થયો તો બી-"

"નહીરે તું બી શું જો, સ્ટુપીડ નથી પણ ઘણો ખુબસુરત છે."

### બરોબર!

પરિક્ષક-"એમ સમજો કે એક ઘેરમાં આગ લાગી હોય અને તે ઘેરમાં ત્રીજે માળે એક સ્ત્રી રહી ગઇ હોય, તો તેણીને બચાવવા તું શું પગલાં ભરે?"

ઉમેદવાર-(વીચાર કરીને) "નહીં બા, હું કાંઇ પગલાં નહી ભરૂ, હું તો સીડી લેવા દોડુ!"

### ફેર નહિ!

તેણી-"એમ કહેવામાં આવે છે કે એક મરદ ની ઊંમર ઘણી હોય છે."

તે-"હા અને અફસોસની વાત એ છે કે સ્ત્રીની ઊંમર એકજ હોય છે, તેણી તેને વલગી રહે છે."

× + +

શીરીન.

# Literary Notes,

( Specially written for Gulshan, )

By—Keshavlal L. Oza. M. A. LL. B.

Many persons interpret the will of Heaven from the movements of the sun and the planets. The diverse planets are associated with varied experiences of human life and the astrologer foretells the destiny of the individual by calculating which star was in the ascendant at the time of his birth. All these things are lucidly explained in a recent publication by Mr. Krishnashankar Kalidas Shukla of Raipur, Ahmedabad. The book is called " Jyotish—Suttva " in as much as it gives the quintessence of astrology in a nutshell. We have read the book with considerable interest, and we heartily felicitate Mr. Shukla on his achievement. The book is divided into thirteen chapters which are absolutely free from technicalities. The learned author has pointed out the method of casting nattivities and suggested in a clear cut way how the astro logical planets, taken singly or conjointly, determine the life and fortunes of an inquirer. In one word, it is a royal road to judicial astrology, and we have great pleasure in recommending this book to all Gujrati—knowing lovers of the science.

---

All Europe is struck with Indian loyalty so signally exhibited on the battlefield. We have no doubt that when peace is proclaimed, India would see the practicali application of Mill's remark to the effect that the best equivalent the statesman can offer to the country that sinks its individuality in a large empire, is to open to the inhabitants of this country the service of the Government in all its departments, and in every part of the

empire. This is, indeed, an admirable *quid pro quo* for the blood shed on behalf of the empire. Mr. A. C. Benson observes in a recent letter to the present writer.

"It is, indeed, a time of tragical import. The loyalty and generosity of India has been a great support to England in this crisis, and has evoked a very friendly and grateful feeling. We hear, too, of the splendid courage and dash shown by the Indian troops in battle in France. If the war has a succesful issue as we hope, we shall not be slow to show and express our gratitude for such public—spirited services."

---

How to turn men's minds from the bleak realities of existence to the heroic deeds of the mighty dead is a service which can hardly be repaid In these days of stress and storm, one naturally relishes with a peculiar gusto the tales of Indian chivalry. To all such persons we recommend an enthralling series of tales collected in one vollume entitled "Short Stories Part I" under the guidance of Swami Shree Akhandanandji of Ahmedabad. Another notable volume which Swamiji has given to the Gujarati reading public is a careful rendering of the late Mahopadhyaya Shankar Daji Shastri Pade's "Aryabhishak" a well known book on Ayurwedic drugs. In our hurry to adopt every thing Western, we have neglected to our cost, the use of various plants and vegetables. Of course, allopathic drugs produce an instantaneous effect but their utility in irradicating deep-seated maladies may well be questioned The volume under review gives a comprehencive account of the various plants, their uses as drugs and tonics. How to combine them is also clearly stated. Altogether, the volume is eminently adapted to serve as a household doctor and must find a place in every family.

મી૦ ફોરેસ્ટરના સીટીઝન રીડર પરથી.

# ઉત્તમ નાગરિક.

## ગુલશન માટે ખાસ

———:o:———

લખનાર—હુકમતરાય હરરાય દેસાઈ ( જાગીરદાર )

———:o:———

### એક સામાન્ય નીયમ.

આપણા કુંટુંબમાં તથા મીત્ર મંડળમાં ખાનગી ગૃહસ્થો તરીકે અદા કરવાની ફરજો આપણી શહેરી તરીકેની ફરજો કરતાં જુદી છે તો પણ બન્ને સ્થિતીમાં આપણને દોરવનારા નીયમો એકજ છે અને તેથીજ કરીને આપણી યુવા વસ્થામાં અને શાળામાં અભ્યાસ કરતા હોઇએ ત્યારે આ પ્રશ્નો બાબત વિચાર કરવાનો આરંભ કરવો એ વખતનો અને મહેનતનો સદ ઉપયોગ કરવા બરોબર છે.

તમારા મા બાપોના ઉપદેશોથી તમારા શાળાના ગુરૂઓ અને ધર્માધીકારીઓના શિક્ષણોથી જે માયાળુ પણાના, પરોપકાર બુધ્ધીના, સત્યના, આબરૂના અને આશા ઉઠાવવાના ગુણોના પાઠો શીખોછો તે તમારે યાદ રાખવાના છે અને પુખ્ત ઉમ્મરના થાઓ ત્યારે તે પ્રમાણે તમારે વર્તન રાખવાનું છે. અને જ્યારે તમે મત આપનારાઓ, કર ભરનારાઓ અને જુરીમેનો [ પંચો ] થશો ત્યારે ગુણોનો ખપ પડવાનોછે. ખરેખર તમારા દેશનો ભલાને માટે અને દેશ બન્ધુઓ કલ્યાણને માટે તમારે જે જે કરવું પડશે તેને માટે આ સદગુણોની આવશકયતા છે.

તમારી માતા, બહેનો અને મીત્રોને માટે ઘરમાં, તમારા હીતમાં તથા ગમતનો થોડો ભોગ આપવાની માથે ફરજ આવી પડશે, અથવા તો કોઇ વખત તેઓના સુખને માટે તમારા દુઃખ અને અગવડ ખમવા પડશે, તેજ પ્રમાણે સગાં વહાલાઓ અને મીત્રોના ભલાને માટેજ નહી પણ દેશ અને દેશબન્ધુઓના લાભને માટે તમારે ઘણા લાભો ખોહવા પડશે અને નુકશાન અને દુઃખ ખમવું પડશે. એટલાજ માટે કે આપણો દેશ ન્યાય અને સત્યને માર્ગ ચાલી બીજા દેશોને મદદ કરે અને પ્રદેશોમાં વસ્તી પ્રજાને નુકશાન થાય નહી.

### લેન્કેશાયરે કેવી રીતે ફરજ બજાવી.

આપણે ઇંગ્લાંડની માફક બીજા રાજ્યો સાથે થોડા લાભો સાચવવાના છે. પણ ન્યાયનું તત્વ શું છે તે સમજવાનો તથા તેને અમલમાં મુકવાનો હક આ પૃથ્વી પર જનમતા દરેક

સ્ત્રી પુરૂષને અક્ષેનો છે. અને તે જન્મ થવાથી જે હક્ક પ્રાપ્ત થાય છે તેજ છે.

ઘણા વરસો ઉપર અમેરીકામાં હબસી લોકોને ગુલામગીરીમાં વેચવાનો અધટીત સ્વાર્થી ધાનકી અને મનુષ્ય કે જે એક પરમાત્મા ની છબી રૂપ જે તેને કલંક લગાડે એવો દુષ્ટ રીવાજ જડમૂળથી નાબુદ કરવાને નોર્થન અને સર્થન સ્ટેટ્સ વચ્ચે લડાઇ જાગી.

સર્થન સ્ટેટ્સના રૂ ઉગાડનારાઓ આ ગુલામોને વેચતા રાખી રૂની ખેતી કરતા અને તેનો મોટો ભાગ ઇગ્લાંડના લેન્કેશાયર કાઉન્ટી ના મીલવાળા વેચતો રાખતા.

નોર્થન સ્ટેટ્સ વાળાઓએ કાયદો કરી ગુલામગીરી તદન નાબુદ કરી હતી અને તેઓએ એ ધારદો કરી તમ કરવા પોતાના પાડોશી સર્થન સ્ટેટ્સવાળાઓને સમજાવ્યા પણ તેઓએ માન્યુ નહિ તેથી લડાઇ જાગી.

સધર્ન સ્ટેટસને છતવાનો એક સહેલો રસ્તો એ હતો કે જે જે બંદરોમાંથી રૂનો નીકાશ થતો તે બંદરો ઘેરો ઘાલી રૂ દરિયા માર્ગે બહાર જતાં અટકાવ્યો તેથી કરીને નોર્થન સ્ટેટસ એવા બંદરો ઉપર પોતાના નૈકા સૈન્ય ન બળથી પ્રવેશ રૂ ભરને જતા વહાણોને અટકાવવા માંડ્યા. લેન્કેશાયર ની મીલોમા આઠ લાખ કામદારો રોજી મેળવતા હતા રૂ આવતો બંધ થવાથી મીલો બંધ કરવી પડી અને એવી વખતે આઠ લાખ કામદારો ધંધા વીનાના થઇ ભુખ મરાના સંકટમાં આવી પડ્યા ઇગ્લાંડની મહાન પ્રજાએ તથા સરકારે આ દુઃખ નિવારણ કરવા કાંઇ પણ બાકી રાખ્યું નહી, પણ આઠ લાખ મનુષ્યોનું બેઠા પોષણ કરવું એ મહાન પ્રજાને અને સરકારને પણ ઘણું કઠીન છે.

આવા સમયમાં કેટલાક સ્વાર્થીઓએ સધર્ન સ્ટેટસને મદદ આપવા ધાંધલ મચાવી રહયા. અને પાર્લામેન્ટમાં તેઓ ભાગ લેવાને ખુમારો કરી રહયા.

આટલુ બધુ દુઃખ ખમવા છતાં લેન્કેશાયરના મજુર વર્ગે ગુલામગીરી ચાલુ રાખવાના દાવાને ટેકો આપવાને જરા પણ કબુલત આપી નહિ. તેઓને ખબર હતી કે દુશ્મનોના દારૂગોળા સામે ન્યાય અને સ્વતંત્રતાના હકકને માટે નોરથર્નમો લડતા હતા.

આ મજુર વર્ગે એવો નીશ્ચય કર્યો હતો કે સત્યના મીત્રો જે લડાઇ લડતા હતા તેને તેઓએ વધારે કઠણ કરી આપવી નહી. અને જ્યાં લગી તેઓનું લાગતુ વળગતુ હતું તેટલાં પ્રમાણમાં દુઃખ વેઠવુ પડે તો વેઠી લેવુ પણ દેશને તેની ફરજ અદા કરવા દેવો.

તેઓ સારા શહેરી હતા તેથી પોતાના કુટુંબમાં તેમજ ધંધામાં સચ્ચાઇનો જે નીયમ શીખ્યા હતા તે નિયમ પ્રચારમાં મુકયો અને સ્વતંત્રતાના દાવા માટે લડાઇનો છેડો આવ્યો ત્યાં લગી મજબુત રહવા આથી કરીને ઇંગ્લાંડની યુનાઇટેડસ્ટેટસ સાથની મીત્રાચારી વધી અને જલવાન રહી અને તે લડાઇના ભયંકર પરિણામ માંથી મુકત રહયું.

(૩)

આપણી રીતભાત પાડોશી દેશો તરફ સભ્ય અને વીવેકી હોય તો આપણા દેશની પ્રીતી વધે છે અને બહાર તેની પ્રતીષ્ઠતાની ઘણી વધારો થાય છે.

દરેક વખતે માણસ મ્યુ પંચાયત, મહાન પંચાયત, પ્રાંત પચાયત, સુધરાઇ,ધારા સભામાં સભાસદો ચુટી કાઢવામાં પોતાનું મત પ્રમાણીક અને નીષ્કલંક બનવવાને પોતાની સાચી શહેરી તરીકની ઉતમ સેવા બજાવે છે.

દરેક છોકરાંને કેળવણી આપવી એવું કાયદાનું ફરમાન છે. આવા સ્તુત્ય હેતુના કાયદાની આજ્ઞા માનવી એ દરેક સારા શહેરીનો ધર્મ છે. માટે દરેક માના પોતાના છોકરાઓને ઘરમાં કેળવણી આપે તેમજ કાયદાને માન આપી શા-

જામાં શીક્ષણ લેવા મોકલે તે ખાનદાની માતા અને ચુસ્ત શહેરી ગણાય છે.

દરેક બાળક આનંદ મને શાળામાં ભણવા જાયછે અને પોતાનો અભ્યાસ ઉપયોગથી કરેછે તે ઉત્તમ નાગરીક ગણાયછે; કારણ કે નિશાળમાં જઇ અભ્યાસ પર ચીત્ત ન લગાડવું અને આળસુપણામાં વખત કહાડવો અને કાયદાનો ભંગ કરવો તે બાળકો ખરાબ શહેરીઓમાં લેખાય છે અને તેઓ પોતાના માત પીતાને તથા દેશને દુષણરૂપ થઇ પડે છે. આપણે નાની તથા મોટી બાબતોમાં દેશની સેવા બજાવી કેવી રીતે સારા શહેરીઓ થઇએ તે ઉપરથી સમજાશે.

અને હેતુ આપણે આપણા દેશને મદદ આપવાનો, આપણા પાડોશીને અને આપણે પોતાને સહાય ભુત થવાનો છે. તે એક આપણી જીંદગીમાં પ્રમાણીકપણે અને નીતીથી ચાલવું. કારણ કે કાયદાઓ અને પૈસા એ દેશને તેજ સ્વીકારતા નથી. જે પ્રજા જે દેશમાં રેહે છે તે ઘે સત્ય અને ન્યાય વૃતીથી પોતાના અરસ પરસના અને બીજા કાર્ય વહેવારોમાં પ્રમાણીક પણે અને ન્યાયથી ચાલવાનો પ્રયત્ન કરવો અને ને વખતે એક નીયમ એવો યાદ રાખવો જોઇએ કે જે પોતાની જાત ઉપર રાજ્ય કરી શકે નહિ તે બીજાઓની ઉપર રાજ્ય કરવા પહેલેજ પગથીએ ના લાયક છે

## આપણી ફરજ આદરવાના બે રસ્તા છે.

આપણે ફકત ઉમરના થઇએ ત્યારે શહેરી તરીકે ઘણી બાબતોમાં આપણને પ્રસંગ હોય કે નહિ તો પણ તેની ફરજ ઉઠાવવાની જરૂર પડે છે માટે છુટકો નથી એવા વિચારથી નહિ પણ આપણું, આપણા દેશનું, આપણા દેશ બન્ધુ ઓનું ભલું થાય એવી સારી સમજથી શહેરી તરીકે દરેક કામ ઉપાડી લેવું જોઇએ. એવા પ્રસંગો વખતે આપણને સમજાતાં નથી. પણ એક એક વખતે સારા કામની અગત્યતા ધ્યાનમાં આવી કે તે કામ સારૂં થયા વગર રહેજ નહિ એટલા માટે કાયદા મત અને બીજી જરૂરી બાબતો ઉપર કહેતાં પહેલા સ્વદેશાભિમાન એટલે શું તે સમજાવીશ.

---

## સ્વદેશાભિમાન.

જે ભુમીમાં પોતાના માત પિતાનો જન્મ થયો છે, અને જેમાં પોતાના વડીલ વંશો પણ જન્મી મરણ પામેલા તેવી ભુમીને માટે પ્રીતી તેનું નામ સ્વદેશાભિમાન. આ દિવ્ય લાગણી દરેકના મા થોડી ઘણી સ્વભાવિક અને થોડે ઘણે અંશે ઉંચી માનસિક, શારીરિક અને નૈતિક કેળવણીથી મજબુત થાય છે, અને દરેક સ્વદેશનાં વતનીઓમાં પુરૂષ અગર સ્ત્રી એમાં સદગુણોના આ ભુષણોમાં ઉતમ આ ભુષણ તરીકે આ મુખ્ય હોય છે.

આપણી પવીત્ર પ્રીતિ પહેલાં આપણા બાળ બચ્ચાં તથા મીત્રો માટે હોય છે, જેથી કરીને આપણું ઘર પવિત્ર ગણાય છે, અને અંગ્રેજીમાં તેને સેકરેડ હોમ કહે છે. અને આપણા દેશમા આવા અસખ્ય પવીત્ર ઘરો છે તેના તરફ આપણી પ્રીત ધર્મ તરીકે લબાવવી એ આપણા દેશ તરફ પ્રીતી લંબાવવા બરાબર છે, અને છેવટ આ દેશના પાલણ પોષણ કર્તા અને આપણું ભાગોદય કરતાં સારા સારા કાયદાઓ આપનારા ઉંચા માનસીક, શારીરિક અને નૈતિક કેળવણીના દાતા તે આપણા રાજ્ય કર્તા દુઃખ ભંજન શ્રીમન સરકાર તથા શ્રીમંત મહારાજા ગાયકવાડ અને રાજ્ય કુટુંબ તરફ વફાદારીથી અને એક નિષ્ટાથી સેવા બજાવવાની અને ઉંડી પ્રીતી દરરોજ ગમના આપણી ઉંગરતી પ્રજાને અંતઃકરણ ઉપર છાપ પાડવાની છે.

આ ફરજોનો એ એકતા ને સ્વદેશાભિમાનના બે પ્રકાર છે. ખરૂં સ્વદેશાભિમાન અને ખોટું સ્વદેશાભિમાન એવા દાખ

સાઓ ઘણા છે, પણ થોડાકનુ જો આપણે નાની વયના હોઇએ ત્યારથીજ તે તો પાઠ પાકો કરીએ તો આપણી પાકટ વયમા દેશ સેવા કરવાનો વખત આપણા સદભાગ્યે આવે તો તે વખતે ઘણો મદદગાર થઇ પડે

રોમ શહેરની બે સ્વદેશાભિમાન બાઇઓ વૌ ધુર્મના અને વરજીનીઆ

હજારો વરસો ઉપર રોમ શહેરમા કેયસ મારસીયસ નામનો ઉમરાવ ખાનદાનનો પુરૂષ રહેતા હતો તેનો એક વડીલ એતુસ મારસીયસ રોમનો રાજા થઇ ગયો હતો એક વડીલ બે વખત સેનેટર થયો હતો કે જે પદવી પ્રાચીન સત્તાક રાજ્યમાં ઘણી પુજ્ય અને પવિત્ર ગણાતી હતી બે વડીલોએ રોમ શહેરને નીમળ પીવાનું પાણી પુરૂં પાડવાને એક વાયડાકટ(Viaduct ) એટલે માર્ગે નહેર બાંધી હતી

આ બધુ જોતા મારસીયસનુ કુટુંબ રોમમાં ઘણુ અગત્યતા ધરાવતુ હતુ પણ તેની સાથે તે ઘણુ અભિમાની હતુ આ વશમાના બધા વશજો કરતા કેયસ મારસીયસ ઘણો અભિમાની હતો એનો પિતા એને બાળપણમા મુકી સ્વર્ગવાસી થયો તેથી કરીને એને કેળવવાનુ તેની વિધવા માતુશ્રી વેતુરી આ ધુમનીયાને માથે આવી પડયુ રોમમા એ વખતે પુરૂષાતનના ગુણો મોટી આબરૂને પાત્ર ગણાતા હતા તેથી કરીને ખરી રોમન માતા તરીકે તેણે તેની કેળવણી આપી અને સોળ વરસની ઉમરે તો કેયસને રણસંગ્રામમાં પોતાનુ પુરૂષાતન બતાવવા મોકલ્યો. કારણ કે તેણી કહેતી કે મને જો એક ડઝન એટલે બાર છોકરા હતે અને તે દરેક મને કેયસના જેવા વહાલા હતે તો તેઓ દેશને માટે ઉમદાપણે જીવ આપને, તે ઘરમા આળસુપણામાં અને મોજ મજાહમા વખત ગાળતે તેના કરતા વધારે પસદ પડતે રોમના રાજા ટારક્વીનને પદભ્રષ્ટ કરેલો તેણે પાછો ગાદીએ આવવા લડાઇ જગાવી હતી તેમાં શુરવીર પણે એક રોમન યોધ્ધો જમીનપર ઢુળી પડયો હતો તેને તેની સામે હુમલો કરનાર દુશ્મન ને પોતાને હાથે કાપી નાખી બચાવી લીધો હતો.

કોઇ પણ રોમન યોધ્ધાની જીદગી બચાવે તેને માટે બચાવનારને ઓકનાં પાતરાનો હાર પહેરાવવામા આવતો હતો હવે તે રોમન લશ્કરમાં અગ્ર લડનાર ગણાવવા લાગ્યો અને તલવારબાજ તરીકે લશ્કરમા ચાલાક ગણાઇ અમલદારો અને સેનાધિપતીનો થોડા વખતમાં માનીતો થઇ પડયો પણ જેમ જેમ તેની પ્રતિષ્ઠા વધતી ગઇ તેમ તેમ તેણે એકનાએજ પ્રતિષ્ઠા ભોગવવી એવો સ્વાર્થ એક રોગ તરીકે તેના શરીરમાં જડમુળ ઘાલી બેઠો

એક તો ગર્વ તેનામાં અહંકાર રૂપે વધવા માડયો બીજુ તેના કુટુંબ મરે અખુટ્ટ મગરૂરી વધી અને જેમ જેમ વખત ગયો તેમ તેમ પોતાને માટે ખમી શકાય નહિ તેવો ગર્વ તેને ચડયો અને જો કે આ સ્વમાનને લીધે તે નીચ કૃત્યોને ધીક્કારતો અને નાના જાતી લોકોનો દરકાર ન કરતો પણ એક ખાસીયત તેનામાં એવી પેદા થઇ કે જેને પોતાથી ઉતરતી પદવીના અને દરેક રીતે હલકા ગણતો તેના તરફ તેની વર્ત્તણુક જગલી અને તુચ્છકાર ભરેલા શબ્દોથી ભરપુર અને અપમાન કારક હતી

આ વખતે રોમની પ્રજામાં બે વર્ગો પડયા હતા, એક પેટ્રીશીઅન અને બીજો પ્લેબીઅન પેટ્રીશીઅન્સોમાં રોમના પ્રાચીન રાજ્યો કર્તા કુટુમો હતા રોમ શહેરની પહેલી સ્થાપના કરનાર અને વસાવનારના તેઓ વશ વારસો હતા. મુખ્ય સત્તા તેઓના હાથમાં તેઓએ જાળવી રાખી હતી, લડાઇ કળામાં પલોટાયેલા હતા અને પોતાના માન મરતબાને લાયક બીજાં કાને ફક્ત એકજ ધધો ગણતા.

પ્લેબીઅનસ એક જુલમથી પીડાયલુ, બીન કેળવાયેલુ વેપાર વણજ કરનાર ટાળું હતું

જેમાં કારીગરો, મજુરો અને બીન રોજગારી પણ સમાયલા હતા અને જેમ જેમ શહેર વધતું ગયું તેમ આ ટોળાની સખ્યા પણ ઘણી વધી ગઇ અને જો કે ઉમરાવો તેને ધિક્કારતા તો એ પણ લાંબો વખત તેઓ તરફ આંખ આડા કાન કરી શકયા નહિ.

આ લોકોના ઘણા દુઃખ હતાં તેમાં એક મુખ્ય એ હતું કે ગરીબો પાસે પૈસાદાર શેઠીયાઓ ઘણું ભારે વ્યાજ ઓકાવતા અને વ્યાજ ન અપાય ત્યારે તેઓની તમામ માલ મીલકત લઇ લેતા એટલુંજ નહિ પણ તેઓને ગુલામ તરીકે વેચતા, જો કે આ લોકો રોમ શહેરનાં સંકટના સમયમાં બહાદુરીથી લડી, પોતાની છાતી ઉપર તલવારના ઘા ખમ્યા હતા અને લોહીલોહાણ થતા હતા, અને રોમના દુશ્મનોને મારી હઠાવતા.

સાધારણ વર્ગના લોકો ભુખમરાની અણી પર આવી રહયા હતા અને રોમ શહેરમા પુષ્કળ દાણાનો સંગ્રહ હતો તેથી તેઓના ગુસ્સાનો પાર આવી રહયો નહિ અને તેઓને વહેમ પડયો કે ઉમરાવોએ પોતાને માટે આ સંગ્રહ રાખી મુકયો છે.

આવી દુઃખ દાયક સ્થીતીમાં ઘણા સેનેટરોએ મનમાં પ્લેબીઅનોનો કાયદો ઘણો નરમ કરવાનો નિશ્ચય કર્યો પણ કેટલાકોનો ચુસ્ત પણે સામે થયા તેમાં કેયસ મારસીયસ તો દુરાગ્રહી પણે સામો થયો.

પ્લેબીઅનસો અધમ કુતરા હતા અને આખી દુનીઆના ઉતાર હતા અને તેઓના મોઢાં ઉપર આ પ્રમાણે અપમાન કરવા તેનું અંતઃકરણ જરાપણ ખંચાતું નહિ. કયા વખતે તે અને પ્લેબીઅનો એકજ લોહી અને માંસના બનેલાં છે તે તેના માનવામાં નહિ આવતું અને જ્યારે તેઓના મ્હોં ઉપર અપ શબ્દોના વરસાદ વરસાવતો ત્યારે આપણે કલ્પના કરશું કે જેઓ તેને બહાદુર યોધ્ધા તરીકે ઘણી પ્રીતીથી ચાહતા ત્યારે તેઓ તેની આવી અપમાનકારક વર્તણુકને લીધે કેટલા બધા ધિક્કારતા હોવા જોઇએ.

કેયસમારસીયસે ઘણા શુરવીરપણાનો પરાક્રમો કર્યા અને કોન્સલનાં સૌથી શ્રેષ્ઠ ઓધ્ધાને માટે ચુટણીનો પ્રસંગ આવ્યો.

પ્રજા તેના બધાં અપમાનો ભુલી ગઇ અને તેને કોનસલ તરીકે ચુંટી કાઢયો. પણ લોકો એ ત્રીબ્યુનોની ઉશ્કેરણીથી તે ચુંટણી રદ કરી અને રાજદ્રોહી તરીકે તેને દેશપાર કરવાનો ઠરાવ કર્યો.

આ વખતે પેટરીશીઅનોને અને પ્લેબીઅનોને મારામારી થઇ તેમાં પ્લેબીઅનોને હારીને નાસી જવુ પડયું પણ આમ લાંબો વખત રહી શકે એમ નહતું, તેથી એક વૃધ્ધ સીનેટર અગ્રાઆએ વચમાં પડી કેયસ મારસીયસની ખુલી તપાસ કરવી એમ ત્રીબ્યુનો પાસે કબુલ કરાવ્યું અને તે કબુલ કર્યા વગર ચાલે એમ નહતું.

મારકેટ પ્લેસમાં લોકોના ટોળા અને ત્રીબ્યુનો જુડસ અને સીસાર્નીયસ તપાસને માટે એકઠા થયા હતા અને પોતે જે કરે તેની હાજી હા કરવા ચડાઉ મુકયા હતા.

કેયસ મારસીયસ જેને કોરાયલેનસની મોટી પદવી 'વોલસીયનસ' ના મોરાઇની શેહેર જીતવાને લીધે આપી હતી તે પો. મીત્રો સાથે હાજર થયો, જે તેને ગુસ્સે નાક થવા દેવાને તેની આજુ બાજુ નજીક ઉભા રહ્યા હતા.

કોરાયલેનસને ગોશી . યસ ત્રીબ્યુને તરતજ સવાલ કરવા માંડયા.

(અધુરૂં.)

# જ્ઞાનનો ગુણકાર.



## ગુલશન માટે ખાસ

———:૦:———

લખનાર—હરમીસ.

——:૦——

• સાચ્ચું બોલતા કદાપિ આપણને ઘણું દુ:ખ થતું હોય, કદાપિ તેમ બોલવાથી આપણને ગેરફાયદો હાંસેલ થતો હોય, તે બોલનારની કીમ્મતને કાજ, આરામ, ઘણો મોટો વગ વસીલો, ખોવો પડતો હોય, તે સઘળું છતા, ખરૂંજ બોલવું, કારણ કે તેમ કરવાથી, તેવો ભોગ આપવાથી, વખતના વહેવા સાથ, તેજ સત્યના આપણને ઉપલા આપેલા ભોગો છતાં, ઘણાજ ઉચાં સુખી સ્થાન ઉપર લઇ જશે, તે પાછળથી હાંસલ થયેલા સુખો, આગલા ભોગ આપેલા સુખો કરતાં, ઘણે દરજ્જે ચઢતાં થશે

જીંદગીને જેમ વધારે સમજતા થઇશુ, તેમ આપણને માલમ થશે કે, ફરજ અદા કરવાથીજ ખરૂં સુખ ઉત્પન થાય છે. આપણી ફરજો બજાવવાથી એમ ખુલ્લું થશે, કે, આપણ કુદરતના નિયમ કાયેલા કાનુન સરજ વર્તન કરીએ છીએ

એરી ન્યમાનુસાર કામ તથા ફરજ પુરી કરવાની તમાયેલથી બીજાને પણ ફાયદા થાય છે, બીજાને પણ સુખ થાય છે. જાણે કે સુખથી કામ કરવાથી બીજાને પણ તેવાં કામ કરવાની ગોયા આકર્ષિક વસના ઉત્પન થાયછે

ગુસ્સો, ગુસ્સાને ઉશ્કેરાત દે છે, તેમજ વહાલ, અને પ્રિતિ, બીજાના ચિત્તમાં તેવુંજ તત્વ ઉભરાવે છે. મોટામાં મોટી ખુશી, બીજામા ખુશી પેદા કરવામાં છે આપણું કાનુન એવું છે કે, મહેનત કરવાથી, આપણામાં ખુશાલી ઉત્પન થાય છે. શ્રમ લેવામાં, સુખનો પ્રવાહ ખીલી રહે છે. ટુંકમાં ફરજથીજ જીંદગીનુ જોખમણ છે, શ્રમમાજ આરામએશનું ભોગવણ છે.

જગતમા ઝીપલાવો! જીંદગીમાં કાર્ય કરી બીજાના ભલામા ભાગ આપો! દુખ અને સુખમા ભેળાવો! બીજાઓ તમારે માટે કાંઇ પણ કરે, તે ખોટી રહેવા કરતાં, તેઓ માટે સુખ મેળવવા તમો સાધન શોધો. એવી રીતે જીંદગી ભોગવવામાં, તમો શ્રેષ્ઠાઇને સ્થાને પુગશો!

બીન સ્વાર્થી થવાથી આપણું મન વેદનાથી મોકળું બને છે.

વેર લેવામાં ગુસ્સો વધે છે, સામાને ઉશ્કેરાટ પેદા કરે છે, અને દુશ્મનની બરોબરી કરવા જેવું છે. જ્યારે તેને બદલે ગુસ્સો ન લાવવાથી, સામ કરતા ચઢીઆતી સ્થીતિમાં ગણાઇએ છીએ.

આપણા સઘળાની જીંદગી એકમેકથી જોડાયલી છે. જો આપણે કાંઇભી ખોટું કરીયે તેની અસર બીજામાં થવા વગર રહેતી નથી. જો આપણે એક ઘડીભર કોઇનું ભલું કરવા વિચાર્યું, તો તે પણ મોટા જોશમાં સઘળાનું ભલું કરવામાં મદદ કરે છે માટે આપણા સારા વા નરસા વિચારો, એક નાની યા મોટી આદત મિસાલ છે જેની અસર થવા વગર રહેતી નથી. કારણ કે જીંદગીની સાંકળ એક છે અને અસર થવાનીજ.

જગતમા મોટામા મોટો વારસો તેને મળેલો છે, કે જે "બીજા ખાતર પોતે વધુ ખમે છે, બીજાને વધારે ચાહે છે, અને હમેશ પોતાને દુખ દેનાર માફી આપે છે"

જેઓ પોતાની ગઇ ગુજરી ઉપર મનન કરતાં રહે છે–તેઓ ભવિષ્યને માટે કશુ રૂડું કરી શકવાના નથી.

આપ સ્વાર્થ, તે બ્રહ્માંડનું મુખ્ય પાપ છે. છે. આપ સ્વાર્થની નજર ઉપર બસ મોટો ધુમ્મ પડ્યો હોય, એમ લાગે છે. જેથી આપ સ્વાર્થીની આસપાસ વિંટાયલા ઘણાક અભાગ્યાઓ, તેઓની આંખે દેખાતા નથી.

દોસ્તો તરફ હંમેશ મહેરબાન રહો, તેઓ સચવાશે. તમારા, દુશ્મનો તરફ મહેરબાન રહો, તેઓ તમારા દોસ્ત થશે.

બીજાની શાંન્તિમાં, ખુશાલ થવું તે તમારાજ માટે ભલું છે. બીજાની વેદના કષ્ટ ટળતાં તે તમારી દલગીરી ટાળવા બરોબર છે

ભલા કામનાં બીયાં રોપો. માંહેથી ભલી વાહ-દોસ્તના ફુલો ફુટશે!

દિલસમા ઉપજેલો કડવાસ, સૂર્યના આથમણુ થવા સાથ ભુલી જાવો, મનમાંથી કાઢી નાખો, અને આનંદમા પોઢી જાવો. સહવારે ઉઠ્યા પછી એમ માનો કે આજે ફરી પાછો, અને વળિ પહેલો દિવસ છે, તેમજ એમ પણ સમજો કે, તે, જીંદગીનો છેલ્લોજ છે

કડવાશ ભુલવાની ટેવ પાડો અને તમો સુખી થાશો.

કંજુસને જેમ પૈસા ભેગા કરવાનોજ શોખ છે તેમ જ્ઞાની પુરૂષને જ્ઞાન સંપાદન કરી બેસી રહેવાનો હક્ક નથી કારણ કે જગતનો કાયદો છે, જે દરેક ચીજનો ફેલાવો કરવો—

---

### મોટો વિચાર!

ફરામ કાંઇ ઉંડા વિચારમાં રસ્તા પરથી જતો હતો તેટલાં તેનો એક ફ્રેન્ડ મળ્યો.

દોસ્ત "કેમ ફરામ, શાના વિચારમાં છે? ભવિષ્યનો વિચાર કરેછ કે!"

ફરામ–"અરે નહીરે યાર, ભવિષ્યનો વિચાર કરવાનો હતે ત્યારેતો સારૂંજ તો હાલે મારી 'મીસીસની સાલગ્રેહ છે. તેથી શું ભેટ જાંસવી તેના વિચારમાં છેઊં."

### બધુંજ સરખું.

તે–" ડાર્લીંગ, મારા કોટને તેં બટન ટાંક્યું કે? આજે બે ત્રણ દીવસનું તુટી ગીયુંછની."

તેણી–" નહી લવ, મને બટન મલ્યું" નહી તેથી મેં બટન હોલ સીવી લીધુંછ. એ બધું સરખુંજ."

### જબરી ફાળ!

તેણી–"વહાલા, તમે કાંઇજ ફીકર ના કરતા હ! પપા કહે છે કે આપણા લગન પછી જુદું ઘર માંડવાનો અરધો ખરચ એવણ આપશે,,

તે–(ગંભીર ચેહરે) "પણ ત્યારે વહાલી, બીજો અરધો ખરચ કોણ આપશે? તેની મને હમણાથી ફાળ પડે છની!

ધીમીન્દ

પાલનજીની આંખ જરીકખી ડગમગી નહિ. " ભીમજી બોલ્યા કે તે ચોરી તમો ઉપર સાબેત નહિ કરી શકયા હતા." મુલ્લાં ફિરોઝે ઉમેર્યુ અને તેવણની બારીક નજર પાલનજીનાં ચેહેરા ઉપર ઠીસી રહી હતી.

" હાજી; હું અપરાધી હતો." પાલનજી બોલ્યો. " હું નઠારી સોહોબતમાં પડગો અને મારા કબ્જે જે કંઇ જરા રતી હતું તે જુગાર, શરત ૪૦ લખમાં ગુમાવી દીધું. તે પછી મેં હલકી જાતનો દારૂ પીવાનાં લખમાં પડયો, અને તેમ કરતાં એક હલકાં વર્ણની સ્ત્રી ઉપર જે મારી માતા થવા લાયકનાં ઉમ્મરની, જેને મારા કરતાં દસ વર્ષે મોટી વયનો દીકરો હયાત હતો તેનાં ઉપર હું મુર્ખ—ખોદા મારા જેવા મુર્ખોને બચાવે-મોહિત પડયો. તે મેં તે ચોરી કરી હતી. પણ પાછળથી મેં તે મારા ગુન્હાનો એકરાર મારા શેઠ કને કર્યો અને મારા ઉપર ફર્યાદી માંડી મને સજાએ પોંહચાડવા મેં અરજ કીધી હતી, પણ તેમ તેઓએ નહિ કર્યું, પણ એ સર્વ કંઇ હું પરણ્યો અદરાયો તે આગમજની હકીકત છે."

" તે દિન પછી તમો પાધરા ચાલ્યા છો ?"

" હા, સાહેબ."

" અને તમોને મદદ કરવા ઘણું ગમે છે." ફીરોઝશાહ બોલ્યા. " દુર્ભાગ્યે તમે ઘણાં કઢંગા વખતમાં આવી ચઢયા છો. મારાં ખાતાંમાં કોઇ ખાલી જગ્યા હાલમાં નથી. ખરૂં જોતાં એક માણસનાં કામ ઉપર બબ્બે જણને રોકયા છે. એ ઉપરાંત, પાલનજી ભાઇ, મારી ચાકરીમાં તો હુ ભરસેદાર માણસોનેજ રોકુ છું."

એ સાંભળતાં પાલનજીનો ઉજળો ચેહરો વધુ ફિકો મારી ગયો. "તમોને મારા ઉપર ઇતબાર નથી આવતો શેઠ ?"

" તમે ઇતબારને લાયેકનાં છો. પાલનજી ભાઇ ?" ફીરોજસા હલુથી બોલ્યા. " સંભાળથી જવાબ આપો. દરેક બોલનો તોલ કરજો. તમારા ઉપર ઇતબાર રાખવાની સલાહ દેશો ?

' તમોને કદિ પણ પસતાવો મારા માટે થનાર નથી, શેઠ. હું તેમ કરવાનુ કારણ આપીશ નહીં કદી ખાત્રી રાખજો "

" જે આસામીએ એકવાર ચોરી કીધી તે બીજી બી વાર ચોરી કરે ?"

" જે માણુસ ઉપર મારા જેવું દુઃખ પડયું હોય તેને ઘણી-કડવી શીખામણ લેવી પડે છેજી." પાલનજીએ ગુંગળાતાં દબાએલા રહાદે ઉત્તર વાળ્યો."

" પેહેલુંજ પગલું દરેક કામમાં અઘરૂં હોયે છે. તમોને ડરસું નુકસાન જવાનો સંભવ નથી. એવી કંઇ અબરૂ નથી કે ગુમાઇ જવાનો ડર હોયે ! મારૂં ખુલ્લું બોલવું માફ કરશો કેની, પાલનજી ?"

" ખોલાસેથી બોલો શેઠ " " જો તમેં ચાકરી આવવાનાંજ હોવો તો ?"

" તમે ગોસ્સાવાળા છો, શેઠ "

" તેમજ મને પણ છે." ફીરોજશા હસ્યા, " અને મારી દોલત પણ છે. પાલનજી, ખરૂં કહું તો, મને તમારો ચેહરો ગમે છે

તમારી હાલત હું જાણું છુ. તમારા જેવી હાલતના માણસનું ઘણું અખાડા કરી ચલાવી લેઉં. પેહેલા બનેલા વાંક પછી તમે પાધરા ચાલ્યા૭ ? વિચાર કર બચ્ચા, અને સંભાળથી જવાબ દે. " હા, શેઠ."

" તમે સોગંદ લઇ કહેશો ?"

" હા, સાહેબ." ફીરોઝશા બેઠેલા ઉઠયા.

" ત્યારે તો તમારે માટે હું કંઇ કરી શકનો નથી." ફીરોઝશા બોલ્યા. " હું દિલગીર છું, શેઠ," પાલનજી બોલ્યો.

' સિવાય કે " ફિરોજશા બોલતા અટક્યા અને ટેબલ ઉપર ટીગાઇ બોલ્યા—સીવાયે કે તમે પેલી નોટના કડકા ટેબલ પર મુકયા તો ઠીક. નહિ તો કોન્સટેબલને તેડાવી તમારૂં પાખડું તેને હવાલે કરીશ."

એ સાંભળતા પહની પેનીગરાનો ચેહરો જરિકએ મ'નારો નહિ તેની આખોમા અમ કારા થવા લાગ્યા અને હાથની મુઠિ વળી

"ચોર લોકની કહેવા મોનવા ઉપર મને કેવળ ભરૂસો નથી ચોરી તેની રગોમા અને તેના હાડકામા હોય છે —તેના ભેજા મા પેવમ થયેલી હોય છે ચોરોના છુપ્ કારમા ફાયેદો નથી તમે ચોર છો તમે પોતે જાતે કબુલ કીધુછ ભીમછૂ ભઇ એમ સમજતા કે તમે સુધરી ગયા છો એના જેવો ભગતો દરેક દોગીઓ માટે એમજ માને છે એ તેમનો ધારો છે પણ હુ તો ધંધાદારી મણુસ છુ. હુ આધળે ભરૂસો કોઇ ની મણુસ ઉપર કે કોઇની વસ્તુ ઉપર મુકતો નથી હુ સવ'ને કસોટીએ કસી જોઉ છુ તે કસોટીમાંથી તે લોક બહાર નહિ નિકળ્યા તો તેમને છાડી મેલુ છુ પેલી નોટો મેજ ટેબલ ઉપર જાણી જોઈને મેલેલી હતી તમે આવવા આગમચ તે કટકા ત્યાં બરો બર છે કરી તપાસ લીધી હતી તમે એ ઓરડામા દાખલ થાઓ ત્યા લગી કોઇ બીજુ અહિ નહિ આવે તની મે સભાળ લીધી હતી બ જોરે અને મ પેનો ગોઠવી રાખેલી વાત ચીત તમારાજ લાભ માટે કીધી હતી હમે તો કે આગળથી બોલ ચાલ કરી રાખી હતી, અમારી વાતચીત સઘળી તમોને ખરીજ લાગી કેની ? મારી ઓળખાણુવાળા કોઇ ખાનસામ વેલાતમા નથી અને હું એવી રીતે મારી નોટો ટપાલમાં કોઇ દિને મોકલતો નથી હુ હમેશા "ચેક" નો ઉપયોગ રાખુ છુ અને વળી તેવા મુર્ખ' સેક્રેટરીઓ મારાં ખાતામા રાખતો નથી, નહી વળી હુ માહે પગ મુકતાજ મે ટેબલ ઉપર નજર કરી જોઇ તે પણ જોયુ નહિ "

મે તે જોયુ " પાહાસીએ ઉતર વાળ્યો

"પેલી નોટો કાહાડી પાછી ટેબલ ઉપર મુકો—મુકી દો" ફીરોજશા ધીમેથી બો લા— એમ બોલતા વીજળીનાં ચમકારાને વેગે પોતાનાં જેબમાથી ન્હાની રિવોલવર ખેચી કાહાડી હરયા 'કાંઇ ત્યાં તમારાં ફિતુર ચલાવશો નહિ. તુરત નોટ કાઢી મુકી દો?'

'મે તે નોટના કકડા જોયા ખરા, ફિરોજશાજી તમારી ધારણા મુજબ અને તમે કહો છો તેમ તમો લોક વચે ચાલેલી વાતચીત મે સાંભળી હતી ખરી તમે જાણોછો તેમ હુ લલચાયો પણ ખરો," પાહાનો પેનીગરા થડે પેટે બોલ્યો "

'ઓ માખણ લગાડી ગોરૂ થવાનું' નહિ જોઇયે જુઠુ સાચ્ચુ જોવી કાહડશી ના પેલી નોટો કાઢી ટેબલ ઉપર મુકો નહિ તો હુ ઘટ વગાડી માણસને કોન્સટેબલને તેડવા મોકલીશ '

"હુ લોભાયો ખરો—ઘણો લોભાયો જો મે આગળ ચોરી નહિ કરી હતે તો પણ એમજ લોભાતે પવનના જોરે પેલી નોટો મેજ ઉપરથી ઉરાડી દીધી—"

"ક્યા ? તમારા જેબમા ઉરાડી બેસી કે?" ફિરોજશા બ ખાર્યા "મેલી દે આબરૂમા ભરચ્યા ! નહિ તો હુ સોગદ લઇ કહુ છુ કે હુ પુરતી શિક્ષા કરાવીશ ! એક છેલ્લી તક આપુછ મુકી દે ! '

'તે ઉડીન ભોય ઉપર પડી " પાહાનીએ તેવાજ ઠડે પેટે બોલવાનૂ જારી રાખ્યુ "જે ઉડીને પડી હતી મે તે ઉચકી લીધી હુ કબુલ કરૂ છ કે જબરી લાલચ મને થઇ હતી ફરી કોઇ દિવસે મને એવી લાલચ પેદા થનાર નથી મારી ધણીયાણી ઘરે મરણ કાંઠે પડેલી છે તે લાલચ આગળ મારી આબરૂનો પણ મને ખ્યાન નહિ હતો -'

ફિરોજશાએ વીજળીનુ બટન દાબ્યુ ' હુ પોલિસને તેડવા મોકલુંછુ તમોને આપેલી તક ગઇ–નકૂટ નાખનાં ! "

" મે તે ઉડી ગયલા બે કકડા અને ટેબલ

ઉપરના બે કકડા—એ ચારે નોટ એકકમાં મુકી પેલી ચોપડી નજે મેલીછેજી, મેં કાંઇ સંતાડી નથી; જાહેર મુકી છે અને પાછી ઉડી નહિ જાયે એવી મતલબે તે ઉપર ચોપડીનો ભાર મુકયોછ. જો તમે પાછળ ફરીને જુઓતો."

ફીરોજશાએ ડોક ફેરવી નજર કીધી. અને નજર કરતાં તેવણુનો ચેહેરો ઝંખવાણો પડી ગયો; હિમ્મત હારી ગયા અને જીભ ટાળવાંએ ચોંટી ગઇ, એવામાં સામા સિપાઇએ બારણું ઉઘાડ્યું.

"કેમ? શું છે?" પેલા લક્ષાપતિએ પુછ્યું.

"શેઠ, તમોએ ઘંટ વગાડી અને તેડ્યો ને?" તે બોલ્યો.

"મેં તેડ્યો? નહિ—પાછોજા!" તે લથડતે પગલે ટેબલ કને ગયો અરધી નોટ જાહેર જાહેર દેખાએ તેમ મેલેલી હતી જો જરિક પોતાની નજર બરોબર ફેરવી જોતે તો તેવણુને આવતાંને વાર તે નોટ દેખાતે અને આવું કાચું નહિ કપાતે. તે નોટો કાઢી પોતાનાં આંગળાંમાં ખખરાવી પાછી મેજ ઉપર મેલી વિચારમાં ઉભા, તેટલાં પવનનાં ઝપાટાએ પાછી તે નોટો ઉડી ભોંય ઉપર વિખરાઇ ગઇ તે જોતાં ફિરોજશા જખ્ખર ચમકયા.

"એમજ તે વેળા પણ થયું હતું, ફીરોજશાજી." પાહાલી બોલ્યો. ફીરોજશા વાંકા વળી તે નોટો ઉચકતાં બોલ્યા:—

"હું ઘણોજ ખુશ થયો, અને બીમજી શેઠ પણ જ્યારે સારે ઘણાં ખુશ થશે. મને તમે બેચ્યો છે. હું ઘણોજ ખુશ થયો કે મારા વેહેમ ખોટા પડયા. મારો વાંક પડતાં તે કબુલ કરતાં હું કોઇ દિવસે અચકાઉં નહિ. હુ કબુલ કરૂંછ કે તમારાજ સરીખા માણસની મારી ઓફિસમાં ગરજ છે. મારે સાં ખાલી જગ્યા નથી કરીને તમોને ખોટું તમોથી છુટવા કહ્યુ હતું. આવતી કાલે સહવારે દસ વાગે ખાલી જગ્યો તમોને મળશે. લો આ ૪૦૦) ની નોટ છે તે તમારા પગારનાં એડવાન્સ તરીકે લઇ જાઓ. હવે કામ કાજને લગતી વાત કરીશું. હું હમણાં તો રોકાણમાં છું. ભોલા કરશે તો તમારાં ધણીયાણી વહેલ્લાં સાજા થશે, પાલનજી સાહેબજી!"

"શેકહેન્ડ" કરવા માટે ફિરોજશા શેઠે હાથ લંબાવ્યા. પાહાલી પેટીગરાએ થોડીક પળ તે હાથને ટીકીટીકી પછી હળવેથી પોતાની આંખ્યો ફીરોજશાનાં ફુગેલા ચેહેરા ઉપર ફેંકી અને બોલ્યો.

"કદાચ આરે એ શેવી ધરે છે—કદાચ મારા હાથમાં લેવી જોઇએ—તમારા હાથને અડકવું જોઇએ. હાં, કાં કે મારી ધણીયાણી મોહોતને કાંઠે આવી લાગી છે. "હલુ હલુ પાહાલીનો રહાડ મોટો થતો ગયો અને પાહલી જોશમાં આવતો ગયો"—તે ગણુંતોલ થઇ ગઇ છે એ ચાકરી અને એ પૈસો તેને મરતી બચાવે ખરો. ડાક્ટરો એમ કહે છે. પણ હું તમારો હાથ મારા હાથમાં લઉં અને તમારી ચાકરી કરી પગાર લઉં તેના કરતાં હું ચોરી કરૂં તે બેહતર; તમારા સરીખા આસામીનાં ઉપકારમાં સબડું તે કરતાં હું મારી બાયરીને મરતાં જોઉં અને હુંપણ તેની પુઠે જાઉં—કાં કે અમો બન્ને નદીને કિનારે આવી લગેલાં છીએ—તે હજાર વાર બેહતર. કોઇ પણ માણસ એવો હશે કે, જેને ધિક્કારે તેની નોકરી કરે? જે માણસનો શેઠ દગલબાજ કે અપ્રમાણિક હોય તે માણસ પોતે પ્રમાણિક હોઇ શકે? તમારી વેપારી જીંદગીમાં કેવા દગો તે હું જાણતો નથી, પણ આજે તમો કેવી રીતે વર્ત્યા તે હું જાણું છું. તમો ઘણું હલકાઇ અને દગલબાજી ભર્યું ચાલ્યા. તમોએ ધિક્કાર લાયકનું છટકું માંડ્યું. એવું છટકું કે તે માંડનારને શરમમાં ડુબાવે, સઘળા પ્રમાણીક આબરૂવાળા ગૃહસ્થોની નજરમાં તે છટકું માંડનાર શર-

મદિા પડે! એક ગરીબ કંગાલને ફરેબથી ખાડામાં હોમાવનાર આસામી થાઉં તેનાં કરતાં હું એક ચોર થાઉં તે ભલું! તમારા જેવાનાં હાથમાં પડવાનાં કરતાં હું ખુની થાઉં—બૈરીનું ગળું દાબી તેને મારી નાંખું તે ભલું. તે મરી જવાની, કયે? કાંકે તમો એ—તમોએ પોતે તમારી દગલબાજી ભરી રીતભાતોથી મને ચાકરીએ લાગતો અને પૈસા કમાતાં અટકાવ્યો,—એ કમાઇથી તેણી મરણથી બચવા પામતે! તમે ખુની છો. એ યુવાન છોડીનું ખુન કરનાર આસામી તમે છો. તમારી આપેલી ચાકરી મંજુર કરવી મારાથી ન બની શકે એવું છે. એ વાત તમે વિસરસો નાં. હું જાણું છ કે તમે વિસરનાર નથી! જે વેળા તમારી રેલછેલનો પૈસો વાપરી મઝાહ ભોગવશો તે વખતે તેણીનો સોરાએલો, સુકાએલો, બિમાર ચેહેરો તમારી આંખો સામે ઉભો થશે, અને રાત દિવસ તમારી પુઠે લાગસે. તમોને એમ પણ યાદ આવશે, એક વાર ચોરી કરનાર આસામી, પૈસામાં કે દરજ્જામા દુન્યાની ચાલતી રીત પ્રમાણે, તમારા કરતાં ઘણીજ હલકી પદવીનાં એક આસામીએ તમોને ઘણુંજ તુચ્છ ગણ્યા અને રસનામાં રખડતા એક આસામીને ધિક્કારે તેનાં કરતાં હજાર હિસ્સા તે આસામીએ તમોને ધિક્કારયો હતો. ખોદાની લાકડીને અવાજ નથી. તમારૂં "શાબાશ!" અને તમારૂં "વાહ વાહ!" એ તમોને ઘણી ખુમ પડાવશે.

તમારી અજમાયેશ માટે માણસને નહિ પણ કેઇ કીડા મંકોડાને શોધી કાઢી તે ઉપર અજમાવો. કીડા મંકોડાને કોહેલું માંસ ઘણું પસંદ પડે!"

એમ કહેતાં પ હાલી ઓરડામાંથી બાહાર પડ્યો, અને તેની પાછળ બારણું ધોંધાટ સાથે બંધ થયું. ઉજળો ફક્ક ડમારી ગએલા સેક્રેટરીએ અને ઉસકેરાએલા દરબાન રામાએ હલુથી બારણું ઉઘાડયું અને બીહતાં બીહતાં માંહે નજર ફેંકી. તે લક્ષાપતી પોતાની લખવાની મેજ ઉપર બંને હાથ ટેકવી માથું હાથોમાં ઝુકાવી દીધું હતું.

બીજાઓ માંહે દાખલ થતાંજ માથું ઉચકવા વનાં તે લક્ષાપતિ બ ખાર્યો—"બાહેર જતઓ! નિકળો!" + + + + + +

બરજોરે ખાતાં ખાતાં દબાયેલે સહાદે સવાલ કીધો, "શે!, પેલા આસામીએ નોટો ચોરેલી કે?

ફીરોજશા શેઠ ખાધા વના પોતાની રકેબી ખસેડી બોલ્યા, "નહીં નોટોનો બદલે બીજું કંઇ ખોયું!"

"તમારી ભુખ ખોઇ દીધી કે!" બરજોર હસ્યો. "નહિ!" પેલા લક્ષપતિ બોલ્યા "મારો ટેક—મારી શાખ ખોઇ!"

પેલી મેર પાલનજી પેટીગરા કંઇ હજારો વાર સવાલ પુછી રહયા કે—"મેં વાજબી પગલું ભર્યું કે!" અને પોતેજ જાતે ધ્રુજતા અને પશ્ચાતાપ કરતો ઉત્તર વાળે—"હું તેનાં પગ તળે કચડાઇ જતે તો પણ શું મુજાકો હતો! હું શું ચીજ છું? મને ટેક કે આબર શું કામની? મારી વાહાલી ધણીયાણી મરતી પડેલી તે વેળા તેણીનાં જીવના બચાવ આગળ મારી આબરૂ શું બિસાદ? ગમે એવું અપમાન થયું તો શું થયું!"

તેવણુની ધણીયાણી એ વેળા માથું ધુણાવી બોલી.

"નહિ—નહિ પાલનજી. તમે વાજબી કીધું? જો કે હું તો હવે ચાલી મારો બચવાનો માર્ગ કેવળ બંધ થઇ ગયોછ તો શું થયું. તેને જે તમે કરયુ ને ફજેત પાડયો તે તેને લાયક હતું. તમે વાજબીજ કર્યુંછ" પ.હાલી પોતાનું સર પોતાની બીજાને પડેલી ધણીયાણીનાં ખોળામાં નાંખી ડુસકાં ખાતો હતો—તેટલાં.

"હું અંદર આવુંજી?" ફીરોજશા મુસ્લાં ફીરોજનો કમળનો આવાજ બીજે ઓરડેથી સંભળાયો, પાહલી ઉઠયો અને બારણું ખોલી બા-

c

"Itihas" teaches through *the Dead.*
Like *Duryodhan*, *Godless* Monarch,
In his boundless "*Might*" he prides,
Makes light of *the Hague Conventions*,
*Belgium*, *Neutral*, roughshod rides
"*Daivi Sampad Vimokshaya.*"
Indian God, *Shri Krishna* cries;
*Kaiser* wants "*Asuric Sampad*,"
And *the Holy Christ* decries.
*Therefore, use thy Mighty Sabre,*
*Ho!* "*Defender of the Faith!*"
*In this war, so just and Righteous,*
"*Wrong*" *must die The Scripture sayeth.*
All throughout *the British Annals*,
*Rulers* do respect *the* "*Right*"
And, defend their poorest peasant,
Godlike, from the *Brutal Might.*
Europe wants thy aid, *O England!*
Never more than at this time,
Crush the *Kaiser*, be *Victorious!*
Yea! let "*Vijaya Ghantas*" chime!

TRIMBAKRAI JADAVRAI DESAI,
Barrister-at-Law.



# દોલતે દુન્યા.

## (શાહુચોર લુપીનની કહાણી.)



ડીસેંબર અંકથી ચાલુ.

## પ્રકરણ સાત.

### ઐતિહાસિક ભેદ.

લખનાર—દિન્શા કુ. ભાગળયા

'શીલીપી જેવો હુશયાર હતો કે તેણે વિજળિક વેગે વિચાર કરવા માંડયો. બીજી પળે તેણે દ્રઢ મન કરી એકલે હાથેજ આ કામ આટોપવાનો ઠરાવ કીધો. પોલીસને જણાવવામાં જોખમ સમાયલો હતો. તે જાણતો હતો કે તે ફકત અનુમાનો કરતો હતો અને તે પોલીસને કદાચ ગળે ઉતરે નહિ કરી તેને શક આવતો હતો. એક બાજુ એમ માન્યે કે પોલીસ તેના વિગતો માન્ય કરે તો પણ તેને પોલીસની હડકસેજેની રીતભાત તથા કરવામાં આવતા અનેક છબરડાઓની માહીતી હતી. તે જાણતો હતો કે પોલીસને કહેવા જતાં લુપીનનાં લહીઆંઓ ને જરૂર ખબર પડ્યા વિના રહેજ નહિ અને તેમ થયુ તો દાવનો દુકાળ આજે પડી તેને છટકવાનો પુરતો વખત મળી જાય.

બીજી સહવારે આઠ કલાકે પોતાનાં કપડાંનું એક નાનું પોટલું બગલમાં મારી જે હોટેલમાં તે રહેતો હતો ત્યાથી બીલ ચુકવી બહાર પડયો અને થોડે દૂર જઇ ધોરી રસ્તો છોડી તે ગીચ ઝાડીમાં પેઠો અને ત્યાં પોતાનાં કપડાં કાઢી નાખી તે ફરી પાછો અંગ્રેજ ચિતારો થઇ ગયો અને લહેર કરતો તે પોતાને કામે વળગ્યો. બે કલાક પછી તે પડોશમાનાં મોટાં ગામમાં ગયો અને ત્યાં ખબર કાઢી એક મોટા "હાઉસ એજન્ટ" ને મળ્યો.

તે ઘણ્ગ્વાડનો રહીશ છતાં તેને ફ્રાન્સનો આ ભાગ એટલો બધો પસંદ આવ્યો હતો કે તે ત્યા ખાસ કરીને રહેવા માંગતો હતો. તેનું ગળ્યુ ગળ્યુ દાસ્તાન કરી તેણે પોતાને લાયક ના મકાનની માંગણી કરી. તે એજન્ટે ઘણીક મીલકતોના નામો જણાવ્યાં જે શીલીપીએ પોતાની યાદીમાં નોંધી લીધાં અને ક્યુસને કીનારે આવેલા શાટો ડી એઇગુલેવાળાં મકાન બાબે સહજ ઇસારો કર્યો.

'હાજી, એ શાટો મારા એક ગ્રાહકનો આજ પાંચ વર્ષ થયાં છે પણ તે વેચવાનો નથી સાહેબ."

"ત્યારે તેઓ ત્યાં રહે છે શું ?"

'હાજી, તેમના માતાજી ત્યાં રહેતાં હતાં પણ તેમને કીલ્લો બહુ એકાન્ત લાગવાથી તેઓ ગયે વરસના ત્યાથી ચાલી ગયાં છે.

'ત્યારે હાલ ત્યાં કોઇ નથી કે શું ?'

'મારાં ફુસે તે ગયે ફનાળે બેરન એફનેડે નામના કોઇ ઇટાલિયનને ભાડે આપ્યો છે.

'કોણ ? ... પેલોજ બેરન એફેનડે કે ? હજી જવાન જેવો દેખાય છે પણ તેનો ચહેરો બહુ ગંભીર ને શાંત હોય તે... ...

'નહીજી, મને તેની ખબર નથીજી... મારાં ફુસે તેઓ સાથ પાધરો વ્યવહાર કર્યો હતો કોઇ પણ જાતનું પાકું ખત થયું ન હતું. ફક્ત એક કાગળથીજ વાતચીત થઇ હતી ને ...'

'તમે તે બેરનને ઓળખો છો ને ?'

'ના, તેઓ કીલ્લામાંથી બહાર આવતાજ નથી.........લોક કહેછે કે કોઇ કોઇ વાર રાતના તેઓ મોટરમાં જાય છે. બજાર હાટ તો એક બુઢો બાવરચી કરે છે જે કદીપણ કોઇ સાથે વાત કરતો નથી. એ લોક કાંઇ અજબ વિચારનાં છે.

'તમારાં ફુસ આ કિલ્લો મને વેચી શકશે ? તમો મને તે અપાવશો ?'

'હું નહિ ધારતો સાહેબ, કે તેમ બને. કિલ્લો ઐતિહાસિક છે અને લુઇ તેરમાંના વખતમાં તે બંધાયલો હતો. મારા ફુસનો તે અજબ માનિતો છે અને હું નહિ ધારતો કે તેઓ તે વેચે છતાં પણ આપ કહો તો...'

'મને તેમનું નામ ને સરનામું આપશો ?'

'હાજી. તેઓ સાતેબનું નામ મશ્યુર લુઇ વાલમર છે અને પેરીસ ખાતે રૂડી મોન્વીલે મહોલ્લામાં નંબર ૬૪ વાળાં મકાનમાં રહે છે !

ત્યાંથી નીકળી ફીલીપો સીધો સ્ટેશનપર ગયો અને ત્યાંથી પેરીસ ગયો. ત્રીજે દિવસે ફ્રોકટના ત્રણ કલાક ખવા પછી તેને કહેવામાં આવ્યું કે વાલમર સાહેબ મકાનમાં હતા. તે માલેક ત્રીસેક વર્ષનો આનંદી અને ભોળા ચહેરાનો જવાન હતો. તેને જોતાંજ તેનામાં ફીલીપોને અજબ વિશ્વાસ આવ્યો હતો. તેથી તેણે કોઇ પણ જાતની તાલ તલાવટ ન લગાવતાં પોતે જે પગલું ભરતો હતો તેનું કારણ ખુલ્લે ખુલ્લું જણાવ્યું.

'મને માનવાને પુરતાં કારણો છે' તેણે છેવટે જણાવ્યું. 'કે મારા પિતાજી આ ટોળી એલ્યુષેલમાં કેદ પડેલા છે અને બનવા જોગ છે કે, ત્યાં બીજાઓ પણ હોય. બેરન એફેનડે માટે આપ શું જાણો છો તે જાણવા હું આજ આપની સમક્ષ આવ્યો છું.'

'કાંઇ ઝાઝું નહી ગયે બરસ બેરન મને મોરેકારલો ખાતે મળ્યા હતા ત્યાં તેમને કોઇથી ખબર મળી હતી કે હું શારો ડી એલ્યુષેલનો માલેક છું તેથી તેમણે એક વરસ ફ્રાન્સમાં રહેવા માટે માંગણી કરી હતી જે મેં બહાલ રાખી હતી.'

'તેઓ હજી જવાન છે પણ...'

'હા, તેમની આંખો ઘણી ગંભીર છે, ને તેમના બાલો સુંદર છે તથા... 'દાઢી છે ને ?'

'હાજી, દાઢીને સંભાળી બે પાંખડાંમાં વહેંચેલી છે અને કોઇ પાદરી હોય તેવા તેઓ લાગે છે. પહેલાં તો હું તેમને કોઇ અંગ્રેજ પાદરીજ સમજ્યો હતો."

'આહ, તેજ ત્યારે' ફીલીપો બડબડયો. 'એ તેજ છે. મેં જોયો હતો તેવોજ આબાદ લાગે છે.'

'શું ! ...... તમે શું ધારોછ કે ......?

'હું ધારતો નથી પણ મારી સંપૂર્ણ ખાતરી છે કે તમારો બેરન કોઇજ નહિ પણ આરસેની લુપીન છે.'

આ ખબરે વાલમરને અજબ રમુજ આપી તેને આરસેની લુપીનનાં બધાં સહાસોની તેમજ ફીલીપો સાથની તેની લડાઇની ખબર હોવાથી ને આ વિગત સાંભળી અજબ ખુશ થઇ ગયો અને ખુશાળમાં આવી પોતાના હાથો મસળતાં બોલ્યો,

'આહ...ત્યારે તો મારો શારો વિખ્યાત થવાનો ખરે...મારી ખાતરી છે...મને તેની પરવા નથી કેમ કે હવે મારાં માતાજી ત્યાં રહેતાં

ન હોવાથી પહેલી તકે તે વેચી દેવાને હું ઈંતેજાર હતો. આ થતાંજ મારો શાટો પ્રખ્યાત થઇ જશે. ફકત...'

'ફકત શું?'

મારે તમોને કહેવાનું એજ કે તમારે ઘણી કુનેહથી જ કામ લેવું અને તમારી પાકી ખાનગી થાય નહિ ત્યાં સુધી પોલીસને આ બાબે જણાવવુંજ નહિ, જો મારો ભાડુત આરસેની લુપીન ન હોય તો કેવો ફજેતો થાય તે તો તમો સમજોછ કેની?'

ફીલીપીએ પોતાના વિચારો જણાવ્યા તેના કહેવા મુજબ તે એક રાત્રે એકલો જઇ દીવાલો કુદાવી કિલ્લામાં છુપીથી જવાની તેની ધારણા હતી. એક વખત ત્યાં જવા પછી.. ......

પણ લુઇ વાલમરે તેને એકદમ અટકાવ્યો

'' ભલા મારા શાટોની દિવાલ રાતને વખત કુદાવવી સહેલ વાત નથી. તેમ કરવા જતાંજ મારા માતાજીએ પાળેલા બે મોટા શીકારી કુતરાઓના તમે ભોગ થઇ પડયા વિના રહોજ નહિ. ને કુતરાઓ બહુજ જાહેલ ન ઝનુની છ'

'પુહ! ઝેરની મીઠાઇ આપી કે ...'

'હું નહિ ધારતો કે તમોને તેમ કરવાનો વખત મળશે. ધારો કે તમો કુતરાઓના સપા ટામાંથી છટકયા તો પણ શું થયુ? તમો કિલ્લા ની અંદર દાખલજ કેમ થઇ શકશો? બાર ણાંઓ બહુ ભારે છે ને બારીઓને મજબુત સ- જ્યા છે. તેમ છતાં પણ તમો અંદર ગયા તોબી તમને કોણ રસ્તો બતાવશે? કિલ્લામા બધા મળાને એંહસી તો ઓરડાજ છે.'

'કિલ્લા સાથે મને કામ નથી. મારે તો બીજે માળે આવેલા બે બારીઓ વાળા ઓરડા- માં જવું છે કે જે......'

'તમો કહોછ તે ઓરડાને હમો " અંધારો ઓરડો " ગણુએ છીએ. તમોને તે કેમ માલુમ પડશે. માળ પર જવાને તેર તો દાદરો છે. તથા ગુંચવણ ભર્યા અનેક રસ્તા છે. હું તમોને તેની આકિક સમજતો આપી શકું પણ સહજ ચુકશો તો કિલ્લાની ભુલ ભુલમારીમાં તમે અટવાવાજ કરશો અને તમોને છેવટે હડકુંજ પડશે.'

'ત્યારે તમો મારી સાથે આવો' ફીલીપીએ હસીને કહયું.

'દીલગીર છુ કે હું તેમ કરી શકતો નથી કેમ કે મેં મારાં માતાજીને ત્યાં જવા આગમજથી કબુલાત આપી છે.'

બોડર ત્યાંથી ઉડી પોતાના મિત્રને ત્યાં ગયો કે જ્યાં તે ઉતેલો હતો અને ત્યાં રહી તે ઉપડી જવાની તૈયારી કરતો હતો તેવામાં લુઇ વાલમર તેને આવી મળ્યો.

'કેમ મને લઇ જવાનો તારો વિચાર છે?'

'બહુજ રાજી ખુશીથી'.

'ઠીક, ત્યારે, હું તમારી સાથે આવીશ. મને આ ગમ્મતમાં ભાગ લેવા ગમે છે. આવા આવા સાહસોમા માથાં ખોસી મેં મારી જીંદ- ગી ગુજારી છે તો આવી સુંદર તક કેમ જવા દેવું?'...તેમ છતાં મારી ખાત્રી છે કે તમારાથી મારા મદદ વિના કશું કરી શકાવાનું નથી. આ કારણે તો મેં આ કુંચી ખાસ શોધી કાઢી છે.

તેણે કટાઇ ગયલી એક મોટી કુંચી પો- તના ગજવામાંથી કાઢીને બતાવી.

'એ કુચીથી શું ઉઘડે છે?' ફિલીપીએ પુછયું 'બે મિનારા વચ્ચે આ સૈકાઓ થયાનું એક નાનુ બારણું દીવાલમાં પાછલા ભાગ તરફ છે મેં તેની વિગત મારા ભાડુતને ખાસ કરીને જણાવેલી નથી. એ બારણાં વાટે જંગલમાં રહીને બહાર નીકળી શકાય છે.'

પણ તુરતજ-ફીલીપીએ તેને અટકાવી કહ્યું,

'એ બારણાંની તો તેમને ખબર છેજ. ત્યા રહીનેજ તે શખ્સ કિલ્લામાં ગયો હતો કે જેની પુઠે હું દોડયો હતો. ગમે તેમ હોય પણ એ ઘણો સરસ ચાન્સ છે ને તે જતો મુકવાની

તેણે ત્યાંથી નહાસી જવાનો વિચાર કીધો... તેવામાં તેને વાલમરની યાદ થઇ. તેને જોવા તેણે ચોપાસ નજર દોડાવી તો તે તેને અંધકારમાં પુતળાંઓ અને રોપાઓની બાજુમાં થઇને ફસડાતો ફસડાતો આગળ વધતો જણાયો. તેણે હવે બહુ આતુરતાથી જોવા માંડયું. વાલમર ફસડતો ફસડતો દાદર આગળ ગયો અને હવે તે ચોકીદારથી બે ચાર ડગલા પાછળ હતો.

આહ, તે શું કરવા માગતો હતો? શું આટો ભય છતાં પસાર થઇ માળ પરના કેદીને છોડવા માગતો હતો? પણ તે કેમ છટકે?

ફીલીપીએ પોતાની આંખો મીચી કેમકે બીજી પળે કોઇ ભયાનક બનાવ બનવાની તેને આગાહી થતી હતી. તે ખરેખર અજબ હીચકારો બની ગયો હતો.

એકાએક તેણે એક આકારને કુદકો મારતાં જોયો. બીજી પળે બત્તી ગુલ થઇ ગઇ અને મારા મારી થતી જણાઇ...ફિલીપી ત્યાં દોડયો. તેણે આકારને એવી સફાઇથી આવેલું હતું કે બારીક તપાસ વિના તે કોઇની નજરે પડતુ જ ન હતુ. મહા મુશ્કેલીએ ફીલીપીએ તે બારણું શોધી કાઢ્યું હતું.

ચારે એકઠાં થતાં ફીલીપી પોતાના ગજવામાં કુંચી મુકી આગળ વધ્યો અને તેની કળમાં કુંચી મુકી ફેરવી. તેનો જીવ ધસકે ધસકે ઉડતો હતો. એક ધીમો આંચકો મારી તેણે પોતાની ખાતરી કરવા ઇચ્છયું પણ બીજી પળે બારણું ઉઘડી ગયું. અંદરની બાજુએ આડગરો દેવામાં આવ્યો ન હતો તે ખુલ્લું જણાતું હતું. બારણું હવે વધુ ખોલવામાં આવ્યું અને ફીલીપી તે કિલ્લાને લગતા બાગમાં ઘુસ્યો.

'ફીલીપી તું અંદર ગયોજ ને? ઠીક ત્યારે, જરા થોભ જે. ભાઇઓ, તમો આ બારણાં આગળજ થોભી જાઓ કેમકે અહીંથી છટકવાનો

ફીલીપી તંટાસતો તંટાસતો ખીછાના આગળ ગયો. તેનો બાપ સુતેલો હતો.

તેણે તેને ધીમેથી ઉઠાડયો,

'એ તો હું છું......પપા......તમારો ફીલીપી......સાથે મારો દોસ્ત છે.....તમે ડરોના......ઉઠો. ... એક શબ્દ પણ બોલશો નહિ......'

તે બુઢ્ઢાએ ભારે ઉશ્કેરાટમાં પોતાના કપડાં પહેર્યાં અને ઓરડામાંથી બહાર નીકળતાં તેણે કહ્યું,

'કિલ્લામાં હું કાંઇ એકલોજ કેદી નથી જો.....'

'આહ, કોણ બીજુ છે.? હોમલોક......જેનીમાર્ડ?'

'ના.. ...ને કોઇ નહિ. મેં તે લોકને જોયા નથી.'

'ત્યારે કોણ છે?'

'એક જવાન છોકરી!'

અજબ કુદકા મારતા ત્યાં દોડયા આવ્યા અને પોતાના શેઠના પગ આગળ પુછડાં હીલાવતા પડયા.

'ધીમે...સુઇ જા...શાબાશ......શાબાશ બચ્ચાઓ...ધીમે...અવાજ નહિ......શાંત રહો........'

ધીમેથી તેણે ફીલીપી તરફ ફરીને કહ્યું, 'આપણે ત્યારે ચાલો, હવેજ મને ધીરજ આવી છે.'

'તમોને રસ્તો માલુમ છે ને?'

'હા. હવે આપણે ગોળ મિનાર આગળ આવ્યા છીએ.'

'પછી?'

'મને હવે યાદ આવે છે કે ડાબી બાજુએ નદીના કિનારાની બાજુએ અગાશીની નીચેની એક બારીનાં શટરો ખુલ્લાં થઇ શકે તેવાં છે. બહારથી આપણે તે ખોલી શકીશું!'

ખરેજ, તે જવાન માલેકની ગણત્રી ખરી

દશ મિનિટ બાદ તેઓ હવે તે ઓરડો છોડી ગયા કે તે બુઢ્ઢાજીએ પોતાના બેટાને કહ્યું.

'તેં બરાબરજ કહ્યું હતું ...... એવન મેડમોઝાઈલ સારાહ બરનાડ છે......'

તે ચારે હવે દાદર ઉતરી ગયા અને નીચે જવાં પછી વાલમરે વાંકા વળી ત્યાં બે ભાન થઇ પડેલા ચોકીદારને તપાસ્યો અને ત્યાર પછી ફીલીપી સાથે તેને માળ પર ઉંચકી જઇ એક ઓરડાંમાં ગોંધ્યો.

'એ મરી નથી ગયો' તેણે કહ્યું 'એ જરૂર જીવશે!'

'ઠીક ત્યારે!' ફીલીપીએ છુટકારનો દમ ખેંચતાં જણાવ્યું.

'નસીબ સંજોગે મારી છુરીનું પાનું વળી ગયું હતું એટલે એને થયેલો જખમ નાશ કારક નથી. આ કમબખ્તો પર દયા જેવી ચીજ પણ બતાવવી ન જોઇએ.'

બહાર, ફરી પાછા તે કુતરાઓ તેમને મળ્યા કે જેઓ પછવાડેના દરવાજા સુધીક આવ્યા હતા. અહીં ખેડુના મિત્ર તેમને મળ્યા અને મોટેથી તે આખી ટોળકી પોતાને મથક જઇ પુગી.

આ ફત્તેહથી ફીલીપી કાંઇ સંતોષ પામ્યો નહિ. જેવો તે પોતાના બાપ અને મેડમોઝાઇલને ફરાધાત કરી શક્યો કે તેણે તેમને કિલ્લામાં રહેતા માણસો વીષે સવાલો કરી ખાસ કરીને લુપીનની હીલચાલો જાણવા ખાસ તલબ કરી તે જાણી શક્યો કે લુપીન હમેશાં ત્રણ ચાર દહાડાને અંતરે હરવખતે રાત્રે મોટરમાં આવતો હતો અને સહવારના પાછો જતો હતો. દરેક મુલાકાતે તે પોતાના આ બંન્ને કેદીઓને ખાસ કરીને મળતો હતો. તે બન્ને એ લુપીનની સભ્યતા તથા તેની ભલાઇના ખાસ વખાણ ગાયાં પણ તેમની ખબર મુજબ લુપીન આજ ત્યાં હતો નહી

તે અને એક બૂઢી સ્ત્રી જે બબરચી ખાનાં-ની સરદાર હતી તથા બે નોકરો જેઓ વારા ફરતી તેમના પર પાહેરો રાખતા હતા, તેમના સિવાય તેઓએ આજ સુધીમાં કોઇ પણ બીજા સાથે વાત ચીત કરી નહતી કે ના તેની ધન નસલ જોઇ હતી.

'ત્યારે લુપીનના બેજ ગોઠ્યા છે' ફીલીપી વિચાર કરતો બોલ્યો. 'એને બદલે ત્રણ, કેમકે તે બુઢી પણ કોઇ મળતીયણજ હશે. એ લોકને સપડાવવામાં બી ફાયદોજ છે. જો ઢીલ કરી તો મારા વાહનાઓ......

તે તેજ વખતે પોતાની બાઇક પર બેસી પાસેનાં મોટાં ગામમાં ગયો અને ત્યાંના વડા પોલીસ અમલદારને મળી તેની પાસે સાડા નવ માણસની તેની આઠ જણની ગંજાવર ફોજ એકઠી કરી તે સહવારે આઠ વાગતે તો હથ્યાર બંધ સીપાહો લઇ પાછો આવ્યો. બે સીપાહોને બહારને દરવાજે રાખી. બેને પાછલે દરવાજે રાખ્યા. બાકીનું હાઉસન જાઉસન ફીલીપી ને વાલમર સાથે અંદર દાખલ થયું.

પણ ખલાસ. પાંજરાંમાંથી પક્ષીઓ તો ઉડી ગયા હતાં. અંદરનો દરવાજો પોર પડાર ખુલ્લો હતો, અને એક ગામડીયાએ તેમને જણાવ્યુ કે એક કલાક આગમનજ એક મો-ટાર ત્યાંથી ઉપડી ગઇ હતી,

તપાસમાં કશું જણાયું નહિ. તે ટોળી આવી મુલાકાતની ખાતરી રાખતી હોય તેમ જણાતું હતું કેમ કે બધું સફાચટ મેદાન કરી મુકવામા આવ્યુ હતું. થોડાક રદી કપડાં અને ધરન વાસણો સિવાય બીજું કશું નજરે પડતુંજ નહતું.

ફીલીપી ને વાલમરની ભારે અજાયબી વચ્ચે તપાસ કરતાં માલુમ પડયું કે કેદ થયલો તે જખમી પહેરેગીર પણ નહાશ્યા ફતેહમંદ થયો હતો ત્યાં થયલી ખુનખાર ઝપઝપીની એક પણ નિ-શાન ન હતી કે ના હોલના પથ્થર પર લોહી નું ટીપું હતું.

બધું જોતાં લુપીનની ત્યાં હાજરી વિષે બહુ શક ઉત્પન્ન થયો અને સત્તાવાળાઓએ તે ચારે સાક્ષીઓની બીનાને તુચ્છમારી કાઢી હોત પણ તેવામાં મેડમોઝાઇલવાળા ઓરડાની બાજુમાં ના ભાગની તપાસમાં ત્યાંથી અડધી ડઝન તુરા ઓ મળી આવ્યા કે જે દરેકમાં લુપીનના નામનો કાર્ડ હતો. સુંદર ફૂલોના આ તુરાઓ દરકાર વગર ફેંકવામાં આવેલા હોવાથી કરમાઇ ગયલા હતા...તેઓમાંના એકમાં લુપીનના કાર્ડ ઉપરાંત એક કાગળ પણ હતો જો મેડમોઝાઇલ ના જોવામાં આવ્યો ન હતો. તે સાંજના મેજી સ્ટ્રેટ સનમુખ તે કાગળ ફોડવામાં આવ્યો કે જેમાં પડના પડ કાગળોના ભર્યા હતા. તેમાં લુપીને મેડમોઝાઇલને સમજી તેની ઘણી આજુ જીઓ કરતાં રૂપાનદાદર ને સોનાના દોરડાંવાળાં વચનો આપી પોતાની નિરાશા જણાવી અનેક ધમકીઓ આપી હતી. દીવાના બની ગયલા આશકનો તે પત્ર ખુલ્લો ભાસ આપતો હતો અને તે કાગળમાં છેવટે જણાવ્યુ હતુ કે, 'જાને મન, મંગળવારે રાત્રે હું આવીશ. મારે ત્યાર સુધીમાં તું વીચાર કરી મુકજે. હું યકીનથિ કહુ છું કે તારા વગર હુ વધુવાર જીવી શકતો નથી. મેં દ્રઢ ઠરાવ કર્યો છે એટલે કોઇબી કોશશે હુ તને મારી વહાલી બનાવીશ પછી તું ગમે તે ધારે.

મંગળવારે રાત્રેજ ફીલીપીએ પોતાના બાપ અને મેડમોઝાઇલનો છુટકારો કર્યો હતો એટલે બનવાજોગ છે કે મોડેથી લુપીન ત્યાં આવતાં તે પોતાના રોળકીને સાથે લઇ ગયો હોય.

હુપલી ખબરોથી આખી દુન્યા જાણે હળ મળી રહી. અજાયબીમાં ગરકાવ થઇ બધા હેરણ ફાક થઇ ગયા. ખુદા ખોડરનો છુટકારો અને મેડમોઝાઇલ સારાહનો બચાવ બહુ અચાનક અને અસાધારણ હતો. લુપીન—જાણીતા શાહુચોરની આ માનીતી અને વહાલી મેડમોઝાઇલને બહુ સફાઇથી તેના પંજામાંથી બચાવવામાં આવી હતી. લુપીનના દીવાના પ્યારની હકીકતો બહાર આવી અને દુન્યા ચકિત થઇ ગઇ ! યા ખુદા શુ જમાનો આવ્યો હતો ! ... તે બન્ને કેદીઓ બચવા પામ્યા હતા અને પોકળ સોધ વાળો ભેદ હવે હમેશ માટે ખુલ્લો થઇ જાહેરાત પામ્યો હતો.

આખું ફ્રાન્સ અજબ ખુશાળ થઇ ગયું હારી ગયલા અથંગચોર લુંપીન પર...પ્યારમાં દીવાનો બનેલો લુપીન ...... લુપીનનાં છેવટનાં ડચકાં...... ધંટીચોરનો પ્યાર ...... ગળા ફાસુની ટેંકરાઇ !...... ખરડેલા પગ ગાલીચાપર લઇ ગયલો બદમાશ ! .. ગેવે નામનાં અનેક ગાયનો જોડાયાં અને છ ચોક બધે લોક ગવાવા લાગ્યાં.

ગરીબ બાપડી સારાહ ! ન્યુસપેપરોના રીપોર્ટરો અને અધિપતિઓએ તેણીનાં બારણાં ખણી નાંખ્યાં પણ તેણીએ બહુજ શરમાળ પણે અંદાજામાં રહી સવાલોના જવાબ આપવા સિવાય એક બોલપણ વધાર્યો ન હતો પણ પેલાં કાગળની વિગત તથા ફુલોના તુરાની વાતો તેણી ના પાડી શકી નહિ. આ પછી લુપીન લોકોની ભારે હસીમાં આવી પડયો અને જે ઉચ્ચ સ્થાન તે જઇ પડગો હતો તે પરથી સહજમાં નીચે ગબડી પડયો.

અને હવે લુપીનની જગ્યા ફીલીપી બોડરૂને મળી. કેમકે તેણેજ આ બધી વિગતોની આગાહી કરી હતી અને દરેક બાબદપર અજવાળું નાંખ્યું હતું.

મેડમોઝાઇલે મેજીસ્ટ્રેટ સાહેબની તપાસમાં દરેક વિગત બારીકીથી જણાવી જે ફીલીપીએ જાહેર કરી હતી, તેને બોલે બોલ મળતી આવતી હતી, જે બનાવોની તેણે આગાહી કરી હતી તે ખરે ખરા રૂપમાં પ્રગટ થઇ હતી આ વખતે દુન્યામાં લુપીનનો સરદાર પેદા થયો હતો.

પોતાના બાપને તેમને મકાને વીદાય કરવા પહેલાં ફીલીપીએ તેમના થોડા મહીના રહેવા ફેર કરવા બહાર જવાની જરૂરાત પાડી અને પોતે પોતાના બાપ અને મેડમોઝાઇલ સારાહ સાથે નાઇસ ખાતે જઇ રહ્યો કે જ્યાં માર્ક્વીસ વીવીઅન અને તેમની બેટી સુઝની શિયાળો ગુજારવા આવી રહેલાં હતાં. બે દીવસ પછી પોતાની માતા સાથે પોતાના આ નવા મીત્રોની મુલાકાતે ત્યાં આવી પુગ્યા અને ત્યાં સાત જણનું આ કુટુંબ એકજ હોય તેમ ભેગું રહેવા લાગ્યું.

થોડા દીવસ રહી પોતાની બીજી પરીક્ષા આપવા માટે ફીલીપી પોતાની કોલેજમાં પરત ફર્યો અને તે માટેની તઇયારી કરવા લાગ્યો અને હવે કોઇ પણ જાતની હરકત વીના વખત વહેવા લાગ્યો. પણ હવે બનેલી તે શું? લુપીન સાથની લડાઇ શું પુરી થઇ ન હતી?

આ બાજુએ લુપીનની પોતાની હાર બાબેની સંપુર્ણ ખાતરી થયલીજ હોવી જોઇએ નહી કર તે છેકની ઘડીએ પણ છવતોડ લડાઇ કર્યા વીના ચુકે તેવો ન હતો. તેના બીજા બે કેદીઓ હોમલોક અને ગેનીમાર્ડ પણ ચોથે દીવસે મળી આવ્યા. ડીટેકટીવ ખાતાની વડી ઓફીસથી થોડે દુર આવેલી ખાડીમાં તેઓ હાથ પગ બાંધેલાં, બે ભાન હાલતમાં મળી આવ્યા હતા. તેમની આમદથી વળી પાછી ચર્ચા ચાલી.

એક અઠવાડયાની મેહનત પછી આ બન્ને ચુનંદ ડીટેકટીવો હુસ્યાર થયા અને તેમના વિચારોનો પ્રવાહ સરળતા વહેવા લાગ્યો ત્યારે ગેનીમાર્ડેજ વિગત જણાવી કેમકે હોમલોક ભારે ઝનુનમાં ચુપ રહ્યો હતો તેના જણાવવા મુજબ બંનેને યાચ "હીરોનડલ" પર છુપાછુપ ઉપાડી લઇ જવામાં આવ્યા હતા અને જો કે તેઓ ત્યાં છુટા હતા પણ તેમનાથી એક ડગલું પણ આગળ ભરાતું ન હતું જ્યારે ખલાસીઓ કિનારા પર જતા હતા, ત્યારે તેમને ભંડારમાં ઉતારવામાં આવતા હતા પોલીસ સ્ટેશન સામે તેઓ કેવી રીતે આવ્યા હતા તેની કશી ખબર તેમને ન હતી. ધારવા મુજબ તેઓને ત્રણ ચાર દિવસ આગમજના ઉંઘમાં નાંખવામાં આવ્યા હતા.

કેદીઓના આ છુટકારાથી લુપીને પોતાની સેવટની હાર કબુલી હતી. તેણે પોતાની અશકિત આ રીતે પ્રગટ બતાવી હતી.

એક બીજા બનાવે આ ચર્ચાને વધુ બળવત્તર કરી. મેડમોઝાઇલ સારાહ લુઇ વાલમર સાથે અદરાઇ હતી. નવી દોસ્તીએ નવું રૂપ લીધુ. વખત જતાં પરથી પ્રેમ બંધાયો અને પ્રેમે તુરત ગાઢું રૂપ પકડયું. વાલમરને સારાહની દીલકશ સુંદરતા ગમ્મત પસંદ પડી અને તે બાપડી કોઇનાં છત્ર વિના હેરાન થવાથી વાલમર જેવા ભલા રાહબરના પાસામાં સહેલ ખેંચાઇ ગઇ.

લગનનો દિવસ નક્કી થયો પણ તે કાંઇક ચિંતા તુર થઇ પડયો હતો કેમકે લુપીન કદાચ પોતાનું વેર લે એવી દરેક ધારતી હતી. જે સ્ત્રીને તેણે ખરા પ્યારથી ચાહી હતી તેને ને કેવી રીતે એમને એમ જતી મુકે. અધુરામાં પુરું જણાયું કે ચારેક દિવસના ત્રણ ચાર શકમંદ શખ્સો તેમના બંગલાની ચોપાસ ફરતા હતા તથા એક સાંજના એક છાકટો લુઇ વાલમરને અથડી પડયો અને લુઇએ તેને આંચકો મારતાં તેણે રીવોલવર કાઢી ને ફોડી પણ તે તેની ટોપીમાં કાંણું પાડીનેજ નીકળી ગઇ. આ એક ખરેખર જીવ સટોસટનો મામલો હતો પણ ત્યાર પછી કશો બીજો બનાવ બન્યો નહિ અને લગ્ન તેને નક્કી કરેલા દીવસે થઇ મેડમોઝાઇલ સારાહ મેડમ લુઇ વાલમર થયાં.

જાણે આગળ દેતી પોતાના વિચિત્ર ફૂટાને અનુસરી એકદમ ફીલીપીપર ખુશ થઇ હોય અને લુપીન પર ખફા થઇ હોય તેમ લાગતું.

હતું. શાહનામાંઓ અલંકારીક લેખક પ્રમાણે આ વાંકી પીંઢનો ફરતો આસમાન મકકારે બુઢ્ઢાની પેઠે પોતાના ચાળા બતાવતો હતો. તે ઘડીમાં કોઇને હસાવતો ને રમાડતો તો બીજી પળે તેને ઝારબેઝાર રડાવી સાતમા આસમાન પરથી નીચેની ખીણમાં ફેંકી દેતો હતો માટે ઓ ખાકી આદમ જાદ! તું ચેત—દુન્યા કોઇની થઇ નથી ને થવાની નથી તો બે પાંચ દીનની જીંદગી માટે મારૂં—તારૂં કરી શા માટે પાપની ગાંસડી બાંધી લઇ તેના બોજા તળે કચડાઇ જાય છે!

ફીલીપીની અસાધારણ ફત્તેહ તેના ચાહનારા અને વખાણનારાઓ એટલા બધા તો ખુશ થઇ ગયા કે તેઓએ તેના માનમાં પ્રજા તરફ એક જાહેર ખાણું આપવાનો ઠરાવ જાહેર કર્યો. તે જાણ થતાં લોકોએ તે વિચાર ભારે ઉત્સાહથી વધાવી લીધો અને તે માટેની મોંઘાં દામની ટીકીટો ચપોચપ ઉંચકાઇ ગઇ. એક મોટી કમીટી નેમાઇ અને આખાં ફ્રાન્સની દરેક કોલેજના ત્રીજા વર્ષના બબ્બે અભ્યાસીઓને ખાસ નોતરવામાં આવ્યા તે જાહેર ખાણું એક રેકર્ડ સમાન થઇ પડયું કેમ કે પેપરોએ તે બાબે ગીતડાં ગાવામાં કશી કચાસ રાખી ન હતી.

આ દુન્યામાં એવો કોઇ શખ્સ નથી કે જેને પોતાનાં વખાણ ગમતાં ન હોય. અલબત હદ ઉપરાંતની વખાણ ઝાઝી પસંદગી પામતી જ નથી પણ જેઓ અંદર ખાનેથી પાતાળ પાણી ચલાવી બહારથી મોરી કોરડી રાખવાની સંભાળ લેતાં જાણે તેમને પોતાના વખાણ પસંદ ન હોય તેમ બતાવે છે તેઓ કયાં તો જબરા ઢોંગી હોય છે યા તો ફકત ત્રાહીતોને બતાવવા કે તેઓ અજબ શરમાળ છે તેથી તેમ કરે છે. દુન્યવી જમાનાને હડસેલી ઇશ્વરી માયામાંજ લીન રહેનારાઓ આ ખાકી દુન્યામાં બહુ જવલેજ મળે છે. એનાઓ માણસિકપણાને ઉચ્ચ દરજ્જે જઇ ફીરેશ્તાઇ ગણુનીમાં સહજ આવી શકે છે પણ અફસોસ, સબર...આ શું દાસ્તાન કે? વાર્તા લખવા બેઠો છું કે વાઅજ કરવા માંડું છું

લંબાણ ન કરતાં એટલુંજ કહીશું કે તે ખાનાપર ફીલીપીએ પોતાની નમ્રતાઇ, સાલેસાઇ અને ભલાઇથી બધાનો અજબ ચાહ જીતી લીધો દુન્યાના નામાંકિત પુરૂષો ની જોડમાં તેની ગણના થઇ તેથી તેને ઘણું લાગી આવ્યું અને જોકે તે કાંઇક ગુંચવાયો હતો છતાં તેના મનમાં આથી ઘણી ઉંડી અસર થવા પામી હતી.

તેણે ટુંકમાં પોતાના મિત્રોને વખાણનારાઓને ખુશ ખુશ કરી મુકયા, તે બચ્ચાંની પેઠે રાજી રાજી થઇ ગયો અને પોતાની જીંદગીમાં આ બનાવને સોનેરી હરફે લખાયેલો જાહેર કર્યો અને ત્યાર બાદ પોતાના પીતાને નમન કરી તેણે વાલમર તથા તેના મદદગાર મીત્રોનો ખાસ ઉપકાર માન્યો. ઉભો તેણે શામ્પીનનું ગ્લાસ ઉંચકયું અને હજી તે પોતાનું પુરૂં કરી રહે તે પહેલાં કોઇ તે હોલમાં તે વખતનું તાજું પેપર લઇને બરાડા પાડતું દાખલ થયું તુરત તેને ચુપ કરવામાં આવ્યો પણ લોકોની તે પેપરમાં શું હતું તે જાણવા જીજ્ઞાસા ઉશ્કેરાઇ. થોડાઓને ભારે ઉશ્કેરાટમાં તે વાંચતાં જોઇ દુરથી કોઇએ બરાડ પાડી તે સભા સમક્ષ મોટેથી વાંચવા ફરમાસ કીધી.

તુરત એક જણ ઉઠયો ને મોટેથી વાંચવા લાગ્યો શ્રોતાઓ ભારે આતુરતાથી તેનો શબ્દે શબ્દ સાંભળતા હતા, તે પત્રમાં મોટાં મથાળાં હેઠળ ફ્રાન્સની જુના લેખો ઉકળાવનારી કોલેજના વડા પ્રીન્સીપાલ મશહુર મેસીઆનો તે કાગળ હતો. તેમાં તેણે ફીલીપી બોડરૂએ "પોકળ મેળ" વાળો જે ભરમ ખુલ્લો કર્યો હતો તેનો માંગે ઇચ રદયો આપી આરસેની લુપીન સાથે લડાઇમાં તે કેવો મૂર્ખ બન્યો હતો ને ખુલ્લું બનાવી આપવામાં આવ્યું હતું. તે કાગળ નીચે મુજબ હતું—

 

"સાહેબ,

ઇ. સ. ૧૬૭૪ ના માર્ચની તા. ૧૭ મીએ નીચલા નામની એક નાની ચોપડી પ્રગટ થઇ હતી.

---

# "પોકળ સોસ" વાળો ભેદ.

—:o:—

## પહેલી વખતે જાહેર થયલો મહાન ભેદ.

—:o:—

### દરબારની જાણ માટે સેવક તરફથી પ્રગટ થયલી સો નકલ.

—:o:o:—

"તેજ દિવસે સહવારના નવ વાગતે આ ચોપડીનો લેખક જે, જવાન અને એશકી હતો પણ કમનસીબે તેનું નામ હજી જાહેર થયું નથી તે, બહાર નીકળ્યો અને દરબારના ખાસ ઉમરાવોને ત્યાં એકેક નકલ આપતો ગયો. દશ વાગતે તે ચાર ઠેકાણે પોતાની પ્રતો આપીને નીકળ્યો અને પાંચમે ઠેકાણે જાય છે તેટલામાં શહેનશાહી સેનાના વડાએ તેને રસ્તામાં રોકી બાદશાહી વારંટની રૂએ તેને પકડ્યો. તે લેખક ને બાદશાહની સમક્ષ લઇ જવામાં આવ્યો અને જ્યાં જ્યાં તે નકલ આપી આવ્યો હતો ત્યાં ત્યાંથી તે એકદમ પાછી મેળવવામાં આવી.

'સો નકલ બરાબર એકઠી થયા પછી બાદશાહે પોતે ગણીને ખાતરી કરી અને મોટો આતશ સળગાવી ફક્ત એક સિવાય બધી પ્રતો બળતામાં ફેંકી દીધી. એક પ્રત બાદશાહે પોતાના ઉપયોગ માટે રાખી હતી.

"તે જવાન લેખકને સેંટમારના કિલ્લામાં બાદશાહી હુકમથી પુરવામાં આવ્યો અને તેને એક પછી એક કિલ્લામાં બદલવામાં આવ્યો હતો. લોખંડી બુરખાવાળો શખ્સ જે ફ્રેંચ તવારિખમાં મશહૂર થઇ ગયો છે તથા જેને તેજ અવતારે કેદમાં રાખવામાં આવ્યો હતો તે આજ માણસ હતો એમ કહેવામાં આવે છે.

"આ બાબતની સચ્ચાઇ એક સહજ પણ અંશે પુરવાર થાત નહિ પણ આ બનાવ વખતે બાદશાહી સેનાનો વડો હાજર હતો તે જવાન લેખકની તપાસ વખતે બાદશાહની સાથે તેજ એકલો હતો તથા આતશમાં નવાનું નકલો બાળ વામાં આવી ત્યારે તેણે બાદશાહની પીઠ ફરતાં એક નકલ આગથી તારાજ થઇ જાય તે પહેલાં ખેંચી કાઢી પોતાના ગજવામાં સંતાડવાની સાલ ચ રોકાવી શક્યો ન હતો.

"૭ મહિના પછી તે વડાનું ખુન એક એકાંત રસ્તાપર કરવામાં આવ્યું હતું. તેના ખુનીઓએ તેને સદંતર નગ્ન કરી મુકયો અને તેનાં વસ્ત્રોનાં ચીથરે ચીથરાં કરી મુકવામાં આવ્યાં હતાં. પણ તેના જમણા પગના બુટમાં અંદરથી એક ઘણો કિમતી હીરો છુપાવવામાં આવ્યો હતો. તે ખુનીઓ મેળવી શક્યા ન હતા પણ પાછળથી મેળવવામાં આવ્યો હતો. તે હીરો ઘણુંજ આબદાર નંગ હતું.

"તપાસ કરતાં તે મરનારના કાગળો પરથી આ બાબતમાં કાંઇક અજવાળું પાડ્યું. મરનારે પોતે ચોરેલી નકલ વિષે કશું જણાવ્યું ન હતું પણ તેના ખાનગી કાગળોમાં મરનારના દસ્કતે તે નકલના પહેલાં પ્રકરણોનો ટુંકસાર ખાસ કરીને લખવામાં આવ્યો હતો. આ વિગત ખાસ કરીને એક મહાન ભેદને લગતી હતી જે ભેદ આગળના ઇંગ્લંડના રાજાઓ ફક્ત જાણતા હતા પણ છઠા હેનરીના હાથમાંથી જ્યારે રાજ્ય ડયુક ઓફ યોર્કના હાથમાં આવ્યું ત્યારે હેનરી પોતે પોતાની સાથે તે ભેદ લઇ ગયો અને ઇંગ્લાંડના શહેનશાહો તે વિગતથી અંધ-

કારમાં રહ્યા. આ મહાન ભેદ પાછળથી ફ્રાન્સની નામીચી સ્ત્રી "જોન ઑફ આર્ક" ફ્રાન્સના રાજા ચાર્લ્સ સાતમાને જણાવ્યો હતો જે બાદશાહી ભેદ થઇ પડી એક ખાસ કાગળથી ગાદીવારસ શહેનશાહને જણાવવામાં આવતો હતો. દર વખતે તે પર નવેસરથી રીલ મરાતું અને ફ્રાન્સનો રાજા જ્યારે મરવા સુનો ત્યારે આ કાગળ "ફ્રાન્સના રાજા માટે" એવા લેખથી બીજા અગત્યના કાગળો સાથે બીછાના પર રાખવામાં આવ્યું હતું.

"આ ભેદમાં ખજાનાના એક મસ મોટા ભંડારની વિગત સમાયલી હતી કે જે ખજાનો બાદશાહી હોઇ દરેક બાદશાહ તેમાં પોતાની જીંદગી દરમ્યાન ચાલુ ઉમેરો કરતો હતો.

"આ બનાવ પછી બરાબર એકસો ચૌદ વર્ષે લુઇ સોળમો, ફ્રાન્સનો રાજા, કેદમાં પડયો હતો ત્યારે તેણે બાદશાહી કુટુંબપર પ્રજાસત્તાક સત્તાવાળાઓ તરફથી દેખરેખ રાખતા વડા અમલદારને બોલાવી કહયુ હતું

'મશ્યુર, મારા મહાન પ્રતાપી પિતા શ્રીના વખતમાં શું તમારા કોઇ વડીલ વડા અમલદાર હતા ને ?'

'હા, પિતાશ્રી.'

"ઠીક, ત્યારે હું તમારા પર ભરસો મુકું... ... યા ખુદા ! ... શુ તમો મારા......'

બાદશાહ અચકયો પણ તે અમલદારે અધુરો વાકય પુરો કરતાં કહયું

'મારા પર વિશ્વાસ રાખો, પિતાશ્રી હું તેને કદી ભંગ કરીશ નહિ ! તે મહાન બાપને હાજર નાજર ગણીને દહડહતા સોગંદ ખાઉં છું કે હું કદી ગોમાર પર મુકાયલા વિશ્વાસનો ભંગ કરીશ નહિ'

'ત્યારે સાંભળો'

બાદશાહ સલામતે પોતાની નાની પોકેટ બુકમાંથી ઉંબરનું એક પાનુ કાઢયું પણ તુરત કાંઇક ધ્યાનમાં આવતાં કહયું,

'ના, હું તેની નકલજ કરૂં તો બેહતર છે કે જેથી......'તેમણે કાગળનો એક મોટો ટુકડો લીધો અને તેણે ફાટખુણામાં ફાડયો અને તે પર મીંડાં, અક્ષરો અને આંકડાઓની પાંચ સીટી એ લખી આ બધું તેમણે પોતાની પોકેટ બુકનાં છેલ્લાં પાનાં પરની છાપેલી વિગતો૦ પરથી કર્યું હતું ત્યાર બાદ તે અસલ નકલ બાળી નાખી તેમણે તે અમલદારને આપતાં કહયું.'

'મશ્યુર, મારાં મરણ પછી તમો આ તમારાં રાણીજી ને આપજો અને કહેજો કે 'મેડમ બાદશાહ સલામત તરફથી......તમો નામવર અને તમારા બેટા માટે' જો તેઓ આટલું નહી સમજી શકે......'

'જો તેઓ આ ન સમજી શકે તો, પિતાશ્રી ?'

'તો તમો કહેજો કે એમાં પોકળ સોય વાળો મહાન ભેદ છે. રાણીજી તેમ થતાં સહેલાઇથી સમજી શકશે.!'

આ કહયા પછી બાદશાહે પોતાની પોકેટ બુક તેની અંદરનાં કાગળો સાથે આતશમાં ફેંકી દીધી અને તે ઝડપથી બળીને ભસ્મ થઇ ગઇ.

"બાદશાહને તા૦ ૨૧ જાન્યુઆરીને દીને ફાંસીએ લટકાવવામાં આવ્યાથી તે અમલદારને પોતાનો મંદેશો રજુ કરતાં ઘણા મહીના લાગ્યા આખરે ઘણાજ પ્રપંચો રચી તે એક દિવસ રાણી મેરીએનટોઇનેટની સમક્ષ હાજર થઇ શકયો અને ફકત તેણી એકલીજ સાંભળે તેવી રીતે ધીમેથી બોલ્યો,

'મેડમ મરહુમ બાદશાહ તે આપના નેક ખાવિંદ તરફથી તમો નામવર અને તમારા બેટા માટે.' (સાંધન છે.)

# Kaiser an Antichrist.



Monsieur Adrian Peladan, who died in 1890, had made a collection of several predictions, visions etc. This particular prophecy was found among his old papers by his son. It was taken from an old Latin Book of prophecies written by Brother Jahannes, about A. D. 1600. The late Monsieur Peladan received the book from a Canon of St. Michel de Frigolet, near Tarascon, who in his turn had got it from Abbe Donat, a priest died at Beaucaire. The description of Antichrist very closely corresponds with that of the German Emperor and of the Allies with the "defenders of the Lamb." Alderman Ward of Harrogate, writes to the Editor of "Light." that on his recent visit to London he met at the hotel at which he was staying a Belgian Judge, who showed him a copy of this very prophecy in French. The Judge had been in possession of this copy for a number of years.

Antichrist, it is said will invoke God and declare himself as his apostle. The Kaiser has exactly adopted these blasphemous methods in one of his latest proclamations to his Eastern Army :—

Remember who you are. The Holy Spirit has descended on me, because I am the Emperor of the Germans I am the instrument of the Most High. I am his sword, His representative. Woe and death to those who resist my will! Woe and death to those who do not believe in my mission! Woe and death to cowards! Let all enemies of the Geamans perish! God demands their destruction. God who through me commands you to fulfil His will.

**Tne Real Antichrist.**

The real Antichrist will be one of the Monarchs of his time, a Lutheron Protestant "He will invoke God and give himself out as His Messenger (or apostle.) This prince of lies will swear by the Bible He will represent himself as the arm of the Most High, sent to chastise corrupt peoples. He will only have one

arm, but his innumerable armies, who will take for their device the words "God with us" will resemble the infernal legions For a long time he will act by craft and strategy. His spies will overrun the earth, and he will be master of the secrets of the mighty. He will have learned men in his pay who will maintain and undertake to prove his celestial mission. A war will furnish him with the opportunity of throwing off the mask It will not be in the first instance a war which he will wage against a French Monarch. But it will be one of such a nature that after two weeks all will realize its universal character. Not only all christian and all Mussalman, but even other more distant peoples will be involved. Armies will be enrolled from the four quarters of the globe. For by the third week, angels will have opened the minds of men, who will perceive that the man is Antichrist, and they will all become his slaves if they do not overthrow this conqueror.

Antichrist will be recognised by various tokens in especial he will massacre the priests, the monks, the women, the children, and the aged. He will show no mercy, but will pass torch in hand, like the barbarians, but invoking Christ! His words of imposture will resemble those of Christians, but his actions will be those of Nero and of the Roman persecutors. He will have an eagle in his arms, and there will be an eagle also in the arms of his confederate, another bad monarch. But the latter will be a Christian and will die from the malediction of Pope Benedict, who will be elected at the commencement of the reign of Antichrist. No longer will priests and monks be seen confessing and absolving the combatants, because in the first place the priests and monks will be fighting with the other citizens, and further because Pope Benedict having cursed Antichrist, will proclaim that those who fight againt him will be in a state of Grace, and should they die, will straight to heaven like the martyrs The Bull which will proclaim these things will make a great stir. It will revive the courage of the foes of Antichrist and cause the death of the monarch who is his ally.

In order to conqueror Antichrist it will be necessary to kill

more men than Rome has ever contained. It will need the energies of all the kingdoms, because the cock, leopard and the white eagle will not be able to make an end of the black eagle without the aid of the prayers and vows of all the human race. Never will humanity faced with such peril, because the *triumph of Antichrist* would be that of the demon, who will have taken possession of his personality. For it has been said that, twenty centuries after the incarnation of the world, the beast will be incarnate in his turn, and will menace the earth with as many evils as the Devine Incarnation has brought it grace. Towards the year 2000 Antichrist will be made manifest His army will surpass in number anything that can be Imagined. There will be Christians among his cohorts and there will be Mohommedan and heathen *soldiers among* the defenders of the lamb. For the first time the Lamb will be all red; and red also will be heaven and earth and water and even the air for blood will flow in the domain of the four elements at once. The black eagle will hurl itself upon the cock which will lose many feathers, but will strike heroically with his spur. It would soon be exhausted but for the aid of the *leopard and its claws.* The *black eagle who will come from* the land of Luther, will make a a surprise attack on the cock from another side and will invade the land of the cock upto one-half. The white eagle who will come from the North, will fall upon the black and the other eagle, and completely invade the land of Antichrist. The black eagle will find itself forced to let go the cock in order to fight the white eagle, whereupon the cock will have to pursue the black eagle into the land of Antichrist to aid the white eagle. The battles fought up to that time will be as nothing as compared with those which will take place in the Lutheran country; for the seven angles will simulaneously pour out the fire of their censers upon the impious land. In other words the Lamb ordains the extermination of the race of Antichrist. When the Beast finds himself lost he will become furious. It will be necessary that for some months

the beak of the eagle the claws of the leopard, and the spur of the cock shall burry themselves in the flesh of the Beast. Men will be able to cross the rivers over the bodies of the dead, which in places will change the courses of the streams Only the bodies of the most noble, the highest captains, and the princes will be buried for to the carnage of the battle-fields will be added the destruction of myriads who will die from hunger and pestilence Antichrist will sue for peace many times, but the seven angles who will march before the three animals, defenders of the lamb will have proclaimed that victory will not be given except on that Antichrist shall be crushed like straw upon the threshing floor. Executors of the justice of the Lamb, the three animals will not be permitted to cease fighting so long as Antichrist has soldiers. That which makes the degree of the Lamb so implacable is that Antichrist has dared to claim to be a Christian and to act in the name of Christ, and if he did not perish, the fruit of the Redemption would be lost and the gates of Hell would prevail against the saviour. It will be made manifest that the combat which will be fought out in that part of the country In which Antichrist forget his arms, is human conflict. The three animals, the defenders of the Lamb, will exterminate the last army of Antichrist. But it will be necessary to make of the field of battle a funeral pyre as great as the greatest of cities, for the corpses will have altered the features of the land by forming ranges of little hills.

Antichrist will lose his crown and die in solitude and madness. His Empire will be devided into twenty-two states, but none will have any longer either fortification or army, or ships of war. The white eagle oy order of Michael, will drive the Crescent out of Europe. where there will no longer be any but Christians. He will instal himself at Constantinople. Then will commence an era of peace and prosperity for the universe and there will be no louger any war. Each nation will be governed according to its own heart and live in accordance with justice. There will be no longer Lutherns or schismatics. The Lamb will reign and the happiness of humanity will begin. Happy will be those who escaping the perils of this marvellous time will be able to taste of its fruit. This will be the reign of the spirit and the sanctification of humanity which could not come to pass until after the defeat of Antichrist.

"THEOSOPHY IN INDIA"

# તનદરોસ્તી

## તે વીષે સવાલ—જવાબનાં આકારમાં મળતો બોધ—ઉપદેશ.

( મોટાં-નાના-દરેક માટે અકસરબા કિંમતી ઉપયોગી )

## Helth-Catechism

*BY*

**Dr. Chas D. Tyrrall M. E.**

( Late President of Tyrrells Hygienic Institute N. Y. )

લખનાર—બે૦ પી૦ માદન.

સવાલ–તનદુરસ્તી એટલે શું ?

જવાબ–એટલે, હૈયાતી અથવા જીંદગીની તે હાલત કે જે વેળા શરીર તથા મનનું દરેક કાર્ય એવી તો સંપૂર્ણ સમાધાનીથી ચાલતું હોય છે કે માણસ પોતે કેમ જીવે છે તેની ખબર હોતી નથી, તેને કશું ભાન હોતુ નથી. ટુંકમાં તે વેળા માણસ કાંઇ જાણતોજ નથી કે તેનું શરીર કેમ સડસડાત ચાલ્યું જાય છે.

સવાલ–તનદુરસ્તી એક માણસને કેટલી કીમતી છે.

જવાબ–ખચીત–કોઇબી ચીજ તે કરતાં વધુ કીમતી નથી. તે વિના કોઇબી મોટું કાર્ય કરી શકાયજ નહી. તે હોય તોજ થઇ શકે—તે જીંદગીનો ખોરા અર્કજ છે—અને તે વિના જીંદગી તકામીજ છે.

સવાલ–શું તનદુરસ્તી કુદરતીજ છે ?

જવાબ–બેશક જેમ સુર્યનું પ્રકાશવું અથવા પવનનું ફુંકવું કુદરતી છે તેમ દરેક મનુષ્ય માટે તનદુરસ્તીએ સ્વભાવીક અથવા કુદરતીજ છે. અને દરેક માણસ માટે તનદુરસ્તી ભોગવવી એ કુદરતે નીરમાણુંજ કરેલું છેજ.

સવાલ–તનદરસ્તી બધા માણસો ભોગવે છે?

જવાબ–અફસોસ નહિ–ઘણાંજ થોડાં માણસો પૂર્ણ તનદુરસ્તી ભોગવતાં હોય છે હજારો માણસો, જેમને કાંઇક ખાસ દરદ હોતા નથી છતાં તનદરોસ્તીની તે ખરી સહેજત અને જોશ તેમજ તે તિક્ષ્ણ આનંદ જેથી માત્ર જીવવામાંજ જે મોજ મળે છે અને જેની ખબર તો સંપુર્ણ તનદરોસ્તી ધરાવનારાજ જાણી શકે છે, તે ઝેન, તે જોશ તેમનામાં હોતો નથી.

સવાલ–તનદરોસ્તીનો છુપો ભેદ શો છે ?

જવાબ–સ્વચ્છ લોહી.

સવાલ–તે કેમ, તે સમજાવશો ?

જવાબ–આ રીતે–જીંદગીની દરેક પળે. શરીરનાં નાનાં સેલ્સો* કે જેનાથી કરીને આ શરીર બંધાય છે તેઓ (દરેક પળે) લાખોની સંખ્યામાં નાશ પામે છે. અને તેમની જગ્યાએ લોહીમાંથી બીજા સેલ્સો પેદા થાય છે અથવા બંધાય છે. તમો હલકી ઈંટોથી એક સારૂં મજબુત ઘર બાંધી શકો નહી, તેમ અસ્વચ્છ લોહીમાંથી સારા સેલ્સો બંધાઇ શકતા નથી. તનદરોસ્તી સંપુર્ણ કાર્ય ઉપર આધાર રાખે છે અને તે જયાં સુધી તનદરોસ્ત "તીસ્યું" હોય નહી ત્યાં સુધી બની શકતું નથી અને સારા તીસ્યુ સારા સેલ્સમાથીજ થઇ શકે છે કે જે સ્વચ્છ લોહીમાંથીજ બંધાઇ શકાય છે.

સવાલ— દરદ એટલે શું ?

જવાબ—ડીસીઝ જેમ અંગ્રેજી શબ્દ, દરદ માટે વપરાય છે તે શબ્દનો અર્થ સુચક છે Dis-ease-યાને સ્વસ્થ પણાથી અથવા નિરાંતીથી વેગળા એવો થાય છે. બીજા બોલોમાં કહેતાં દરદ એટલે તનદરોસ્તી અથવા સુખ અથવા નિરાંત એનથી વેગળી થએલી હાલત.

સવાલ– શા કારણથી દરદ થાય છે ?

જવાબ– કુદરતનાં કાયદાઓનું ભંગાણ કરવાથી—

સવાલ–ત્યારે શું દરદ અકુદરતી નથી ?

જવાબ–કદીબી નહી. તે એક કારણની પુઠે આવતું કુદરતી પરીણામ અથવા અસર છે=જો કુદરતી કાયદાનુ ઉલંગણ થાય તોજ તેની શિક્ષા તરીકે એક કુદરતી પરિણામ તરીકે દરદ આવે છે. તનદુરસ્તી અને દરદ એ બે વચ્ચેની સગાઈ, જેમ રોશણી અને અંધારૂં છે તેવીજ રીતેની સંપુર્ણ કુદરતી સગાઈ સમજવી.

સવાલ–ત્યારે કેવી રીતે અને કયા કાયદાઓનું ભંગાન થાય છે કે જેને પરિણામે દરદ આવે, છે; તેનાં કાંઇક દાખલા આપશો ?

જવાબ–અણુઘટના ખોરાકો ખાવા અથવા અઘટીત રીતે દમ લેવો, કુદરતની હાજતોને જવાબ આપવાનું મોકુફ રાખવુ. કસરતની ગેરહાજરી, શારીરીક ગંદીલાપણુ અથવા કોઇબી જાતનું બેહુદપણુ.

સવાલ–એઓ કેવી રીતે દરદને ઉપજાવે છે ? કાંઇક સમજાવશો ?

જવાબ–મુખ્યત્વે કરીને આ અણઘટતી રીતો દરેક અવયવમાનાં લોહીને ગંદાવી નાખે છે. એટલે કનજેશન ઉપજાવીને કે જેથી કરી શરીરમાં ભેગો થએલો કચરો (ઝેરી પદાર્થ) બાહેર નીકળી શકતો નથી—આ પદાર્થો, શરીર માટે પરદેશી ચીજો છે,

* Cells—સેલ્સ એટલે નાના નાનાં શરીરો કે જે આપણા શરીરમાં કરોડો હોય છે અને જેનાથી કરી આખુ શરીર બંધાયું હોય છે.

અને તેઓ બાહેર નીકળવાને બદલે, જુદા જુદા અવયવોમાં ભેગો થઇ રહે છે, કે જેથી તે અવયવોના કાર્ય કરવામાં અટકાવ થાય છે, અને તેમ કરી શરૂઆતમાં પીડીક-ઇરીતેશાન યાને ખસવસ થાય છે અને તે પછી સોજો, ઇન્ફ્લેમેશન થાય છે. તે ઉપરાંત, લોહી અસ્વચ્છતાથી ભરપુર થવાથી, નવા તન્દરોસ્ત 'તીસ્યુ' બાંધવાને અશકત થઇ પડે છે, અથવા તો જે "સેલસો" મુરદાર થયેલા અને નાશ પામ્યા હોય (કે જે આપણે શરૂઆતમાં જોઇ ગયા) તેમને બાહેર કાઢવાને લાઇલાજ થાય છે.

સવાલ-આ બધી "વેસ્ત મેટર" કચરાઓ તે શું છે ? અને તેઓ કેમ પેદા થાય છે !

જવાબ-તેઓ મોટે ભાગે બદહજમીમાંથી જન્મ પામે છે અથવા કહો કે ખાધેલા ખોરાકની રાખમાંથી થાય છે વળી તીસ્યુઓ ભાંગવાથી પણ થોડાક કચરો ભેગો થાય છે. દરેક અવયવ પોતાનું નીયમીત કાર્ય બજાવતાં, હમેશાં ઘસાઇ જાય છે અને તેમાંથી રદી તત્વો બાહેર પડે છે-ખરૂં જોતાં, શરીરનો દરેક હીલચાલ આ તીસ્યુમાં જવાને મદદ કરે છે—હવે આ રદી તત્વો યાને ઝેરી થયેલા કચરાનું શરીરમાં પડી રહેવું એજ લગભગ સઘળાં દરદનું મુળ છે, કારણ કે તેઓજ લોહીને અપવિત્ર કરે છે યાને ઝેરી બનાવે છે.

સવાલ-ત્યારે તમારૂં મંનવું એ છે કે આ રદી તત્વોના લોહીમાં હાજરી તે દરદનું એક કારણ છે ?

જવાબ-નહી, એક કારણ નહી, પણ એકલું એકજ કારણ છે—(૯૫) ટકા દરદોનું કારણ તે આ ઝેરી પદાર્થ છે-તમારા ઘડીયાલમાં કચરો કે ધુળ ભરાય છે ત્યારે તેને શું થાય છે ? જો કે ઘડીયાલ એ એક ઘણુંજ નાજુક સંચાકામ છે છતાં, આ માણસીક શરીર સાથે સરખાવતાં તે સંચાકામ વધુ ઘટજ ગણાય-ઘડીયાલને ચાલુ કરવાની અક્કલ પસંદ રીતે આજ કે તેને સાફ કરાવવું.

સવાલ-પણ ત્યારે શું લોહી ખરેખર પવિત્ર થઇ શકે કે!

જવાબ-બેશક-તે ઘડીયાલ કરતાં વધુ સેહલથી અને વધુ જલદીથી પવીત્ર થઇ શકે-આ આવી સરળ રીતથી આજે હજારો માણસો તન્દુરસ્તી મેળવી શકે છે.

સવાલ-તે કેવી રીતે !

જવાબ-જે રસ્તાઓ કુદરતે, કચરો કાઢવા માટે બનાવ્યા છે તેમને સંપુર્ણ રીતે સાફ કર્યાથી અને પવિત્ર રાખ્યાથી, કે જે માંહેલો મુખ્ય ગટર તે ઇન્તેસ્તાઇન છે,યાને મોટું આંતરડું.

સવાલ-એ સાફ કરવાને માટે કાંઇક ખાસ રીત છે કે !

હા છે અને તે એક ઘણા સરખા ગરમ પાણી ભરી.

જવાબ-એનીમાંથી યા દુરાતથી કોઠાને ધોઇ કાઢવો-પાણીએ કુદરતનું નીમેલું-કોઇપણ ચીજ ધોઇને સાફ કરવાનું કુદરતી સાધન; છે. જેમ તમ

રા ઘરની મોરી યા રસ્તાની ગટરો મા કચરો ભરાય છે ત્યારે તેને પાણી થી ધોયાથી તે માહેલો કચરો ધોવાઇ ને તે જગા તેમજ હવા સાફ થાય છે તેવીજ રીતે આ આતરડાને ધોવા થી થાય છે.

સવાલ–પણ એનીમાંથી પાણી લેવાની બહુ કડાકુટ છે. તેમાં કોઇકની મદદ લેવી પડે છે. વખતનો ભોગ થાય છે. એટલે ઘણા માણસો લેવાને કંટાળે છે માટે કોઇ વધુ સેહલી રીતે તે થઇ શકે એવું છે,

જવાબ–હા. છે, જેમ (દરેક ચીજ કરવા માટે હમેશા સઉથી સરસ રીતો પણ હોયછે તેમ શરીરને સાફ કરવાની સઉથીસરસ રીત તે જે બી. એલ કાસકેટ (J. B. I. Cascade) પુરી ડ છે.

સવાલ–તે શું ચીજ છે !

જવાબ–એક સઉથી સરસ અદભુત, તાતકાલીક, કામ કરે એવું એપરેટસ, યાને ઓજાર છે, કે જે કામ માટે ખાસ, લાંબા અનુભવથી શોધી કાઢી બનાવ્યુ છે.

સવાલ–તે લેવાની રીત કંટાળા ભરી અને લાંબી છે.

જવાબ–જેટલી સાદી અને સરળ છે તેટલીજ અસર કરવામાં અને તાતકાલીક છે. તેથી અંતરનો બાથ. અને શરીરને અંદરખાને ધોવાનું, ઘણીજ સેહલથી એક બચ્ચું પણ કરી શકે છે !

સવાલ–તે વીષે કાંઇક વધુ સમજાવશો !

જવાબ– તે જે, બી, એલ કાસકેડ છે.

સવાલ–શું તેમાં બીજી સાધારણ ચીજોમાં કે દુશ કરતાં કાંઇ ખુબી વધારે છે ! તેમાં શું કડાકુત કે વખતનો ભોગ નથી આપવો પડતો ટુકમાં તે કેવી રીતે, સરસાઇ ભોગવે છે તે સમજાવશો !

જવાબ–કાસકેડ એક રબરની કોઠળી છે કે જેમાં એકી વેળા છ થી સાત બાટલી જેટલું પાણી ભરાઇ શકાય છે. તેની–સરસાઇ નીચે પ્રમાણે છે.

૧ લુ તે ફક્ત ટુલ યા ખુરશી કે કમોડ ઉપરજ માત્ર બેસીનેજ લેવાની છે.

૨ જુ તે પાણીથી તદન ભરાયલી હોવાથી તેમા કોઇપણ હવા રહેવાની જગ્યા યા જોખમ હોતો નથી-

૩ તે ઉપર માત્ર બેસવાનો બે થી ત્રણ મીનીટમાં આખો કોઠો ધોવાઇ સાફ થાય છે.

૪ બેસીને લેવાથી આતરડાયોની હાલત કુદરતી હાલતમાં રહે છે, જેથી આખા આતરડામા પાણી જઇ તેઓ સપુર્ણ રીતે સાફ થઇ શકે છે જેથી બારીકમાં બારીક ઝેરીક તત્વ પણ બાહેર નીકળી જાય છે.

૫ વલી તે બેસીને લેવાય છે તેથી લેતી વેળા પેટને હાથથી મસાજ કરાઇ શકાય છે, કે જેથી વધુ કચરો ઝડપથી નીકળી શકે છે. તેમજ પાણી ભરાતી વેળા આતરડાનો જે ફુલાવો થાય છે, (કે જે બેશક થવો જોઇએ જોઇએ) તેને મસાજ કરવાથી ઘણીજ રાહત મળે છે. ફક્ત પેહલીજવાર લેતાં

તેથી જરા નવીન પણ લાગે છે ત્યાર કેડે ફરીને વાર લેવાયાથી શરીરને તદન અનુકૂળ થઇ પડેછે અને પાણી લેતાં કાંઇ લાગતું નથી.

૬ આ રીતે પાણી લેતાં જેટલો કચરો બાહેર નીકળી શકે છે, તેવો બીજી કોઇ એનીમાં કે દુશથી નીકળતો નથી. બલકે સાધારણ એનીમાં, કે જે માત્ર સુધન લેવાથી થાય છે તેથી આખો કોઠો કદી પણ ધોવાતો નથી એટલે ઘણોક ઝેરી પદારથ અંદરજ રહેવા પામે છે.

૭ સાધરણ એનીમા દરરોજ લેવાથી સફરો અથવા 'રેકતમ' (મલાશય) ના તીસ્યું નબળા પડે છે. કારણ કે ત્યાં પાણી ઉંચાં સપાટી પરથી લેવુ પડે છે, વળી તેમાં નલનાં માથા ઉપર છેદ હોયછે. જ્યારે. જે બી. એલ કાસકેટમાં તેમ નથી હોતું. ત્યાંતો પાણી નીચેથી ઉપર ચઢે છે અને તેની નળીની માત્ર બાજુઓમાં છીદરો હોયછે ત્યાંથીજ પાણી નીકળેછે. અને લેવાની રીત એવી તો નવીન એવીતો સરસ, અલબત્ત જેવી છે કે તેથી જોઇતું પરીણામ મળે છે એટલુંજ નહીં પણ ચાલુ દરરોજ મહીનાઓ સુધી નહી પણ વરસો સુધી લેવો તો બી જરાએ નુકશાન રેક તમને યા. શરીરને કોઇ પ્રકારતું થતું નથી એવા મહાન ડાકતરોએ ઉંચા મત આપ્યા છે–એકવાર તપાસ કીધાથી તે તુરતજ જણાઇ આવશે.

૬ વળી એ કાસકાડની સાથે અમેરીકાનાં જાણીતા તીરેલ હાઇજીની–ઇન્સટીટ્યુટનાં વડા ચારલસ તીરેલ એમ. ડી. એ કાઢેલા–"ધી રોયલ રોડ ટુ હેલ્થ" (*The royal road to health*) નામનું દલદાર પુસ્તક ભેટ મળે છે. કે જેની અત્યાર સુધીમાં તેવુ ૯૦) આવૃત્તી છપાઇ છે, એટલે કાસકેડ ની તેટલી સંખ્યા ખપી ગઇ છે. તેજ એની ખુબીનો ખ્યાલ આવી શકશે.

અમેરીકા તથા લન્ડનનાં મોટી મોટી હોસપીતાલોમાં હવે એજ વપરાય છે. જે માટે હજારો નહી પણ લાખો સરટીફીકીટો મળી છે.



# કાંઈક જાણવાજોગ.

## એક પડછાયો.

ઘણા ઘણા પુરાણા જમાનાની આ કથા છે કે આ આફ્તથી છેરાયલી પૃથ્વિ ઉપર તે વેળા એક સંત–અષો–નર saint રહેતો હતો. તે એટલો ભલો હતો કે આરમાની દેવતાઓ આદુર પગલાંઓથી આ જમીન ઉપર ઉતરી આવી તે સંતની મોલાકાત લેતા તે સંત પોતે તો બહુ સાદો હતો દિવસમાં તે પોતાનુ નેમેલુ કામ કરતો, બાળ બચ્ચાંઓની પરવેશ કરતો, પડોશીઓની ખબર લેતોપણ જે ખાસ તેને એચયબુ કારક બનાવતી હતી તે Forgive and Forget (માફ અને ભુલી જવુ) હતુ તે સઘળાને માફ કરતો, બલકે તેઓનું કાર્ય વટીક ભુલી જતો પરંતુ અજબ જેવું તો એ હતુ કે એ શબ્દોને તેણે કદી મોહડેથી ઉચ્ચાર્યા ન હતા. બલકે તે તે શબ્દોને જાણતો હતો કે નહી તે પણ શકમદ હતું. એટલું તો ખરૂં તેના ચેહરા ઉપર અગાધ દયા, અખુટ પ્રેમ, બેશુમાર મોહબત પ્રગટ જાણતાં હતા.

આપણે ઉપર કહયું તેમ દેવતાઓના ટોળે ટોળાં આકાશ ઉપરથી સ્વર્ગીક સુખ છોડી આ પૃથ્વીના દુઃખના કીચડમાં પોતાના પગો અપવિત્ર વટીક કરી પેલા સતના દર્શન કરવાને ચૂકતા નહી અને હર બાદને તેની પરિક્ષા લેતા. પરંતુ જે મત્તાનું સુનું છે તેને આતશમાં નાખો કે ભઠીમાં ગાળો છતાં તે સુન્નું જ છે. તેમ તે સંતની ગમે તેવી સ્થિતિમાં તે માફ અને સઘળુ ભુલી જતો

આવી તેની દઢતા જોઇ દેવતાઓ અચંસ્ત થયા અને સઘળાઓ પરમપ્રિય પરમેશ્વરના મહાન ભુવન ઉપર સિધારી શીષ નમાવી આ મુજબ અરજી નોધાવી કે પૃથ્વી જે બધી ખુરાઇ, કમ્બખ્તી, દુખ અને સિતમનું સ્થાન છે, તે ઉપર જોકે માણસ જેવું શરીર નાશ પામે એવું રહે છે જેની ભલાઇ જોઇ હમો અચંબામાં આવી ગયા છિએ અને હમો તું પરમ કૃપાળુને અરજ કર્યે છિએ કે તારી અખુટ દયાના ઉભરાથી તે સંતને અદભુત કાર્ય કરી બતાવાની શકિત (Miracles મોજઝ) આપ!"

ઇશ્વરે તેઓની અરજ માન્ય રાખી અને તે સંતને કઇ શકિત જોઇએ છે તેની મરજી પુછવા ફરી તે દેવતાઓ પેલા સંત પાસ ગયા. સંતજી સાદામાદા બેઠા હતા અને ફરી કાં તે "કારાંમાદ તાહેલાઓ" આવ્યા હશે તેથી અજબ થયા. દેવતાઓએ તેની તારીફના બાંણો ઉડાયા અને છેવટે કહયું કે મહાબળા ઇશ્વરે તેને અદભુત કાર્યો કરવાની શકિત આપવા માન્ય કર્યું છે તો કઇ શકિતઓ તને જોઇએ છે તેનું બ્યાન કર સાદામાદા સંતજી ગભરાઈ ગયા અને ડોકું ધુણાવતાં તેવી કંઇ પણ શકિત લેવા નાપાડી દેવતાઓએ તે શકિતઓના મધુર કિર્તન ગાયાં અને જ્યારે સતે કોઇ પણ શકિત ન બતાવી કે તેઓએ તેને પુછયું. "શુ તને સેવા શકિત જોઇએ છે કે જેથી તું બીમાર માણસોને માત્ર હાથ લગાડી સાજાં કરે ?"

"નારે બાપા! તેની ખટપટ કોણ કરે" સંતજીએ કહયું

"ત્યારે તું સેવા ભકિત ચાહે છે જેથી તું ભુલા પડેલા માનવીઓને ભલો માર્ગ દેખાડતો

કા, તેઓનો શાહજાદ બને ?"

"ના તે કાંઇ મારૂં કામ નથી; તે તો તમો દેવતાઓનું કામ છે."

"ત્યારે તું એવો બનવા ચાહે છે કે તારી ફિરજને જોઇ લોકો તારી તરફ ખેંચાઇ આવે ને તું ઇશ્વરની ઇજ્જતને વધારે."

"હું તું કશી નહીં" સંતજીએ લાંબુ ડોકું ધુણાવ્યું "જો લોકો મારી તરફ ખેંચાશે તો ઇશ્વરને ભુલી જશે. ને તેની ઇજ્જત વધારવાની મારી મુરાદ નથી."

"ત્યારે ભલા, તમોને શું જોઇએ છે તે તો કહો !" દેવતાઓ ફિરજ ખોવી દઇ બોલ્યા "મને શું જોઇએ છે ? ઇશ્વરની કૃપા-તેથી વધારે હું મસીન શું માંગી શકું !" સંતજીએ ઉત્તર દીધો.

અને દુઃખી માતાઓને દિલાસો મળતો. પણ તે સઘળાની ખબર સંતને સહજની હતી નહીં. તે તો પોતાનું હમેશનું કામ બજાવતો. લોકો તેથી તે અદ્ભુત શક્તિ માટે અજબ થતાં અને સંત તે માટે સહજ પણ બોલતા નથી, ગરબી વટીક નથી કરતા-તેઓ પણ ખામોશ રહેતા. અને વખત જતાં તેઓ તે સંતનું નામ પણ ભુલી ગયા અને તેને 'પવીત્ર પડછાયો' કહી ઓળખતા.

## ભૂગોળ ને ઇતીહાસ.

ભૂગોળ અને ઇતિહાસ વચ્ચે ગાઢ મા-બાપ જેવો સંબંધ છે. પણ એ સમ્બન્ધ ઘણાજ થોડા શિક્ષકો જાણતા હશે. અને એ બિના પરિક્ષકોના રીપોરટો ઉપરથી જુદી થાય છે. ખાસ કરી ગુજરાતીમાં તો ઇતિહાસ રાજદ્વારી ભૂગોળની મદદ વચ્ચે કાયમજ શીખવાય છે. શિક્ષકો મોટે ભાગે એમજ સમજતા દીસે છે કે બનાવોની તારીખ

In School" નામની ચોપડીનો લખનાર કહે છે કે "ભૂગોળ અને ઇતિહાસ નહીં જુદા પાડી શકાય તેમ જોડાયલા છે. જેમ એક બનાવ માટે માણુસાઇ–કારણુ હોય છે તેમ તે-માં રૂતુ દેશ, હવા, પાણીની અસર પણુ શા મેલ થાય છે. માત્ર બનાવોની વીગત જાણુવી તે કરતાં તે બનાવો ફલાના વખતમાં, દેશમાં જગ્યા ઉપર કાં બન્યા અને તે માટે ભૂગોળ શું ખુલાસો આપે છે તે જાણુવાથી ઇતિહાસની ખરી નેમ સચવાય છે. અને તેમ કરતાં ઇતિહાસનો અભ્યાસ ગોયા છીવતો હોય એમ માલમ પડે છે. એમાંથી પણુ ફાયદો છેકે ચોક્કસ બનાવોની વિગતો છોકરાંઓને માત્ર મોહડે કરવી પડતી નથી પણ તે સમ-જવાથી તેઓ તેને લાંબા વખત વેર યાદ રાખી શકે છે."

તેથી શિક્ષકો માટે અવશ્યનું છે કે ઇતિહા-સના શિક્ષણુ વેળા નકશાઓનો છુટથી ઉપયોગ કરવો. બ્લેક બોર્ડ ઉપર રંગ વડે નકશાઓ તેમજ ચીતરવા દરેક વિધ્યાર્થીએ પણુ પોતાનો નાનોઇતિહાસ ઉઘાડો રાખવો. બને ત્યા સુધી બને ત્યાં સુધી રાજદ્વારી અને પહાડ પર્વત નદીઓ બતાવતા બેઉ નકશાઓ બતાવવા. જેમાં નીચલી બાબદો ઉપર ખાસ ધ્યાનઆપવુ:

(૧) એક દેશમાં પહાડ-પર્વત–નદી નાળાં–કેમ અને કયાં આવ્યા છે.

(૨) (બન્દરો), પુલો અને કિલ્લાઓના ઠેકાણા

(૩) મેદાનો–ખેતરો અને રેતાલ રણોની માહેતી

(૪) તે દેશમાં દાખલ થવાના માર્ગો અને સાધનો.

(૫) પુરાણા અને હાલના શેહરો કયાં આવ્યા છે તેનું જ્ઞાન

(૬) રૂતુ હવા પાણી, ગરમી ઠંડી વરસાદ બતાવનારા ચિન્હો વાપરવાં. કારણુ એક બનાવ માટે એ ચીજો ઘણી અગત્યની છે. તેમજ તેઓ માણુસની ખાસયત–રાજદ્વારી બંધારણુ અને વેપાર ઉપર કેટલી અને કેવી અસર કરે છે તે ઉપરથી જણાય છે. શિક્ષકોએ બાળકો પાસ સહાઇદાર નકશા હાથે દોરાવાની કાળજી કરવી જોઇએ છે અને તેમાં જેટલી સફાઇ વાપરશે તેટલી બેહતર. નકામાં અને નજીવી ચીજોથી તેને ભરવો જોઇએ નહીં. હાલમાં આપણી નિશાળોમાં જે જ્ઞાન અપાય છે તેનાણું અફસોસ કારક નુકશાન કર્તા અને પોપટ–ભરફુ છે. તેમાંથી બાળકોની બુધ્ધિ અને સમજ ખીલવવાની કાળજી લેવામાં આવતી નથી. બાબરે ઇબ્રાહીમ લોદીને ૧૫૩૪માં પાનીપત ખાતે હરાવ્યો— એમ બાળકો જાણે છે. પણુ શિક્ષકોએ કદી કાળજી લઇ વિધ્યાર્થીઓને બતાવ્યું છે કે પાની-પતનું મેદાન કયાં આવ્યું છે બલકે વિધ્યાર્થીઓ જાણે છે કે તે મેદાનનું નામ છે કે દરિયાનું? ક-દી શિક્ષકોએ પોતના વિધ્યાર્થીઓને પુછયું છે કે કાં, તે લડાઇ પાનીપત ખાતે થઇ? ઇબ્રાહીમ લોદી પોતાના મોટાં લશકર છતાં કાં, હારી ગયો? કાં, બાબરે જીત મેળવી? બાબરની જીતથી હિંદુસ્થાનને શું શું ફાયદા થયા અને તે ઉપર કેવી અસર થઇ? જો બાબર ન આવત તો હિન્દુસ્થાનની હાલત કેવી રહત તે ઉપર કોણુ રાજ કરત અને કાં? એવા સવાલોથી બાળકોની બુધ્ધિ અને વિચાર કરવાની શક્તિ ખીલે છે તેમજ દરેક વિધ્યાર્થી ઉલતથી તેમાં ભાગ લે છે અને પોતાના વીચાર જણાવે છે. જે ઘણી વેળા શિક્ષકો પણુ જાણુતા ન હશે? (શિક્ષકોથી ક્ષમા ચાહી લઇશ) એટલુંજ નહીંપણુ તે બનાવ બાળકો સહેલાઇથી યાદ રાખી શકે છે. અને અને તેઓને માટે તે તે જાણે ઇતિહાસનો કલાસ નહીં પણુ વાર્તાની બાબદ થઇ શકશે.

ભીનાબહેર માનેકજી માદન.

## રસ ખેલન.

(હોરીની ધુન)

ખેલાજી ખેલ, હો! ઉછરંગે,
રેલો રસરેલ રસિલાં! ઉમંગે!
રંગણાંગણ આવોજી, રસિકજન!
રસનાં તાન જગાવો.
રસ મસ્તાન બની ખેલનથી,
જગતને પણ ઝુકાવો.
નયને નયન મિલાવો;
નેહના મેહ વરસાવો!
રસ સરિતાના પૂર્ણ પ્રવાહે,
દિલ સાગર છલકાવો.
ધીર અને ગમ્ભીર રસ દેલે,
જીવન વ્હાણ ધપાવો.
બાહૂ બાહૂ મિલાવો;
સાચા બન્ધુ સુહાવો!
શ્વાસભર્યાં જયલય લલકારો;
રસ સજીવન ઉડાવો.
બહુ રંગે એકરંગ જમાવો.
પૂરો રસ રાસ મચાવો.
નટવર! નારાયણ હો!
વીર! એ લલિત જીવન હો!

## વસંત દીક્ષા.

(છન્દ અનુષ્ટુપ, સુર સારંગ)

વસન્તે કોણ એ વ્હાલાં,! બજાવે ગેબી ખંજરી
હસીન હેરતી, વ્હાલાં! ન શું એ આમ્ર મંજરી
વસંતે કોણ એ, વ્હાલાં! રેલે કંકુભર્યાં આંસુડાં
લપ્પાઈ ઝુલતાં, વ્હાલાં! બ શું એ ફૂલ કેસુડાં
વસંતે કોણ એ વ્હાલાં! પુકારે પ્રાણ ચેતન
હસી બોલાવતી, વ્હાલાં! ન શું એ ઘેલી કોકિલ

૨

હસીને હરિયે, વ્હાલાં ! હેરી હેરી હસાવિયે;
હસીને બોલિયે, વ્હાલાં ! બોલી ઘેલાં બનાવિયે.
દેહને તીર્થ, ઓ વ્હાલાં ! દેવશાં સર્વ અર્ચિયે;
ધ્યાને ને કીર્તને, વ્હાલાં ! સેવામાં ભક્ત પાળિયે.
વસતે આમ હો, વ્હાલાં ! ફળીને વ્હાલની કળા,
સ્નેહના ચારતે, વ્હાલાં ! ધન્ય સંસાર વ્હાલિયે.

લલિત.

## બાળ વસંત.

( ભેરવી–મેયતો તોરે દામનવા લગી મહારાજ. એ પદની ધુન )

આવ્યો સખિ આવ્યો આતો બાલ વસંત !
બાલ વસંત એ વહાલ વસંત
દુધ ભરીયે મુખ મોરડયે,
સ્મિતનાં ફાલ્યાં ફુલડિયે
ફોરવવા આ નીર સુગન્ધ
આવ્યો સખિ ! બાલ વસંત
અધ ઉઘડયાં નમણાં નયણે,
ઉજ્વલ રંગી અર્જનિયે,
ઉજાળવા જીવન અનંત !
આવ્યો સખિ ! બાલ વસંત !
કેસરિયા કર કુંપળિયે,
કુમ કુમયાં પદ પાવનિયે
રેલવવા અજબ આનન્દ !
આવ્યો સખિ ! બાલવસ૦ !
રૂમઝુમ રમતાં તરવરતાં,
રડતાંયે રસબસ કરતાં
કિલકિલવા મધુરવ આત્મકુંજ
આવ્યો સખિ ! બાલ વસંત
વ્હાલપનુ વિરાટ વામન
બાલક એ દેવ સનાતન;
ઉધ્ધારવા ભલો ભોળો બ્રજ !

લલિત.

# ગુલામ.

(એક ટુંકી વાર્તા)

લેખક–પંડિત ઉદયચંદ લાલચંદ

પુષ્પો ખીલતાં નથી અને વેલીઓની સુકોમલ કલિકાઓ કરમાઇ રહી છે સમયે મેઘ ધારાઓથી સીંચેલ નથી અને કોઇ ચતુર માળીની દ્રષ્ટિ પણ તે તરફ ગઇ નથી વગર ખીલેલું કુસુમ ગુચ્છ મગન મિજાજ મામે ? અકસ્માત ડુબતા દિવાકરના પીળા કિરણોએ દીપતો–ચમકતો. એક વાદળનો ટુકડો સ્વર્ણ વર્ણો કરી ગયો. પરોપકારી પવને તે છાંટાઓને ખોળી તેને એક કુસુમ–કળી પર લાવી દીધા ભિખારી કુસુમની કોમળ કળી એનો ભાર શી રીતે સહી શકે ભલા ? તે સર્વે વર્ષા બિંદુઓ ખરી ખરી ધરણીપર પડી ગયાં અને કળી પણ કાંઇક ઢીલી થઇ ગઇ

જમુના નદીની વચલી ધારામાં એક નાની પરંતુ ઘણીજ સુંદર નૌકા મંદમંદ પવનની સહાયતાથી ચાલી રહી છે. સામેના મહેલમાંથી અનેક ચંદ્ર મુખી નવયુવતીઓ ગોખે તેને રહ્યાં છે ચાર સૌંદર્યવતી સંગીઓ વાંસળીઓથી હમેશા ગાઇ રહી છે અને એક બેઠેલી લલના નાનકડી સુંદર વીણા વગાડી રહી છે તેની સામેજ એક ભવ્ય પુરુષ બેઠેલો છે અને નિર્નિમેષ દ્રષ્ટિએ વીણાવાદિની તરફ જોઇ રહ્યો છે. વાંચકો ! આ પુરુષ પ્રસિદ્ધ દિલ્હીનો બાદશાહ શાહઆલમ છે અને તે પોતાની ઝીનત મહાલ નામની બેગમ સાથે જલક્રીડા કરે છે સોમ–સૂર્યની લાલિમા ઝીનત મહાલના આરક્ત મુખ મંડલની શોભા વધારે છે નવીન મધુરી બાદશાહ તે અનંદ મંડિત મુખારવિન્દ તરફ સતૃષ્ણ નયનોએ જોઇ રહ્યો છે વારંવાર તેની ઉપર ગર્વ અને લજ્જાનો એવડો રંગ ચડે અને ઉતરે છે એજ કારણથી વીણાનો સ્વર પણ શીઘ્રતાથી ચડે છે અને ઉતરે છે સંગીત તાર ઉપર આરૂઢ થઇ હોતો હોકનો વ્યાકુળ થઇ ભ્રમણ કરી રહ્યો છે કે જેને ક્ષણભર પણ વિશ્રામ નથી

ઝીનત મહાલ બેગમના મુખમંડળ ઉપર પરસેવાના શ્વેત બિંદુઓ પાણીદાર મોતીની માફક ચમકવા લાગ્યા તે જોઇ બાદશાહ વ્યાકુળ થઇ બોલ્યો

"બસ કરો, પ્યારી ઝીનત ! બસ કરો. વાહ ઘણુંજ ઉમદા વગાડ્યું છે સાકી ! એક પ્યાલો શીરાજી શરબતનો ભરી લાવ !"

તરતજ 'જી હુજુર આવ્યો !' એમ બોલતો એક બાળક સામે આવી ઉભો. તેના હાથમાં પાન–પાત્ર હતું તે બાળકની મુખકાંતિ દર્શનીય હતી બરોબર પ્યાલો ભરવા જેવો માગનો હતો. આ તરફ તેના પુષ્પરિવર્ણા ગો જબરીથી તેના મુખ ઉપર પડદો નાંખવા માગતા હતા. તે બાળક એક હાથમાં પ્યાલો લઇ જ્યારે તે કેશ–ગુચ્છને દૂર કરવા લાગ્યો ત્યારે ઝીનત બેગમ અને શાહઆલમ બન્ને ચકિત થઇ તે તરફ જોવા લાગ્યા. કેશ–ગુચ્છ દૂર થઇ ગયો બેગમે એક ઉંડો નિશ્વાસ નાંખ્યો, શાહઆલમના મુખમાંથી પણ એક ઉષ્ણ શ્વાસ નિકળવા જતો હતો પરંતુ તેને રોકી નીકળી

પડયું કે—"બેગમને આપ !" બાળકે બન્ને હાથેથી પાન—પાત્ર બેગમ તરફ ધર્યું. બેગમે તે લઇ તેમાંના પદાર્થનું પાન કરી લીધું.

અમે નથી કહી શકતા કે, તે શરબતે બેગમને કાંઇ તરી (ચિકણાઇ અથવા હુંશીયારી) આપી યા ગમી; હૃદય સ્પદન કાંઇ વધ્યું. એટલું તો અવશ્ય થયું. શાહઆલમે ઝુકીને કહ્યું—' એક **બીજો** ! બાળક વિચિત્ર ગતિ· પાછો વળ્યો અને થોડીજ વારમાં બીજો પ્યાલો લઇ હાજર થયો. તે પ્યાલો ખાલી કરી શાહઆલમે હાથ કાંઇક આગળ વધારી તે બાળકને ઉદ્દેશી બોલ્યો. " કાદર ! જરા આંગળીઓના ટચકા તો ફોડ ?" હુકમ થતાંજ તે બાળક અદબથી સામે બેસી ગયો અને આંગળીઓના ટચકા ફોડવા લાગ્યો.

દિલ્લીપતિ શાહ આલમ બાદશાહની આંગળીઓ, તે કોમળ બાળ રવિકર સમાન કરસ્પર્શથી ખીલતી કળીઓની જેમ કટકટ કરવા લાગી. બાળકની દૃષ્ટિ નીલવર્ણમય આકાશમાં ચમકતા તારા તરફ હતી એકાએક બાદશાહે કહ્યું—" મીના ખ્વાન્નસરાને અમારો હુકમ સંભળાવજે કે, આ કાદરને તે ખાસ પોતાની હજુરમાં રાખી તાલીમ આપે અને આને ખ્વાન્નસરાને સોંપી દેજે !"

હલેસાં મારનારી એક સ્ત્રી નીચે નમી અને બોલી—" બહુત અચ્છા હુજુર " !

* × × × *

ઉપર કહેલા બનેલા બનાવને ઘણોજ સમય થઇ ગયો છે. તે દરમિઆન ગુલામ કાદર હવે ઘણો સારો ગભરૂ જવાન જણાવા લાગ્યો. તેના ઉંચા સ્કંધો માંસથી ભરેલા લાંબા અને વિશાળ હાથો, પહોળી છાતીએ ઘણાંજ સોહામણાં થઇ ગયાં છે. પરંતુ અફસોસ ! કે તે 'એક જુવાન છે.' એમ કોણ કહી શકે ? ઇશ્વરીય નિયમના વિરૂધ્ધ તેનું પુરૂષપણું છુટી લેવાયું છે. વાંચકો ! એટલા માંજ સમજી જાઓ. !

કાદર એ શાહ આલમ બાદશાહનો પ્યારો ગુલામ છે. જનાના ખાનાની સઘળી સત્તા તેની પાસે છે. તેની તતુડી વાગી રહી છે તે પણ ક્યાં ? શાહેનશાહી નૌબત ખાનાની અંદર !

દીવાને આમમાં ઘણીજ સારી શોભા છે. આજે કોઇ મોટો દરબાર ભરાવાનો છે. સર્વે ન્યધાધિકારી, મુત્સદીઓ પોતાની યોગ્યતાનુસાર વસ્ત્રા ભુષણ ધારણ કરી પોત પોતાની જગ્યાને શોભાવા લાગ્યા. બાદશાહ શાહ આલમ પણ પોતાના તખ્ત ઉપર આવી વિરાજમાન થઇ ગયો.

આજે બાદશાહનો જન્મ દીવસ હોવાથી તેની તુલા થવાનો દરબાર છે. થોડાજ સમયમાં તે ક્રિયા પુરી થઇ ત્યાર બાદ બાદશાહે કેટલાકોનાં મનસબ વધાર્યા, કેટલાકોને ઇનામ આપ્યા કોઇને સારાં શસ્ત્રો આપ્યા કોઇની પદવીઓ વધારી આપવામાં આવી, કોઇનો પગાર વધારવામાં આવ્યો. એટલું કર્યા છતાં બાદશાહને તૃપ્તિ થઇ નહીં એમ જણાતું હતું. તેની નજર કોઇકણી જાતેજ શોધે છે. તે ઇશારા કરી રહી છે કે તેજ ઇશારાએ કામ પુરું થઇ જાય. જીભને બોલવાની તસ્દી ન લેવી પડે. પણ કરે શું ! તે પ્રમાણે એટલે ફક્ત ઇશારાથી કામ પુરૂ થયું નહીં. બાદશાહે એક તરફ જોઇ કહયું—" ગુલામ કાદર !"

કાદર પોતાના ઓરડામાં કપડા પહેરી તૈયાર છે. ફક્ત કમર બંદમાં એક કટાર બાંધવી બાકી છે. જે બાદશાહે ખુશ થઇ તેને આપીછે. કટાર બાંધી એકવાર મોટા આરિસામાં મુખ જોવાની મુરાદે તે તેતરફ ગયો. દર્પણની સામે ઉભા રહી તેણે એક અજબ જેવું સ્વરૂપ જોયું ! પણ તે સુંદર સ્વરૂપ કોનું ? પોતાનું જા ખરેખર કાદરની દૃષ્ટિ દર્પણમાં પડેલા પોતાના પ્રતિબિંબની દૃષ્ટિ પોતાની આંખો ઉપરથી ખસતી નથી. મુખની મોહિનીની માયામાં તે મુગ્ધ બની પોતાનું રૂપ અને ખુબસુરતી જોઇ રહ્યો છે.

: એક શુરવીર અને રૂપવાન પુરૂષને છાજતું તેનું મુખમંડળ જુવાનીના સૂર્યના તાપે તપી રહ્યું છે. બન્ને ભરેલા માંસલગાલો ખુશીથી વારંવાર લાલ અને ગુલાબી થઇ આવે છે. બન્ને આંખો હસી રહી છે. સર્વ સૃષ્ટિ સુંદર સ્વરૂપ ધારણ કરી તેની સામે ખીલી રહી છે. એટલામાં એક ચોપદારે આવી કહ્યું—"જહાંપના દરબારમાં તમને યાદ કરે છે."

કાદર ચમક્યો, તેનો આનંદ રંગ ઉતરી ગયો. ચોબદારની વાત સાંભળી તેના ધ્યાનમાં આવ્યું કે, પોતાનું રૂપ અને ગબરૂ જેવી જુવાની એ બન્ને કંઇ કામના નથી. પોતાની સઘળી દૌલત જબરદસ્તીએ લુંટી લેવાઇ છે. તેને પોતાની જીંદગી અકારી થઇ પડી. નિર્મળ આકાશમાં કાળાં વાદળાંએ ચઢી આવ્યા. કાદરનો જીવ તડફડવા લાગ્યો, તે વ્યાકુળ થઇ ગયો. તેને એકદમ કાય ફોડી નાંખવાનું મન થયું. પરંતુ તે ચુપ રહ્યો. એક પલકમાં બધી ખુશી—ખુરમીની ધુળધાણી થઇ ગઇ. જીંદગી આકરી થઇ પડી. આપસ આપસમાં દાંત ઘસાવા લાગ્યા. કટાર કમરબંદમાંથી નિકળવા લાગી. થોડી વારે કાદર કાંઇ શાંત થયો. કાંઇ વિચાર કરી ધીમે ધીમે તે દરબાર તરફ આવ્યો. બાદશાહની સામે હાજર થઇ અદબથી કુનિંશ બજાવી, તેને જોઇ બાદશાહ શાહઆલમ બોલ્યો.

"કાદર! એટલો વખત કયાં હતો?"

"જહાંપનાહ! ગુલામનો કસુર માફ કરો."

'કસુર કેવો કાદર?' શાહે હસીને કહ્યું.

'હજુર! વાર થઇ.'

"ઠીક તો તેની સજા કરવામાં આવેછે."

"પરંતુ હજુર મારી એક અરજ છે." કાદરે અદબથી કહ્યું.

'તે શું?'

"કેટલાક દિવસો સુધી મને દિલ્લીમાંથી કાઢી મુકો! એજ સજા મને કરશો."

"તે તો ઘણીજ કડક સજા કહેવાય હું તને એક ઇનામની સજા આપવા ચાહું છું કે જે હમેશને માટે યાદગાર તરીકે તારી પાસે રહે અને તું ફરી એવી કસુર કરે નહી" શાહે રહેમ તથા પ્યારથી કહ્યું.

"હજુર! ઇનામમાં ફક્ત મને રજા મળે કે જેથી હું મારા વૃધ્ધ અને બુઝર્ગ માતા પિતાની ખીદમત કરી શકું." કાદરે હાથ જોડી કહ્યું.

"તેની ખીદમતને માટે તો મારી આપેલ જાગીર બસ છે અને તે સહારનપુર જીલ્લામાં સુખેથી પોતાની જીંદગી ગુજારે છે" શાહે ચમકી કહ્યું.

કાદર બોલ્યો—

'પણ એક ફરજંદ તરીકે મારી પણ ફરજ છે ને?' "ઠીક. ત્યારે તને તારી મરજી મુજબ રજા આપવામાં આવે છે અને એક યાદગાર તરીકે તને એક હજારીનો મનસબ બક્ષવામાં આવે છે કે જેથી તું ત્યાંથી પાછો ફરવામાં વાર ન લગાડે." કાંઇ વિચાર કરી શાહે કહ્યું.

દરબારમાંના લોકોએ "કરામાત. હજુરકા એક બાલ ઔર બુલંદ હો!" એવી ગર્જના કરી કાદિરની મરજી ન છતાં તે ઉપરની ગર્જનામાં શામેલ થઇ પોતાની મરજી ન છતાં પણ પોતાના દિલની ખુશી જાહેર કરવાની કોશેશ કરતો હતો.

× + ×

હિંદુસ્થાનના ઝલકતા હીરા તરીકે પ્રસિદ્ધ થયેલ છત્રપતિમહારાજ શિવાજીએ જે કોશેશ કરી તેનો લાભ મરાઠાઓને ઘણો સારો મળ્યો. જ્યાં સુધી મરાઠાએ શિવાજીના પગલે ચાલ્યા ત્યાંસુધી વિજય પામતા ગયા.

આ સમયમાં આખા હિન્દુસ્થાનમાં કહો કે, શાહઆલમ પાદશાહના દરબારમાં સિંધીયાની સત્તા પુર જોશમાં હતી. સિંધીયાની સમશેરના બળથી બધી સત્તા તેના હાથમાં હતી અને શાહઆલમ બાદશાહ ફક્ત નામ માત્રનો સિહાસને બિરાજમાન થયેલો હતો. દરબારમાં સિંધી-

યાની સત્તા એટલી તો જબરદસ્ત હતી કે બાદશાહ સલામત તેની મંજુરી વિના જરા પણ આમ તેમ ખસી શકતો નહીં. સિંધીઆ દિલ્હીનો અને બાદશાહ-બાદશાહીનો મુખ્ય રક્ષક હતો કારણકે શાહઆલમનું મોગલાઇ ખુન સાવ ઠંડુ થઇ ચુકયું હતું.

સિંધીયા આપસ આપસની તકરારનો અંત લાવવા દક્ષિણમાં ચાલ્યો ગયો છે. તેની પાછળ મનસુર નામનો રાજદ્વારી પુરૂષ બાદશાહનો મુખ્ય સહાય અને સલાહકારક છે. તે શાહ આલમનો ખરેખરો પુરો ખેર ખ્વાહ છતાં પણ હિન્દુ સિંધીયાની પ્રધાનતા અને જાહોજલાલીથી અંતરમાં-મનમાંને મનમાં બળ્યા કરે છે.

એ સમયમાં અંતરથી અજીજ઼ો કાદર વિદેહી તરીકેનો ઝુંડો હાથમા ઉઠાવી રોહિલાઓની સાથે દિલ્હી ઉપર ચઢી આવ્યો તે દિલ્હીની પેલી તરફ છાવણી નાંખી પડયો છે. કાદરને દિલોજાનથી મદદ કરવા મનસુર તૈયાર છે. એક વખત વજીર હાથમાં આવતાં ચાલી ગઇ હતી પણ હવે મનસુર ની ઇચ્છા એવી છે કે જરૂર અને નકકી વજીરી મારે લેવી.

* × × × *

દિલ્હીનો શહેનશાહ શાહ આલમ પોતાના સંગે મરના ચળકતા પત્થરોથી બાંધેલા શાહી દિવાનખાનામાં ગાદી ઉપર અઢેલાઇ પડયો હતો. સામેજ અદબથી બે હાથ જોડી મનસુર ઉભો હતો. શાહ આલમે કડક અવાજથી મનસુરને પુછયું.

કેમ મનસુર ! શું ગુલામ કાદર ખરેખર દિલ્હીપર હુમલો કરી તખ્ત અને તાજ છીનવી લેવા માગે છે. શું તેને મેં એ માટેજ આટલે મોટે દરજ્જે પહોંચાડયો ! શું ને બધી મહેરબાનીનો આખેરજ ખરા નતીજો છે ? બોલ, મનસુર ! બોલ અને મને સાફ સાફ કહે અયકાનાદ"

" જહાંપનાહ ! તે તો ગુલામ છે. તે તો ફકત હજુરની કદમ બોસી માટેજ આવ્યો છે. અરજ એજ છે કે, અમારા મુરબ્બી શહેનશાહ હિંદુ-એક કાફરનાં હાથમાં એક પુતલાની જેમ ન રહે. જો હજુર હુકમ આપે તો શું આ ફિદવી તે કામ ન કરી શકે કે ?"

" મનસુર ! એનો અર્થ શું ?"

બન્દે પરવર ! તે દિલ્લીની વજીરી માટે ગુજારીશ કરે છે અને ગુલામીમાં હાજર થવા માગે છે. તેને સિંધીયાથી દુઃખ થાય છે અને હજુર તો સિંધીયાના મહેરબાન-મુરબ્બી છે."

"હા, મનસુર તેને અમે બચપણથી પાળ્યો છે અને એ ઓધ્ધાને લાયકનો બનાવ્યો છે."

"અને તે તમો પોતેજ ગરજથી જે કામેલ નફરત ( એટલે નફરત કરવાને યોગ્ય) દુનિયાના કોઇ પણ કામનો ન રાખ્યો જેથી તેના દિલમાં આમના સોલાઓ પેદા થયેલ છે." આ શબ્દો મનસુર પોતાના મનમાને મનમાંજ બોલ્યો તેને ચુપ થયેલો જોઇ શાહે કહ્યું.

બોલ, મનસુર ! શું તે કરેલા ઉપકાર, અહેસાનને ભુલી જનાર છે? તેં કહેછે તેમ છે તો ગુલામને ખીદમતમાં પાછો બોલાવવામાં આવે."

"તેને વજીરી આપવામાં મને કાંઇ હરકત નથી પણ તે બરાબર સંભાળી કે ચલાવી શકશે ! જો તે નહી સંભાળી શકે તો તેનું કરેલું તેજ ભોગવશે ? અને સિંધીયા તેની સાથે પોતેજ સમજી લેશે."

"હા. સિંધીયાને કહી દેવામાં આવશે કે-લાચારીથી તેને વજીરાત આપવામાં આવી છે. તમે હાજર હતા નહી અને જબર દસ્તીએ તેણે આ કામ હાથમાં લીધું છે."

" શહેનશાહે વાલા ! એથી મુસલમાન કોમ પણ ખુશ થશે. તેને આવવાનો હુકમ મોકલી આપવામા આવે ?"

" ઘણું સારું તેમ કરો."

મોગલ શહેનશાહનના પાયતખત દિલ્હી શહેરપર અને તેના જબરદસ્ત કિલ્લા પર આજે ગુલામ કાદરની સત્તા ગાજી રહી છે. બાદશાહના જુના અને વફાદાર સેવકોના અધિકારો ખુંચવી લેવામાં આવ્યા છે. રોહિલા લોકો કિલ્લાપર અને તેની આજુબાજુ સખત અને કરડી ચોકી કરી રહ્યા છે. બેવફા–નિમકહલાલ ગુલામ કાદર શહેનશાહી વૈભવશાળી ચીજો લુંટી રહ્યો છે. બિચારી બેગમો અપમાનના ભયથી પોતાના આભૂષણ શરીરપરથી ઉતારી, પેટીઓમાંથી કાઢીને જુલમી જાલમ કાદરના રોહિલા લોકોને આપી રહી છે. અત્યાચાર–જુલમનું માપ હજુ પુરી થઇ નથી અને પાપનો ઘડો પુરેપુરો ભરાયો નથી. દિવાને–ખાસમાં બાદશાહ શાહઆલમ સિંહાસન ઉપર બેઠો છે અને ગુલામ કાદર રોહિલા લોકોની સાથે તેને ઘેરી ઉભો છે. એવી પરિસ્થિતિમાં શાહ બોલ્યો—

"ગુલામ કાદર ! હવે બસ કર. મારી દશાપર રહેમ કર ! મારી બેગમો પાસે જે કાંઇ જર–જવાહીર હતું તે તો તેં લઇ લીધું છે છતાં મને હવે હેરાન પરેશાન શા માટે કરે છે !"

તમે તમારો છુપો ખજાનો બતાવી ... એમાંજ સાર છે." નીચ ગુલામે કહ્યું.

"હા હા બતાવી દો. અમારે માટે "પણ કાંઇ જોઇએ કે નહીં." ઉભેલા રોહિલાઓમાંના એકે કહ્યું. "કાદર ! મારી પાસે હવે કાંઇ નથી.મને તું શા માટે સતાવે છે." બાદશાહે કરગરીને કહ્યું. "મને બીક લાગે છે કે—વાંકી આંગળી વિના ઘી નિકળશે નહીં" કાદરે કહ્યું.

"મેં તને એટલી લાયકાતે ચઢાવ્યો તે આવી રીતે મારી બેઇજ્જતી કરવા કે ?"

"તમારા કરેલાં કાર્ય માટે એટલી સજા બસ નથી અરે શાહ! તમે નથી જોઇ શકતા કે મારા દિલમાં બદલાની આગ બળી રહી છે. તમે મને ક્યાં દુનિયાના કામને લાયકનો રાખ્યો છે ? હાય રે મારું કરવુ સર્વ નકામું જે મારી જીંદગીનું નુર તમે લુટી લીધું છે મારી મરદ તરીકેની જીંદગી તમામ તમેં ઝુંટવી લીધી છે. બદલો એટે છે કે હું તમારો શરીરના કટકે કટકા કરી ચાલી નાંખું કે ગીધ કાગડા સમળીઓ વગેરે પક્ષીઓને તમારા ગોસ્તની મિજબાની આપું" ક્રોધમાંને ક્રોધમાં પાછલી વાત કંઇ ભારી કાદરે કહ્યું.

"કાદર, હું મારી ભુલ કબુલ કરું છું. તે તું માફ કર યા તો તારે હાથેજ મારી કતલ કરી કામ તમામ કરી નાંખ પણ આવી બેઇજ્જતી ન કર !" શાહે કંટાળીને કહ્યું.

તેમજ કરવામાં આવશે પણ તમે તમારો છુપો ખજાનો કયા છે ? તે બતાવો.

"મારી પાસે કાંઇ નથી"

"જો એમજ છે તો ચાલો ઝટ તખ્ત ઉપરથી નીચે ઉતરી આવો ! વાર ન લગાડો !"

"કાદર ? હું લાંજ બેઠો છું કે જ્યાં બેસીને હું તને હુકમ કરતો હતો અને ઇનામો આપતો હતો. આવ, તું પોતેજ અહીં આવી મારું કામ ખતમ કરી દે !"

"તેમજ કરીશ" એ શબ્દો બોલી તે તખ્ત તરફ વળ્યો. ખુઓર્ગ બાદશાહને પોતાના માલિકને નિમકહરામ ગુલામ તખ્ત ઉપરથી નીચે ખેંચી લાવ્યો એકદમ બાદશાહને જમીન ઉપર પછાડી પોતે તેની છાતી ઉપર ચડી બેઠો અને ખંજરની અણી તેના કલેજે અડાડી બોલ્યો.

"હવે પણ છુપો ખજાનો બતાવી દે કે જેથી જાન જીંદગી સલામત રીતે બચી શકે ?"

નીચતાની હદ ઓળંગી કાદરે કહ્યું મને એવી બેઇજ્જતીની જીંદગીની જરૂર નથી હવે તું તારી નીચતા જગતને બતાવ અને આ કાતિલ ખંજર છાતીની આરપાર કરી દે.

"પણ એથી શું થશે જો તું ... મરી

# Pam-ala




## પામ આલા

### મેલેરયા, તાઢચોતાવ તથા તાવનો

### ચુનંદો ઉપાય,

સન્તાવાર જણાયું છે કે મેલેરયા નો ફેલાવો મચ્છરો કરે છે અને સઘળા રોગો થી મરતાં લોકોની સામટી સંખ્યા કરતાં આ રોગથી મરતાં માણસની સંખ્યા વધુ છે.

તેનું ઝેર પેવસ થઇ જાય તે પહેલા અટકાવો.

*પામ—આલાજ*
તેમ કરશે.

રાયપુરથી મી॰ જયોરજ. કે. ગીલ્ડર લખે છે.
બાસ્ટરનાં જંગલમાંથી મુસાફરી કરતાં મારી વાઈફ મેલેરયાથી
પટકાઇ પણ *પામ—આલા* ના ત્રણ ડાઝમાં તેણી
હુંશ્યાર થઈ અને બોખાર આવી નહિ. કવીનીન
કરતાં એ સરસ છે.

સઘળા ગાંધીઓ ને ત્યાંથી નાની મોટી બાટલીમાં મળશે.

હરજી મુલજી એન્ડકો.
તથા
મી॰ છગનલાલ ફુનાથદાસ,
જુમા મસજીદ પોષ્ટ ઓફીસ આગળ.
} મુંબઈના એજન્ટો

નીરોગ અને તેજસ્વી બાળકો—
એ દુનિયાનું ખરૂ સુખ અને
ઘરની ખરી શોભા છે.

એટલું તો નિર્વિવાદ છે કે-સારાં-સુંદર-તંદુરસ્ત અને તેજસ્વી-બાળકોની દરેકને ઇચ્છા હોય છે. જો તમારૂં બાળક કોઈપણ કારણથી નબળું રહેતું હોય તો—

અમારી **બાળામૃત** ગોળીઓ.

આ દવા ખરેખર રીતે બાળકોને માટે અમૃત સમાન છે. સુકી લાકડી જેવાં અને તેજહીન હાડપિંજર જેવાં થયેલાં બાળકોને હૃષ્ટ પુષ્ટ અને કાંતિવાન બનાવવામાં આ દવા અત્યુત્તમ છે— વાપરો !

(કિં. ૧ ડબીનો રૂ. ૧)

સર્ટીફીકેટ-

તમારી દવાથી હું ઘણોજ ખુશી થયો છું. મારો છોરો કે જે મા હાડપિંજર હતો તેનો દેખાવ પખવાડીયું થયું તેનું મે હું જે આગળ વાસ મારતું હતું—તે હવે કમળ જેવું સ્વચ્છ થયું છે! હું મારા ખરા અંતઃકરણથી તમારી દવા 'બાળામૃત' ને એક ઇશ્વર તરફની 'બક્ષીસ તરીકે વખાણું છું' હું માનું છું કે—આ દુનિયામાં મારા દીકરાને હવે તે નાશકારક રોગ ફરી લાગુ પડશે નહીં. વ્હાલા સાહેબ ! તમારી ચમત્કારિક દવાઓની મેં મારા મિત્રોને ભલામણ કરી છે.

સફન્ડ ડીવીઝન લાઇન નં. ૭ — હું છું સાહેબ આપનો નિમકહલાલ,
ઓટ શુલે ડોર નં. ૧૧—બેંગલોર. — જે. એ બર્નાડ,

વૈદ્ય શાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
જામનગર—કાઠિયાવાડ.

એજન્ટ–ઉત્તમરામ ઉમેદરામ
રેશમવાળા—ઝાંપા બજાર.

# દુ:ખીઓનો દોસ્ત.

ભલા આ કાંઈ લેભાગુ ઉપાયો સમજશો નહિ મોટા અનુભવ અને ઉત્તમ વૈદક.જ્ઞાનના આ રામબાણ ઉપાયોછે, એકવાર જરૂર જમાવશો.

### સફેદ કોઢ ને રગતપીત

આ દીનપસ્તી ભરેલી બીમારામાં જે કમન સીબ મરદ યા ઓરત સપડાયાં હોયે અને જેઓએ બીમારી લાઇલાજ સમજી પોતાની જીંદગી ધુળમ ળેલી સમજી હોય તેઓને હવે નવી ખુશી અને જીંદગીની આશા પેદા કરી આપનારી એકા એકજ ચમતકારીક દવા મારી વરસોની થકવી નાખનારી મહેનત અને ચાલુ કોશીશ અને મોટા ખરચથી "નેહમ"ઃ નુસકાઓ હાસીલ થાય છે. એવા તો ચમતકારીક છે કે આવી વીકટ બીમારીઓ કે જેને લાઇલાજ સમજી ગઇ છે તેને માત્ર ત્રણ દીવસમાંજ અસર કરી શકે છે અને પછીથી ૨૦ દીવસમાં તો જાણે કોહોડ થયોજ ન હોય તેવી રીતે ડાધે નાબુદ થઇ જાય છે.

એજ મુજબ રકતપીતની બીમારી પણ એટલીજ. ટુંક મુદતમા સમુલગી જતી રહે છે પછી તે ગમે તેવી પુરાંણી અને ગમે તેટલી હાદે સુધી નહીં પુગી ગઇ હોયે—

વળી એ દવાની ખુબી એવી છે કે તે લગ ણમાં યા ખાવામાં કશીપણ રીતની અડચણ કે કડાકુટ જેવું નથી.માત્ર એકથી ૨ ટીપ ખાવાની અને એટલાંજ ટીપાં રોજ ડાઘો ઉપર લગાવાની છે. તેમજ વળી કાંઇ કરીપ રહેજ જેવું પણ નથી.

એ દવાઓ એટલી બધી તો અસરકારક અને ખાત્રી પુરવક છે કે દવાઓની કીંમતનો એક ભાગ થોડો લઇ બાકીનો ભાગ બીમાર સારો થવાં પછી લેવાને માટે તૈયાર છીએ મહેરબાની કરી બીમારોએ નીચલે સરનામે પોતાના બીમારીનો પુરતી વિગત ઉપર કેટલા વખતની બીમારી છે, કોણ કોણનાં ઇલાજ કીધા છે. તે સરવ વીગત લખી જણાવવી. કોહોડના બીમારે ડાઘ ક્યાંના છે અને કેટલા કેટલા મોહટા છે તે જરૂર લખવા તૈયાર ઉપરાંત નોચલી અકસીર દવાઓ હાલમાં કબુક થઇ છે—માત્ર એકજ વખત મંગાવીને ખાત્રી કરશો તો માલમ પડશે એ દવાઓ ખાલી અને તીહારી નથી પણ ખરેખરી ફાયદા કારક એકેએક અકસીર દવાઓ છે. અને એની કીમતની એકેએક પાઇ પાઇ વસુલ કરી આપનારી છેઃ—

**રોગને ઇતેખાબ**—આ એક અકસીર તેલ છે એ તેલની માલીસથી પેરા લેસીસ જેવી વીકટ બીમારી થોડાજ દીવસમાં નાબુદ થઇ જાય છે.

એજ તેલથી ગમે તેવું ક્રોનીક રૂમેટીઝમાં પણ જડમુળથી જતું રહે છે-કીંમત શીશી૧)ના રૂ.૧૫.

**સુરમો-નંબર ૧.)**—આ સુરમો ગમ તેવું જુનું અને સખત આંખનું જાળું-ફુલું થોડાજ દીવસમાં કાપીને ઇનસાનને નવી રોશની અને નવી જીંદગી બક્ષે છે-કીમત ૧) તોલાની શીશીના રૂપીઆ ૬

**સુરમો નંબર ૨)** આ સુરમાંથી રાત અંધ ળાપણું માત્ર ૮ ) દીવસમાં દુર થઇ જાય છે, અને ફરી પણ થતું નથી—કીમત શીશીના રૂ. ૫

**સુરમો નંબર )** આ સુરમો હરેક માણસને હંમેશનો ઉપયોગી છે. એનાથી આંખની બીનાઇ છે-કીમત શીશીના રૂ. ૨

**સુરમો નંબર**-આ સુરમો પણ નંબર ૩ ) ના જેવોજ છે. પણ એની કીમત ઓછી ફેર છે. કે જેથા દરકશ અને નાચક એનો ઉપયોગ કરી ફાયદા ઉઠાવી શકે—કીમત તોલાનો રૂ. ૧

# (સેમેફર) સીગનલવોચ કંપની.

..દાદીશેઠ અગીઆરી લેન બી રોડ–મુંબઈ.

આ કંપનીના પહેલી ક્વોલીટીનાં ઘડયાળો વીસ વરસે પણ નવાં જેવાં દેખાય છે. ઘણું લાંબે વખતેજ થોડીક સેકંડનો ફેર માલૂમ પડે છે. કારણ ખરાં કમપેનસેનીગ બેલન્સ



હોવાથી હવાના ફેરફાર સામે રક્ષણ કરે છે. હિંદુસ્થાનની ખધિ રેલવેના કામારોમાં આ ઘડયાલો ઘણાં જાણીતા છે. રેલવે શીમ ખાતરી લાયક તપા

તપાલાં રૂ. ૧૭–૮. દઝન નથી ઓછાં વી. પી. કરવામાં નહીં

**હમારી કંપની થોડે વાજબી નફે સંતોષ પામતી હોવાથી જે હમારા ઘડીયાલો** સસના છે હમારા વપારી ભાવો દરેકને અનુસરતા છે. સઘળા વેપારી ઓપાસેથી મળી શકશે.

**રોમને જાસ** આ તેલ માથાની ઉ'દરીને સદંતર દુર કરી નાખે છે. અને ઉ'દરીના શાખપડવા દેતું'નથી એકપરાંત ફુક્ષા ફુ'નસી વીગેરે ઉપર બહુજ અકસીર છે. કીમત ૫) તોલાની શીશીનાં રૂ. ૧1)

**રોગને ખરાબ આવો**—આ તેલ માથાને બહુજ ઠ'ડક આપનાર' તથા ભેજાને કુવત બક્ષનાર છે; એનાથી જે માણુસને બરાબર ઊંઘ નહી આતી હોય તેને ઊંઘ આવે છે, અને માથાનો ભારે દુર કરે છે—કીમત શીશીના રૂ. ૨)

**રોગને બાવા સીર**—આ તેલ હરસ મસા વાટે બહુજ અકસીર છે; એ તેલથી એ બીમારને તરતજ રાહત અને આરામ થયા છે કીમત શીશી ૧ ની રૂ. ૨)

**સફુફ નવરત્ન**—આ પાવડરથી બુખાર દુર થાય છે. ખાંસીને ફાયદો કરે છે. કબજીઆત દુર કરે છે. લોહી સુધારે છે. ભુખ વધારે છે. પેટમાં થતે કરમ બહાર કાઢે છે. બચ્ચાં જુવાન અને ઉમરે પુગેલા સર્વે મરદ ઓરતને માટે ફાયદાંમ'દ છે. કીમત દસ તોલની દાબડીનો રૂ. ૧.]

**સફુફ અકશીર ઉલ-દાથ**—આ એક પાઉડર છે. અને તે માત્ર-પાણીમાં મેળવાથી ગમે લાલદરાઝ પછી તે જુની યા નવી હોય કાળી યા તેવી હોય તેને માત્ર ચાર દીવસમાં ઉખેડી કાઢી દરદીને તુરતજ રાહત અને આરામ બક્ષે છે કી. શીશી ૧ નાં રૂ. ના

**હુબ્બ અકશીર ઉલહાઝમાં**—આ ગોળીઓ ખોરાક હજમ કરવા માટે-પાચન શક્ત વધારવા માટે-ભુખ વધારવા માટે બહુજ અકસીર કીમત ૪૦ ગોળીઓની શીશીના-રૂ. ના)

**પારાની ગોળીઓ**—પારાની ગોળીઓ બનવી એક માંજેજા સમાન છે અને તદન એકલા પાકાની ગોળીઓ આજ સુધી બનવા પામી નથી. ઇશ્વરની કુદરત ન્યારી કારખાનમાં કીરતારે મોટી આયસ્ત રાખી છે તે ખુદીઓનાં પ્રતાપથીજ આ કમતરીને એકલા પારાની ગોળીઓ બનાવવામાં ફતેહ મેલવવી છે. એ ગોલીઓ કેવી ઉપયોગી અને કેટલી કીમતી છે. તે તો જગજાહેર છે એટલે તેનુ તુલાતપીલ બ્યાંન કરવાની કાંઇ જરૂરત નથી. માત્ર એકજ ગોલી મ'ગાવો જે તમને અને તમારા કબીલાને હમેશ કામ આવશે અને ખુદ ખાત્રી કરી લ્યો. **કીમત ગોળીના રૂ. ( ૧૦**

**એનીમલ્સ ફ્રેન્ડ— એક** નામેત દવા છે, જે બાપડે મુગે મહોડેનાં વાચા વગરપી કુલ જાનવરો માટે આશીવાદ સમાન છે,

ગાય, બળદ, ભે'સ કુતરાં બીલાડાં યા કોઇ પણ જાનવરને ખુજલી થઇ હોય જખમ પડયો હોય ચીમડી થતી હોય યા ચામડીનો એવાજ બીજો કોઇ રોગ' થયા હોય તો આ તેલથી માત્ર ૪) દીવસમાંજ શાફ દો થાય છે 'ખુજલી વીગેરે નાબુદ થઇ ઉડી ગયલ બાલો પાછા આવે છે. કીમત બાટલી ૧) નો રૂ. ૧

**હોરસ કન્ડીશન પાવડર**—આ દેશી બનાવટનો ઘોડાઓ માટે મસાલો છે-એ મસાલાથી ઘોડાને ભુખમાં વધારો થાય છે-પાણી બરાબર પીએ છે-પેટ આવતા હોય તો તે બંધ થાય છે—અગર કબજીયાત હોય તો તે દુર થાય છે અને ઘોડાનુ' બદન ખુલી તૈયાર થાય છે—

**કીમત ૧ રતલી દાબડાનો રૂ. ૦။**

એ ઉપરાંત દરેક જાતનાં હર કીમતનાં દેશી અત્તરો-સુગ'ધી તેલો પણ હર વખત સ્ટોકમાં તૈયાર રહે છે. એક વખત મ'ગાવવાથી માલ અને કીમતની ખાત્રી થશે.

દરેક જાતના મુરબ્બાઓ ચટણીઓ જાત જાતનાં તઇયાર છે-બહુજ કીફાયત ભાવ અને ઉંચ માલની ખાત્રી આપવામાં આવે છે—

હરેક કીસમના બીમારો પોતાનો હાલ હમેરા પર લખશે તો તેઓ માટે ઘટતીજ દવાઓ તજવીજ કરાવી હમો પોતે પુરતી વગત અને સમજ સાથ મોકલી આપીશુ'—

ગરીબ માણુસો પાસે હમારી દવાઓની કીમતમાં ખાસ છુટથી કામ લઇશુ'—

વેપારીઓ અને જથ્થાબ'ધ માલ મ'ગાવનારને સારૂં ડીસકાઉંટ આપશુ'.

મોહટાં શેહેરમાં હમારી દવાઓ માટે વરકી'ગ એજ'ન્ટોની જરૂરત છે—

કાગજપત્ર નીચલે સરનામે કરવો.—

**એમ. ડી. બલસારા.**

**મેનેજીંગ પ્રોપ્રાયટર**

**એમ ડી. બલસારા એન્ડ કુ૦**

કુચા હાજી—દીલ્હી

તારનું સરનામું 'ચુનાની' દીલ્હી

# ગુલશન.

# Gulshan.

 જુલાઇ ૧૯૨૫  અંક ૭.

સાંકળ્યુ.



# એક નમુનેદાર પારસી સહાસ.



## ડી૦ પદમજી પેપર મીલ્સ.

આ અદના કટારોમાં બનતાં સુધી ધંધાદારીઓની તપાસ બહુ ઓછીજ લેવામાં આવે છે. હાલીમવાલીને પકડી તાણી તોડી બહાર પાડવા હમોને ગમતું નથી પણ લાયકની લાયક કદર બુજવા હમો કદી પણ કચાસ રાખતા નથી અને આ કારણે આજના અંકમાં ઉપલા ધીકતા સહાસની ઓળખ હમો હમારા વાંચકોને કરાવવાની જરૂર જોઇએ છીએ.

મરહુમ દોરાબજી પદમજીનુ નામ પારસીઓમાં મશહુર છે. પારસી કિર્તીને વધારનારા જાણીતા પારસીઓમાંના એક મરહુમ હતા. પદમજી નામ પુના અને મુબઇ ખાતે એક ઘરગતુ બોલ સમાન છે. મરહુમની પછી તેમના લાયક બેટાઓએ પોતાના સહાસ અને કામથી પોતાની ખાનદાની નામને વધુ ઉજવળ કર્યું છે. પદમજી ભાઇઓમાંના સૌથી વડા ભાઇ ઑ૦ સરદાર નવરોજી પદમજી પુનાના સૌથી આગેવાન નર તરીકે જાણીતા છે. તેઓ કુનેહબાજ વેપારી છે. અને તેમના હસ્તક ચાલતી અનેક મીલો ઉપરાંત મુઢવાવાળી રે પેપર મીલ્સ છે. ઑ૦ સરદાર નવરોજી પદમજીના બીજા ભાઇઓએ ઓછી વતી નામના મેળવેલી છે. બ્રિટિશ સલતનતમાં આ કુટુંબે ઘણા ઉંચા દરજાઓ ભોગાવ્યા છે. સૌથી નાના ભાઇ મી૦ ફરેદુન મુંબઇ ખાતે જેકબ સરકલ પર લેમીંગટન રોડપર આવેલી ડી પદમજી પેપર મીલ્સ ચલાવે છે. મી. ફરેદુન અજબ વેપારી કુનેહ ધરાવેછે. એક ભલા વેપારી બચ્ચાને છાજતી કુનેહ, સચાઇ ને ભલમનસાઇ આ ખાનદાની ખીરાદરમાં છે. એમના જેવી શકિતના પારસીઓ જ્યારે ઐયાસી જીંદગી ગુજારી કલબોને રેસોર્સને પોતાનાં માનિતાં સાધનો બનાવે છે ત્યારે આ ખીરાદર બાર બાર ચૌદ ચૌદ કલાકની ખડતલ મહેનત કરવામાં અજબ મોજ લેછે. એકલે હાથે એક મોટી મીલ ચલાવવી, વેપારીઓને સંતોષ આપવો, સ્ટોકમાંના માલનો સફાઇથી ઉઠાવ કરવો એ કાંઇ કુલ્લીમાંનો ગોળ નથી કે દપદેતો કે ખવાઇ જાય. કમનસીબે હજી આપણા દેશમાં કાગળનો માવો બનાવવાનો ઉદ્યોગ થવા પામ્યો નથી એટલે આ મીલોને બહારથી માવો મેળવવો પડેછે અને તેથીજ સ્વદેશી કાગળો આપણને લગાર મોંઘા પડી જાયછે. હજી આપણે ત્યાં આ મીલો યુરોપી માલને ટકકર મારે તેવા માલ કાઢવા શકિતવાન થઇ નથી છતાં જે કાંઇ થાય છે તે આપણી સ્થિતી ને સંજોગો જોતાં ધનીમત છે. યુરોપી માલ સાથે ટકકર મારી ન શકતા છતાં સ્વદેશી માલના કદરદાનો તો આવા સહાસ ને ઉત્તેજન આપતા રહેલા છેજ. હાલ લડાઇને લીધે આ મીલોને અજબ છકકો પડવા લાગ્યાં છે. પદમજી મીલ્સ રાત ને દીવસ ચાલે છે ને હજારોનો માલ બહાર કાઢેછે છતાં ઓર્ડરો પુરા પાડી શકતી નથી. હાલની લડાઇએ આ સહાસને બહુજ ઉત્તેજન આપ્યું છે ને સ્વદેશી તથા પરદેશી કાગળમાં કેટલો ફેર છે તે જોવાની અને જાણવાની દરેકને બાબે ફરજ પાડી છે. આ માસિકના છેલ્લા ચાર અંકો તથા હમારૂં અદના અઠવાડીક સ્વતંત્ર આજ ત્રણ માસ થયાં પદમજી મીલ્સનાં કાગળપરજ છપાય છે અને તેથી હમો પુરતા સંતોષ સાથે આ લગત જણાવવાની હિમ્મત કરીએ છીએ કે પદમજી મીલ્સનો કાગળ દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. ચઢાવું ઇશ્વરનું જેતો લડાઇ બંધ પડે છતાં હમે આ સ્વદેશી કાગળજ વાપરવાનો વિચાર રાખેલો છે.

પેદમજી મીલ્સનો સહાસ બહુજ વખાણ ને ઉત્તેજનને પાત્ર છે. મી૦ ફ્રેદુન જો પોતાની માલેકીની આ મીલ્સને લીમીટેડ સંસ્થામાં ફેરવી તેને મોટા પાયાપર લઇ જાય તો હમો માન્યે છીએ કે આ ખાતું એક નમુનેદાર થઇ પડયા વિના રહેજ નહિ. ખુદ અંગ્રેજી પેપરવાળાઓ આ મીલ્સના કાગળોનો ઉપયોગ કરે છે ને જોઇતા ઓરડરો આપે છે તો પછી આ સાહસની અચુક ફત્તેહની વિગત લંબાવવાની જરૂર શી છે? હમો મી૦ ફ્રેદુન અને તેમના સાહસને દરેક મુબારકબાદી આપવા સાથે પુચ્છીશું કે આ ખાતાંને નમુનેદાર કરવાની કચાસ રાખવામાં આવે નહિ. મી૦ ફ્રેદુન નવા નવા અખતરાઓ કરતા રહ્યા છે તો સ્વદેશી "પલ્પ" બનાવવા કાંઇ તજવીજ ન કરે? એક વાર હિંદમાં આ સાહસ પગભર થયો તો પછી હિંદમાં બનતો કાગળ જોઇતો સસ્તો પડશે. હાલ એવાસ છે અને સમો વર્તી સાવધાન થતાં દરેક બાબત અનુકુળ થઇ પડયા વિના રહેશેજ નહિ.

**આધિપતિ.**

---

## ગુલે ગુલ ગુલાબી ફુલે "ગુલશન!"

[ કરમ કર મેરે હાલ પર એ કરીમ—એ રાહ. ]

ગુલે ગુલ ગુલાબી, ફુલે "ગુલશન!"
ગુલે પાંદ સુવાસી, ગુલે "ગુલશન!"
દુલે ઇશ દયાથી, ઝુમે "ગુલશન!"
ગુલે ગુલ ગુલાબી, ફુલે "ગુલશન!"—૧
મધુરી લ્હેકી, બ્હેકી વાહ!
સુંદર સુગંધી, "ગુલશન" માં!
લઇ સવ ફવાઇદ, મન થા મગન!
ગુલે ગુલ ગુલાબી, ફુલે "ગુલશન!"—૨
આગો બ્હાર આ, રહ્યો શું ખીલી!
મગન આ મગજ કાં, થયું તર વળી!
દર કાં બલાઓ, કાં દરે દુશમન!
ગુલે ગુલ ગુલાબી, ફુલે "ગુલશન!"—૩
સરસ લેખણોથી, રચ્યો બાગ આ!
બન્યો શું ઠન્યો, હું બન્યો બાગ બાગ!
તેં "ગેબી" ગજબો, ગુલે "ગુલશન!"
ગુલે ગુલ ગુલાબી, ફુલે "ગુલશન!"—૪

અકબરઅલી ડો. દુરાની

# દોલતે દુન્યા.



## ( શાહુચોર લુપીનની કહાંણી. )

ગયા અંકથી ચાલુ.

લખનાર—દીન્શા ફ. ભાગલ્યા.

### પ્રકરણ ૮ ( ચાલુ )

દુન્યાના તે મહાન ડીટેકટીવ હોમલોક શીઅર્સને પોતાના મતને મળતો જોઇ શીલીપી બહુ ખુશ ખુશ થઇ ગયો. જો હોમલોક તેને પકડવામા ફતેહમંદ થશે તો એ ફતેહમાં શીલીપીને ભાગ મળશેજ પણ કોણુ જાણુ એવું કે પહેલા શીલીપી ફાવે છે કે હોમલોક?

' કાંઇ સાબેતીછે? કાંઇ નિશાની?'

'ગભરાયછ શાનો?' તે ડીટેકટીવ તેની ઇતેજારી જોતાં ખડખડ હસીને બોલ્યો. 'હું કાંઇ તને દબાવવા માંગતોજ નથી. તું તારે તે ચોપાન્યાને લેખ સાથે જોઇએ તેટલું માથું ફોડ્યા કર. મને એવી ચીજોનું કશું કામ નથી.'

' ત્યારે તમને શાનું કામછે '

' હું તો જુદાજ માર્ગમાં કામ કરૂં છું '

' જો એઅદબી ન થતી હોય તો જણાવવાની તકલીફ ન લ્યો?'

' તેમ કરતાં મને કશી અડચણુ નથી ભલા તને ખબર છે કે એક વેળા લુપીન ડયુક બની કિમતી તાજ ચોરી ગયો હતો?'

' હા. '

' તેની અંદર લુપીનની પેલી માસી વીકટ્રીની ખબર છે કે જેને ગેનીમાડે ઉલ્લુ બની પોતાના સપાટામાંથી છટકવા દીધી હતી.?'

' હા. '

' આ વીકટરીની મને ધન નસલ મળી છે. આ નેશનલ રોડથી થોડે દુર નબર પચીસવાળાં એક ખેતરમાં તેણી રહે છે. તેણીનું મકાનુંહાવરે અને લીલની વચ્ચે આવેલું છે. વ્હીકટરીની મારફતે હું સહેલાઇથી લુપીનને સપડાવીશ.'

' તે તો બહુ વખત લાગશે. '

' તેની મને તુંભા નથી. તે કારણે તો મેં મારા બધા કેસો પડતા મુકયાછે અને આ કેસપરજ ખાઇપીને મંડયોછું. લુપીન અને મારી વચ્ચે એ જીવ સટોસટ ની લડાઇ છે... એમાં તે ફાવે છે કે હું ફાવુંછું તેજ ફકત જોવાનું રહ્યું છે.'

તે ભારે ઝનુનમાં બોલતો હતો. આજ સુધી તેને લાગેલી ભારે ખેજાલત તે હવે ખમી શકતો ન હોય તેમ જણાતું હતું. તે સદતર તરયાપાર પર આવી જઇ 'મરવું યા મારવું' એવો દ્રઢ નિશ્ચય કરી બેઠેલો હતો.

' તું હવડાં તો જા ' તેણે હવે ધીમેથી જણાવ્યું. ' શોકો આપણુને ટીકેછ...તેમાં જોખમછે...પણુ મારા બોલ તારા જીગરમાં કોતરી રાખજે કે જે દહાડે હુ ને લુપીન એકમેકને મળશું તે દહાડે ..ભારે ખુના મરકી ચાલશે '

વ્જુઓ મારી શાહુચોરનો બીજો ભાગ.

ફીલીપી ખુશ થતો બહારે પડયો. તે ડીટેક્ટીવ તેને હંફાવી જાય, તેમ તો લાગતુંજ ન હતું. વળી નરી નીશાની તેને આ વાતચીતપરથી મળી હતી કે હાવરે અને લીલ વચ્ચેથી પસાર થતો રસ્તો ડીપીને માર્ગે જતો હતો. આ તે કિનારાં વાળો ભાગ બધાં તોફાનનું મૂળ હતો... અહીં એક ખેતરમાં વીકટરી......એટલે કે લુપીન રહેતો હતો કેમકે જ્યાં વીકટરી હોય ત્યાં લુપીન હાજર રહેતો અને લુપીન વિના વીકટરી એક પળ પણ જંપતી ન હતી.

" યા ખુદા ! મને શું થાય છે !...આહ ! મારા જીગરમાં એ ભભુકા શાના ઉઠેછે ! ' તે બડબડતો ચાલ્યો. ' સંજોગો ગમે તે વિગત મારી આગળ લાવી મુકશે પણ મારીતો ખાતરી છે કે જે ગુંચુત્રી મેં કરેલી છે તેમાં તસભાર પણ ભુલ નથી. એક બાજુ સેન નદીનો કિનારો છે ને બીજી બાજુ પેરી રસ્તો છે. આવજાવના આ બંન્ને રસ્તાઓ પકડી લુપીન ખચ્ચીત હદ કરી રહયો હતો......આહ ! હવે મારે લાંબે શોધવા જવું પડવાનાનું નથીજ ! '

તે ફરી પાછો ભારે દ્રઢતાથી પોતાના કામે વળગ્યો.

" જે લુપીને શોધ્યું હોય તે હું ન મેળવું એતો બની શકેજ નહિ " તે બડબડતોજ રહયો.

અલબત આ વિભાગથી લુપીન અચ્છી રીતે માહિતગાર હોવાથી તેને તેની શોધ ખોળમાં જાહુ સવળત મળી હતી પણ તેથી થયું શું ? તે તે જગ્યાથી અજાણ હતો પણ મન ચંગા તો કથરોટમાં ગંગા ! જ્યાં ઇચ્છા હતી તો પછી માહિતી મેળવતાં વાર શી ?

તેમ કરતાં કરતાં તેને એના પાંચ વર્ષ આગેતો તેનો શો મુલાકો હતો. તે શોધખોળપર તેણે મન લગાડયું હતું તો પછી કોઇની બોગે તે જાણવાની જરૂરજ હતી. તેને લાગતું હતું કે લુપીન નજદીકમાંજ હતો. જાણે તેનો સ્પર્શ તેને થતો હોય તેમ લાગતું હતું. બનવાજોગ છે કે સામેથી યા જંગલમાં તે તેને આવી મળે. આ આશામાં ને આશામાં તે આમ તેમ ભટકતો હતો પણ દર વખતે તે બાપરો નિરાશ થતો હતો.

વારંવાર તે રસ્તાની બાજુપર લાંબો છર થઇને પડતો હતો અને તે મહાન લેખ કે જેની નકલ તેણે ઉતારી રાખી હતી તે મોટે અવાજે પડયો પડયો મોઢે કરતો હતો. આહ તેમ કરતાં તેને કાંઇ અજબ ગમત આવતી હતી. તે જાણે લુપીનને ખાસ ચીઢવવા માંગતો હોય તેમ વાંચતો ને ચાળા કરતો હતો. તે ઇચ્છતો કે તેની સામે લુપીન ઉભો હોય ને તે પાઠ ભણતો હોય.

o. a. a. . e. e. . e. a. . a. · a. . .
e. e. · e. oi. e. . e.
· ou. . e o. . : e. · e. o. . e D DF
૧૯ F + ૪૪ ૩૫૭ au.
ui . . e. . . eu e

તેને હવે ઘાસમાં લાંબો થઇ સુઇ જઇ આ ઉખ્ખાણાપર ગંભીર ઘોર કરવાની જાણે તબેહ થઇ પડી હતી. ચાહ, હવે તેને માટે પુરતો વખત હતો એટલે ઉતાવળ કરવાની કશી જરૂર હતીજ નહિ. ભવિષ્યનો તે જાણી હતો તો પછી દોડમદોડ શા માટે રે બાબા ?

ઘણીજ શાંતતાથી તે આમથી તેમ ફરવા લાગ્યો સહજ પણ વહેમ પડતાં તે પાછો ફરતો અને માઇલોના ગાળાઓ સુધી નકામી ટાંટયાની કઢી કરતો હતો. જ્યારે તેની ખાતરી થતી કે કોઇપણ જાતનો શક કે શુભેહ રાખવાનું કશું કારણ ન હતું ત્યારેજ તે થાકેલા શરીરે પણ ખુશાળ જીગરે આગળ વધતો હતો.

તેણે અડધી ડઝન ગામડાંઓની બારીકમાં બારીક તપાસ લેવામાં જરાપણ કચાસ રાખી નહિ. તેને જાણે થાક કે ભુખ લાગતીજ નથી. વારંવાર તે રાતને વખતે કોઇ ખેડુતનાં ઝુપડાનું બારણું ઠોકી તેને ત્યાં આશરો લેતો હતો અને

તેમ કરવામાં પણ તેની મતલબ હતી. તે હમેશાં ખાના પછી ખેડુતોને પોતાના ગામોને લગતી જુની તવારિખ કહેવા લલચાવતો હતો એવી આશા એ કે તેમ થતાં કેયેથી તેને જાતમી મળી જાય અને આ માટે જ્યારે વાત લગાર રસપર આવતી ત્યારે તે હમેશાં પોતાનું ખાદું પેચતો જણાવતો:

'આહ ચેલી સોયવાળી વિગત શું છે? પેલી પોકળ સોયવાળો દંત કથા!.........તમને ખબર નથી કે?

'નહિ, ભાઇ, મને તેની ખબર નથી... મારા બાપ જન્મમાં પણ મેં તે નામ સાંભળ્યું નથી. મારી દાદીની દાદી પણ......'

'વલ્લાહ, ત્યારે તો એ ગપગોળા હશે રે? એવી કાંઇ જીન પરયાંની વાતો કરે છે......કોઇ ભેદી સોય અજબ પ્રાક્રમ કરી બતાવે છે...... મને પોતાને ખબર નથી રે.. ...હું તો અમસ્થો પુછતો હતો...... હં, પછી શું?......આપણે આપણી વાત ચલાવો ભલા!'

જ્યાંથી સફાઇદાર નન્નો મળતો ત્યાંથી બીજે દીવસે બહુ સકાળે તે પોર લેતો હતો; અને નાચતો કુદતો આગળ વધતો હતો.

એક દિવસ તે દરયા કાંઠે આવેલાં સેંન્ટ-જુઇન ગામડાંમાં આવ્યો અને ત્યાંથી નીકળી આગળ ચાલ્યો કે તે બાજુના કુદરતી મનહર દેખાવની લીલામાં તે જાણે પોતાને ભૂલી ગયો. તે શા કારણે આવ્યો હતો તે તેને યાદ રહ્યું નથી. બસ તે તો ત્યાંની સુંદરતા જોતાં છક્ક થઇ ગયો હતો. થોડે ચાલતાં ત્યાંની સુંદરતા બહુજ મનહર થતી ગઇ અને તેવામાં ખીજી બાજુએ આવેલો એક સુંદર નાનો સુંદર કિલ્લો તેની નજરે પડયો. તે કિલ્લામાં દાખલ થવાના દરવાજાપર મોટા ખીલા હતા. શીલોપી તેપર સંભાળપી ચડી ગયો અને મથાળે આવેલું લગભગ ભુસાઇ ગયલું તે કિલ્લાનું નામ વાંચવામાં ફત્તેહમંદ થયો.

FORT DE FREFOSSE

ફ્રેફોસેનો કિલ્લો.

તેણે અંદર દાખલ થવાની કશી દરકાર કરી નહિ પણ કિલ્લાને કુદરતી સંજ્યાની વાડ ભરેલી હતી તે તરફ ચાલવા લાગ્યો. થોડે દુર જતાં તે એક નાના ગુફા આગળ આવ્યો કે, જે એક નાના ખડકમાંથી કોતરી કાઢવામાં આવેલો જણાતો હતો. તે ખડક દરયામાં ઘુસી ગયલો, સાફ સાફ જણાતો હતો.

તે ગુફાના મધ્ય ભાગમાં ઉભા રહી શકાય તેટલી ખાસ જગ્યા હતી અને તેની આજુબાજુની દિવાલોપર અસંખ્ય લેખો કોતરેલા હતા. બાજુમાં દિવાલમાંની એક ગોખંડો કાપ તે મોટા પથરમાં મુકવામાં આવ્યો હતો કે જે ભાગ જમીનવાળા ભાગ તરફ બારીની પેઠે ઉઘડતો હતો, કે જ્યાંથી ત્રીસ કે ચાલીસ વારને છેટે તે કિલ્લો જણાતો હતો.

આખો દિવસ ચાલતાં ચાલતાં થાકી ગયલો હોવાથી શીલોપીએ પોતાનો કોટલો ઉતાર્યો અને થોડીવાર આરામ લેવાનો વિચાર કરી લાંબો છટ થઇ પડી તે સુઇ ગયો. કલાકેક સુતો હશે પણ તેવામાં સમુદ્ર તરફથી ગુફામાં આવતા ઠંડા પવને તેને જગાડયો. બે ધ્યાન પણે પોતાની આંખો ચોળતો તે ઉઠયો અને નસોસ જેવો દસેક મિનિટ સુધી પડી રહયો. તે ત્યાર પછી પોતાના હમેશના ખ્યાલો મુજબ વિચાર કરવા લાગ્યો. તે હવે બરાબર જાગ્રત થયો, અને ત્યાંથી ઉઠી તે ચાલી જવાનો વિચાર કરતો હતો તેવામાં તેને કાંઇક લાગ્યું અને તેની આંખો તે તરફ ગોયા ચોંટીજ રહી......

તે ચાજ્યણીમાં આખા શરીરે ધ્રુજવા લાગ્યો. પોતાના ભ્રમિત ભેજાને શાંત કરવા

તેણે પોતાના બન્ને કાંથો વચ્ચે પોતાનું માથું પકડ્યું, તે પરસેવે ગરકાવ થઇ ગયો.

"ના, ના" તે ગુંચવાતો બોલ્યો. 'એ તો ખ્યાલી સ્વપ્ન છે......ધખારો છે...... મને બરોબર જોવાદે......એ બનેજ નહિ!"

તે હવે ઉઠ્યો અને બારીકીથી જોવા લાગ્યો.

એકેક ફુટ લાંબા બે અક્ષરો તે ગુફાની અંદરની જમીનમાં કોતરેલા તેને જણાયા. તે કોતરનાર કોઇ હુશયાર કારીગર તોનજ હતો અને વર્ષોના મારાથી તે ઘસાઇ પીસાઇ ભપલા હતા છતાં તે D અને F હતા એમ તેની સંપૂર્ણ ખાતરી થઇ.

D અને F! યા ખુદા, તે તો પેલા મહાન ભેદને લગતા હતા! આ બે અક્ષરો તો તે લેખમાં મોજુદ હતા! આહ, ફીલીપી ને હવે તે કાગળ કાઢીને જોવાની જરૂર ન હતી. તે ચોથી લીટીમાંના શબ્દો હતા કે જેમાં માપ અને વિગત હતાં. તે બધું તેના બાહોશ ભેજામાં સહાઇથી સમાયલું હતું.

તે હવે ધીમેથી ઉઠ્યો અને ફરી પાછો જે રસ્તેથી આવ્યો હતો તેજ માર્ગે પાછો ચાલ્યો. ફરી પાછો તે ખીલાવાળા દરવાજા આગળ આવ્યો અને ત્યાંથી થોડે દુર એક ભરવાડ પોતાનાં ઘેટાં ચરાવતો હતો તેના તરફ તે ગયો,

'પેલા ગુફા......પેલી બાજુ......પેલો ગુફા...?' તેણે બોલવા કોશીશ કરી પણ તેનાથી બોલી શકાયુંજ નહિ. તે અજબ ઉશ્કેરાઇ ગયલો હતો. તે ભરવાડે તેના તરફ અજાયબીમાં જોયા કીધું કે ફીલીપાએ લગાર શાંત પડી કહ્યું,

'હા, પેલો ગુફા......ત્યાં......પેલી બાજુએ......કિલ્લાની જમણી બાજુએ... તેનું કાંઇ નામ છે કે?'

'હા, મને તે ખબર છે......હમારા ગામના લોકો તેને ડેમોઇઝેલ્સ કરીને ઓળખે છે.'

'શું......શું ભલા?.........તમે શું કહ્યું?'

'કેમ, ભાઇ, કાંઇ બેહરા તો નથી ને? હમારા આ એટરીટ ગામમાં એ ગુફા ચેમબર ડે ડેમોઇઝેલ્સ એ નામે ઓળખાય છે.'

તે માણસ પાસેથી ખરી હકીકત જાણી લેવા તેના પર કુદી તેને ગરદાપેચ કરી તેની પાસે દરેક વિગત જાણવાની ફીલીપીને લાલચ થઇ......

ડેમોઇઝેલ્સ! આહ, તે લેખમાંના ફક્ત ત્રણ અંજાણ્યા શબ્દોમાંનો તે એક શબ્દ હતો. તે જવાન થરથર કંપવા લાગ્યો અને ગોયા તેને ચોમેરથી ગભરાવામાં આવતો હોય તેમ તેને નક્કી લાગ્યું.

તે હવે સમજ્યો. તે આખો લેખ તેના ખરા ભાવાર્થમાં હવે તેને સમજ પડ્યો. ચેમબર ડે ડેમાઇઝેલ્સ......એટરીટ......'

'આહ!' તેનું મસ્તક નવિન રોશનીથી જાગ્રત થતાં ખુશાળ વિચાર કરવા લાગ્યો. 'એમજ હોવું જોઇએ.. ...મુવો, હું બુબખ, મારે પહેલાંથીજ તે મુજબ વિચાર કરવો હતો?'

'બસ થેંકસ' તેણે તે ભરવાડને તેના તરફ ટગર ટગર ટીકતો જોઇ કહ્યું. 'તું તારે જા......હવે મને જરૂર નથી......થેંકયુ.'

તે ભરવાડ આ વિચિત્રતાથી વળી વિસ્મય પામી તેને કોઇ કાલર્યાં ગેપ સમજી પોતાના કુતરાને બ્હીસલ મારી બોલાવી પોતાનાં ઘેટાં-ઓની સંભાળ લેવા દોડ્યો.

એકલો પડતાં તે પાછો કિલ્લા આગળ આવ્યો. તે તે લગભગ પસાર કરી ગયો તેટલામાં તેને કાંઇક યાદ આવતાં તે હેઠળ ગબડી પડ્યો અને દિવાલની બાજુમાં ઓથામાં

ભરાઇ ગયો. પોતાના હાથો મસળતો તે પોતાના બાલ પીખવા લાગ્યો.

'હું મુવો મેડ !......સરદ્દ દિવાનો બની ગયોછું !......અરે, મારી અકકલ કયાં ગઇ ? તે કમબખ્ત મને જોય તો ! તે નહિ તો તેનું કોઇ પુછ્છું મને જોશે તો મારૂં આવીજ બનશે !......કલાક થયો હું ઘેલાની પેઠે ફરૂં છું પણ મને ભાન નથી......!'

તે ચુપચુપ ત્યાં પડી રહયો અને જરા પણ સળવળ્યો કે ચશ્વ્યો નહિ.

સુર્ય અસ્ત પામ્યો. ધીમે ધીમે રાત્રીનો અંધારો પ્રકાશ દિવસના તેજ સાથે મિશ્ર થતો ગયો અને અંધકારમાં દરેક ચીજ દેખાતી બંધ થઇ ગઇ. તે પછીજ ઝાઝી હીલચાલ કર્યા વિના તે ફસડતો ફસડતો ધીમે ધીમે પેટે ચાલવા લાગ્યો અને તેમ કરી ટેકડીની બાજુમાં આવ્યો ત્યાં સુધી જરા પણ ઉભો થયો નહિ.

ત્યાં જવા પછીજ તે ધીમેથી ઉભો થયો અને ટેકડીની બાજુમાં છુપાઇ જોવા લાગ્યો. તેની બરાબર સામે દર્યામાં એક મોટો ખડક આશરે અઢીસેંક ફીટ ઉંચો ઉભો હતો. દરીયામાં એક મોટો રાક્ષસ જાણે ઉભો હોય તેમ ખુલ્લું જણાતું હતું. વર્ષોના વર્ષો પછી કુદરતે તે ખડકને ખાસ કરીને તૈયાર કર્યો હોય તેમ તેને ધ્યાનથી તપાસતાં ખુલ્લું જણાતું હતું. તે ખડકનો દેખાવ ઘણોજ ભવ્ય હતો. સપાટી પર તે ઘણો પહોળો હતો છતાં તે અજબ જેવી ફાસમે એક પડ પર બીજું પડ વધારતો ઉપર ગયો હતો. બહુજ સંભાળથી તે ખડક ધારી ધારીને તપાસવા લાગ્યો.

આસમાની આકાશ ધીમે ધીમે કાળું થતું ગયું અને શુક્રનો તારો હંમેશની પેઠે આકાશમાં ચમકારા મારવા લાગ્યો. ત્યાર પછી બીજા તારાઓ ધીમે ધીમે શરમાતા શરમાતા પોતાની જગ્યાઓએ નીકળી પોતાનો મંદ પ્રકાશ આ દુન્યવી સપાટી પર ફેંકી રૂપેરી ચાદર પાથરવા લાગ્યા. દિવસની ધમાધમી પુરી થઇ ગઇ અને શાંન્તતાએ તેની જગ્યા લીધી પણ પક્ષિઓ આખા દીવસની રંજ ખેચી પોત- પોતાને મયકે તે મહાન બાપને યાદ કરી ઝાડ નિંદ્રા વશ થઇ ગયાં.

એકાએક ફીલીપીએ પોતાનું મસ્તક જોરમાં દાબી પોતાની આંખો બંધ કીધી. તેને અજબ ખુશાળી લાગી ને તે ખુશાળીમાં તેની આંખોમાંથી આંસુઓ તડતડ નીકળી પડયાં. તે શું કરે ? તેની ભારે ખુશાળી વચ્ચે તે ખડક જે એટરીટની સોય હતો તેના મથાળાની જમણી બાજુએથી ચીમની જેવાં એક અદ્રશ્ય બાકોરાંમાંથી રૂપેરી રોશનીમાં ધુમાડો નીકળતો તેને જણાયો.

---

# પારસી બાનુ હુપીન.

સંસારી વમળમાં જકડાયલા અને લગાર સખત કચડાયલા ભલા **ગ્રસેકા તીન પાઉં** આ અંક માટે વેળાસર પોતાનો હફતો મોકલી શકયા નથી. ૭ માસની વાત પર વ્હાલા પિતાજીનું શિર છત્ર ખોઇ, પોતાની જવાનીમાંજ જાલીમ દર્દથી પટકાઇ, એક મહિના પર સુરબ્બી તોહના ભાઇ ( મરહુમ સીતીલ્પન હામાજી ) નો આશ્રય ખોઇ એ બાઇનું નાનકડું કુટુંબ આ સંસારી સાગરના દુખોમાં જાણે ગરક થયું છે. એમનાં માતુશ્રી હાલમાં બહુ બિમાર છે. પરમાત્મા ગુલશનના આ લાડકડા ભાઇનું મોઢ હસતું રાખો. આવી સંસારી આફત છતાં એ ભાઇ પોતાના માંનિનાં ગુલશનને ચુકયા નથી. ગુલશન તેના ભલા પ્યારપ્યાદ માટે ખરાં જીગરની ભારે દીલસોજી ધરાવે છે એમ જણાવવાની જરૂરજ નથી.

અધિપતિ

# ઝેહરે કાતીલ

## યાને

# ત્રણ નવાબની નાજાંઓ.

ગુલશન માટે લખનાર Daisy Bell.

ગયા અંકથી ચાલુ

### પ્રકરણ ૧૬ મુ. (ચાલુ)

### ચાંદન આફતમાં

મહેરામજી મુનશીને ત્યાંનો પાર્ટી પછી, ચાંદન પોતાના માસી રતનમાયની અનિ જ્હેરો સથી, અલાહબાદ જવા માટે થોડાક દિવસ ઉપડી જનાર હતી થોડાજ દિવસ—જી હ્ગી માનો થોડોજ ભાગ, પણ એટલા માટેમી ચાંદનને હોમી પના પોનને છુટું પડવા ગમતું નહિ પણ પોતાના માસી રતનમાયનો દિકરો અતાહબાદમા પરણે અને તેની એકપુરી કઝીન ત્યાં નહિ હોય તે કોઈ સાખી શકશે નહી. રતનમાય તથા તેવણુના વર ડોસાભાઈની મ્હોટા હોદ્દાના કાગળો ત્રણે ઉપર આવતા પણ જમશેદજીની તો લાહોરમા ખાખ્યું દાટેલી એટલે તેવણે ધમીને જવા ના પાડયું અને તેથી પીરોજબાઈથી પણ જવાઈ શકાયું નહી ચાંદનને 'જીવ પર જોરાવરી' કરવાની ફરજ પડી અને અલાહબાદથી રતનમાયનો દીકરો મેરવાન આવીને ચાંદનને ઘસડી ગયો ત્યારે હોમી

૩

ચાંદનના હાથ માટેની હોમીની માગણી પછી ગરીબ હમવગરનો ચોકી પહેરો, જમશેદજીએ ચાંદન ઉપર રાખી, તેણીને હોમી સાથે મળતી અટકાવવાની, રડતીના આસુ લુછાવા જેવી કોશેષ કરી હતી તો પણ પ્યારમા ડુબેલાઓ માટે તેઓના રસ્તામાં અટકાવ નાખવાની તાકાત ઘણા થોડાઓજ ધરાવી શકે છે તેથી ચાંદન અને હોમી ચાંદનીમાં મળતા, ચાંદનની સહેજ નાસીપાસીનું કારણ મળ્યું હતું પણ ઉપાય પોતાનાજ હાથમાં છે એમ તેણી પોતા ઉપર વિશ્વાસ રાખી શકી હતી હમણા ચાંદની રાતે, તે વ્હાલું જોડું હાથમાં હાથ લઈ, મેંદીનું પેનાજ આમલીના ઝાડ નીચે જણાતું

'હોમી શું તારામાં ધીરજ નથી?' હું મારા બાવાજીને પોતાના ઠરાવ ઉપરથી, પાછા ફેરવીશ પણ હાલમાં આપણને જે રીતે થોડા વખતની મળવાનું થાયછે તે બંધ થશે,

આજકાલ મારાં રતનમાય માસીનો દીકરો મેરવાન પોતાના લગનનું ઇજન કરવા આવવાનો છે. ને તેના સાથે મારે અલાહબાદ જવાનું નક્કી થઇ ચુક્યું છે. કેમ એવું એરંડયાં પીધેલું જેવું ડાચું કેમ કર્યું ! હા, મનેબી નથી ગમતું પણ છુટ્ટું પડયા વગર ચાલે એમ નથી.

"ચન્ની, એકએક પસાર થઇ જતા દિવસ માટે મારો જીવ બળી જાય છે, ત્યારે તું નચિંતાઇથી ચેશ્ટા કરે છે ! મારાં બુલબુલ તારી નાચકુદ વગર આ જગો મને અકારી લાગશે" હોમીએ ઘણા નખાયલા અવાજે ચન્નીને પોતાની પાસે લેતાં કહ્યું.

"હોમી, ડોન્ટબી ડીસપોઇંટેડ, હું આઠ દસ દિવસમાં પાછી તું વહાલાને આવી મળશ, મારાં રતનમાયને પણ ઘણું થયું મળી નથી તે એ મસે જરા મળાશે."

તેઓ એલારપેલારની વાત કીધા પછી છુટાં પડયાં. ચાદન જાણે બિછાને પડી, અને સહવારતા સકાળી ઉઠી. અલાહબાદ જવાની તૈયારી કરવા લાગી. દસ્તાં રમતાં અલાહબાદમાં બેઉ માસી માસીના આવી લાગ્યાં. રતનમાય માસીનો મહેરવાન, પોતાના લગનની જબરી ધધુખરમાં હતો અને એકલે હાથે બધે ફરી, પટકાઇ જતો. મેરવાનના બાવા, પેસતનજી માસા અલાહબાદની હાઇ કોર્ટના એક જાણીતા વકીલ હતા. ને પોતાની ઓફીસની એટલી જંજાળ હતી કે, નચિતે જમવાની પણ ફુરસદ મળતી નહિ. રતન માસી ઘણાંજ ભલાં ભોળાં ઓલ્ડ લેડી હતાં. અને ચાંદનને પોતાની વહુ કરવાની ગણત્રી; બેઉ બહેનોએ, ઘણી નાના હતી, ત્યારથીજ કરી મેલી હતી. પણ મોટાં થતાં બન્ને બચ્ચાંઓ એકબીજાંથી હમેશા વીખુટાં પડેલાં હતાં, તેથી એક બીજા તરફ ભાઇ બહેન કરતાં વધુ પ્યાર તેઓ કાજલ પાડી શકયાં હતાં નહિ. અને બહેનોએ દાનાઇ વાપરી જુવાન જીવો ઉપર દબાણ કરવાનું માંડી વાળ્યું; એટલે મેરવાન અલાહબાદની, એક ગરીબની પણ મનગમતી છોકરી સાથે ગોઠવાઇ ગયો. રતન માયે "ચાલો માય, રાજાને ગમતી રાણીને છાણાં વીણતી આણી" કરી સધ્ધારો લીધો.

વળી જમશેદજીના ભેજાંમાં કયાં ઓછી રાઇ હતી, તેવણે તો પોતાના નામચીન બત્રીજા સિવાય, બીજા કોઇને પોતાની દીકરી લાયકનો જોયો હતોજ નહિ. એટલે બને બહેનોની વહેવાણ થવાની ગણત્રી ઉંધી વળી.

અલાહબાદમાં ચાદનને, નવી જુની થવાનેબી ચાર દિવસ થયા હતા, પોતાની માસીની દીકરી મહેરાં, મહેરવાન, અને તેની બૈરી જરની કમ્પનીમાં, થોડા વખ્ત માટે, હોમી, મુંબઇ, ને બાવાજી, જરાસની ભુલાઇ જતાંયાં. લગનને દિવસે ધમાલ જેવું હતું નહિ, અને સેધળું ચુપચુપ પસાર થઇ ગયું. અને ચાંદને જોયું કે, મહિના દિવસ વગર રતનમાય કદી જવા દે નહિ. તથા ચીખુ થઇ જલદી લાહોર પણ નીકળી પડાય નહિ.

હોમીને પરદેશ ગયલી પ્રીયા રોજ યાદ આવતી, ને કોઇનીબી પ્રીયા પરદેશ નહિ જાય, એમ ઇચ્છતો, દલગીર થતો; અને નસીબ પડતો ત્યારે આ પ્રકરણને મથાળે ગયા અંકમાં ટાંકેલું ગાયન ગાઇ જીવને મનાવતો.

અરે હોરમજી ધના પટેલ, એટલી અકરત-કર કાંય કરોછ રે ? કેટલા બધા જલદી પ્રીયા વગર વિહના પડી ગયા છો, પણ ઉપાય હાથમાં છે, તેણીને જઇને મળી આવો, "હાથ પકડી સીને લગાડો" ને જે કરવું હોય તે કરો, તેને માટે એટલો જીવ કાંય બાળો છે ?

પણ ઓ ? એ કોણ ?–એક યુરોપ્યન ડ્રેસમાં દાખલ થયલો એક જવાન ગમ જોઇ, ચાદનથી એક હરખની ચીચ્યારી મારી ભોળાં રતનમાય સિવાય ખણખોદ કરનારું ત્યાં બીજી કોઇ

કહ્યું નહિ.

"આવો હોરમજી, કયાંથી આવ્યા ?" ચાંદને થાવકું મો કરી કહ્યું. "માસીજી, એવણ અમારા લાહોરના પડોશી, હોરમજી ધનાપટેલ"

"આવો મરં હોરમજી ધનાપટેલ અલાહબા-દથી કયારે આવ્યા મરં ? આવો હવે મારાં બ્હેનના પરોસીને હું કાંઇ અહિંથી જવા નહિ દઉં. અહિંજ રેહલું પડશે બા."

"નહિ માયજી, હું અલાહબાદના "ગંગા જંકશન હોટલમાં" કાલનો ઉતરેલો છેવું. તમારી મહેરબાની માટે ઉપકાર માનું છું અને પંદરેક દિવસ પછી પાછું જવાનું થશી માયજી તેટલો બધો વખત હું તમને કેમ બોજો થઇ પડું, પણ હું અવારનવાર આવતો રહેવશ"

"ઓ વાય, અમારું તે કંઇ ઘેર છે, કે આંગણું, પણ ચાલોબા જેમ તમારી મરજી."

હોમી, મેરવાન તેની બૈરી જર, ને મહેરાં ચાંદનની ટોળકી એક બીજાની દોસ્તીમાં, ઘણી મોજ મેળવતી, ને પોતાના માસી માસા, ચાંદન ઉપર, ખુશ ખુશ થઇ, એકબી બીજથી તેણીને મહેતાજ રાખતા નહિ.

ચાંદને આટલા દિવસમાં એકપણ વખત લાહોર જવાની વાત કરીજ નહિ. આખું અલા-હબાદ, તેઓએ થોડા દીવસમાં ખુંદારી મારીયું. જયાં દરેકનાં વિચારો એક હોય, જયાં જીવને કશી જંજાળ નહિ હોય. જયાં પૈસાની રેલ છેલ હોય, ત્યાં જીવને દુ:ખજ કેવું હોય ? દરેક જણ ને એક એક ગભડી જતા દિવસ માટે ફ્રાળ પડતી.

પાંચેની ટોળકીઓની દરરોજની પીકનીકો તથા સાંજ સહવારની રખડપટીનો છેડો હતો નહિ. તેઓની ટોળીએ જલદીથી એક ટીપ ગોઠવી દેવાનો વિચાર કર્યો, ને અમલમાં મેલ્યો. બનારસથી કલકતા જઇ સઘળી જગો ફરી ફરતાં રમતાં પાછાં ઘરે આવ્યાં.

મહેરવાન અને તેની પરણેલી નવી પરણેત-રને દુન્યાની રીત મુજબનું હનીમુન પસંદ પડયું નહિ. તેઓએ મહેતાથી, પોતાના હનીમુન દરમ્યાન બીજાં ત્રણેને પણ કવાબમાં, હાડકું ગેપવા વગર, સાથે ઘસડયાં તે બાબપી, મોજ કરી બધા અલાહબાદ આવ્યાં.

જુવાન જીવોને એક બીજાના આત્માની વાત જાણતાં ઘણીવાર લાગતી નથી. જ્યારે અલાહબાદથી, લાહોર ઉડાંગરી કરી જવાનો વખત હોમી માટે આવ્યો, ત્યારે જર, મહેર-વાનને મહેરાંએ કાંઇ કાંઇ બહાણું કાઢી હોમીને મુકવા જવાનું અખાડા કર્યું. આટલા દિવસમાં હોમી, અને ચાંદન વચ્ચેની દોસ્તી તેઓને જાણી લેતાં વાર લાગી નહિ.

"મહેરા, જરા એ લવલી મજનુનને મળવા-ની તક, આપણને આપવી જોઇએ. ચાંદનબાઇ જલદી લગન ખવરાવે તેવો રંગ છે. નહી જર ડીઅર ? તું બી એમજ ઢોંગ નહી કરતી હતી ? માટે આપણે સ્ટેશન ઉપર મુકવા જવા-નું અખાડા કરીશું. બિચારાઓને છુટથી જરા મળવાનું થશે. અહીં તો પગમાં પગ વીંટલાય-લોજ હતો." બન્નેએ હસીને મેરવાનની દર-ખાસ્તને ટેકો આપ્યો.

"બેવો, ચાંદન આજથી મીંઢી મસાકલી થઇ, ઉંડા પાણીમા ફરતી હશે એમ આપણને ખબર નહિ, હાં ? મેહેરકી" જરે સહેજ પણ બરેલી થયા વગર તાપસી પુરી.

હોમીની સ્ટીલની ભારી ટ્રંક, ને ગ્લેડસટન બેગ, તથા *ટીફીન બાસકેટ પોતાની સંભાળ* હેઠળ ચાંદને પેક કરાવ્યાં; ને રતનમાયે પોતાના પરોણાને, તરેહવાર પકવાનો ભાતી-આમાં બંધાવી આપવાની ખાસ સંભાળ લીધી.

"કાંય, કાંય મહેરકી, જરબાઇ, ને મહેર-બાઇ તમે લોક સાથે નહી આવતાં ? ચાંદન તું બી મને મુકવા નહિ આવશે કે ?"

"અરે નહિરે ચાંદન એવી ઓડાણી નથી,

પરોણાની મેનેજ કરતાં એને બરાબર આવડેછ, ચાલ જલદી કર, ચાંદન ક્યારે તૈયાર થશે ?" જરે સહેજ ઠેકડી કરતી ઢબથી કહ્યું. જ્યારે ચાંદન લાલ ચહેરે સટી જઇ, પલકમાં તૈયાર થઇ સામે આવી.

બને જણ ગાડીમાં ગોઠવાયાં, અને ગાડી સપાટાબંધ સ્ટેશન તરફ હંકરાઇ ગઇ.

" ગુડબાય, ડીઅર, તારા ઉપર હું રેગ્યુલર કાગળ લખશ. તારાં માવજી ને પણ સઘળું કહીશ. મને યાદ કરતી રહેશે કની ? " તેણીને વેટીંગ રૂમમાં કીસ લેતાં તેનો અવાજ આવ્યો.

"હોમી કોણ જાણે શું'ની ખોટું થવાનું છે, તે બસ મને ફાળ પડયાજ કરેછ. ખુદા તમો-ને હરતા રમતા ત્યાં પુગાડે, મને ઉતાવળે કાગજ લખી નાંખજો. મારા ડોળા પોસ્ટમેન તરફ ટીંગાઇ રહેશે. " ચાંદને અણુ ન માપલા અવાજથી કહ્યું.

"ઓ વેટ બોશ ? ફાળને અભટ શાની ! એ તો જરાવાર મારે છુટું પડવાની લાગણી છે. તમે બૈરાંઓ એમ ધરજી ધડકી જાવો નહિ, તો પછી બૈરાંઓજ કેમ કહેવાવો !" ને હોમીએ ચાંદનના ગાલ ઉપર પ્યારથી, એક ધીમો તમાચો માર્યો.

" ખુદા સૌ સારૂ કરે, ઓ ટ્રેન આવી ?"

" ટાટા ગુડબાય. " " કાગળ લખજો "

અને એ કીસમના અવાજો, એક બીજા તરફ ફીકા ચયલા આશુકમાશુક, સંભળાવા લાગ્યા. અને જ્યાં સુધી એક બીજાને જણાયાં ત્યાં સુધી તેઓના રૂમાલો, હવામાં ઉડયા કીધા.

દલગિર જીવે, તેણી સ્ટેશનની સીડી ઉતરી, રસ્તા તરફ ગઇ, પગે ચાલીને જવાને તેણે ઠરાવ કર્યો; અને એક નવરી ગલીમાંથી; માસીના ઘર તરફનો રસ્તો લેની હતી. ત્યારે કુદરતમાં એકાએક જબરો ફેરફાર થયો જોઇ, તેણી ઢપાઇને હમીજ રહી ગઇ. વાદળ ચઢીને કાળું ઘણુંક થઇ ગયું, ને મોટા મોટા કડાકાઓ સાથ, વીજળીના ચમકારાઓ ઉપરાસાપરી પડવા લાગ્યા, જે પુરૂં થતાં, વરસાદના મોટા છાંટાઓ જબરદસ્ત ઝાપટામાં ફેરવાઇ ગયા ચાંદન વરસાદની સામે થવાના કશાપણ સાધન વગર, એક આંબાના ઝાડ નીચે દબાઇને ઉભી, તેણીના શરીર ઉપરથી, પાણીના રેલા ચાલતા, અને સાડી, તથા કપડાં, નીચવી કઢાય, તેટલાં ભીંજાઇ ગયાં હતાં. તેણી ધ્રુજતી, ને ગભરાયલી, જયાં હતી ત્યાં વધુ સંકોચાઇને ઉભી ફકત ૭ વાગ્યાનો અમલ હતો. છતાં તદન અંધારૂં કીલ હતું. પક્ષીઓ વરસાદથી બચવા માળાંમાં સંતાઇ ગયાં હતાં. ને ખુબ તોફાન કરતો હવા ધ્રુજાવતો, વરસાદ આંખ મીચીને પડવાજ લાગ્યો વરસાદના આટલા મોટા અવાજ છતાં પોતે ઉભેલાં ઝાડની પાછળથી કાંઇ ખખડાત થયો, ને કાંઇ- મદદ મળે એવી આશાથી તેણીએ ફરીને પાછળ જોયું બે કાળા આકારોને, આટલાં અંધારા છતાં ઝડપેથી પોતા તરફ આવતાં ચાંદને જોયાં, ને ચાંદન કાંઇ પણ બોલે, મદદ માટે ? કાંઇ કહે, તે પહેલાં તેમાના એકે ખભામાંથી તો ઝકડાવી પકડી ને બીજાએ મોમાં એક ડુચો સપાટામાં દબાવી દીધો.

ચાંદને એક ચીચીઆરી મારવાને પણ વખત મળ્યો નહિ. સઘળું એક ઝપાટામાં બની ગયું છે અને જગાઓ તે નાજુક બોજાને ઉપાડી ઝડપી પગલાંઓથી, વાંકી ચુકી ગલીઓ પસાર કરીને તથા કાળી ચણક બનેલી કુદરતનો લાભ લઇને, ક્યાંના ક્યાં લઇ નીકળી ગયા.

## પ્રકરણ ૧૭ મું.

## શોધખોળ.

રતનસાયંના, અસાદઆદના બંગલાના પડીઆળામાં આઠના ટોરા પડયાંતે તેવણ, ચાંદનની ગેરહાજરીથી તરખાટમાં ને " આભરી ઘોડામાં" પડયાં.

"ઓવાય, હજુન ચાંદન આવી નહિ. "

"હા પણ માયજી એકાએક ઋતુમાં ફેરફાર થઇ ગયો છે તે વરસાદ ધરેલો ધરાતો નથી. મને બીતેછ, કે એ ગાડી વગર નીકળી હશે, અને બચાવ માટે કોઇના બંગલામાં થોભી હશે."

" અરે પણ નહિ તારે બધાં સાથેનાં સાથે ધસડાપને આજે તે બિચારીની સાથે કોઇ ગયું બી નહીં. મેરવાન તારી ઉપર, મને ઘણો ગુસ્સો આવેછ." મેરવાન બિચારો શું બોલે? તેઓએ હેત ખાઇ રચેલા તાગડતું પરિણામ રખેને ખોટું આવે, તે વિષે ત્રણેને ખટકો થયો.

" માયજી તમે ફિકર ના કરો, હું ચાદનને સામો લેવા જાઉંછું" ને એટલું બોલતાં, દીલ ઉપર, એક વોટરપરૂફ કોટ નાખી, ભર વરસાદમાં, પોતાની માસીની દીકરીની શોધમાં સ્ટેશન તરફ તે નીકળી પડયો. ત્યાં તેણે શોધ કીધી, તો જણાયું કે, ચાદન તો પગે ચાલતી કેવારની ગઇ હતી. ..

"હા સાબ, બાઇજી સુફેદ સાડીમે હોતાથા, ઔર, સાથવાળા સાબ્લો, સામનબી, ગાડીમે અમજ અંદર રખા, ઔર બાઇસાબ પાંવસે ગયા, તો મય અપની નજરસી ઉનોકું દેખા."

આટલું તો ચોક્કસજ હતું કે, કાંઇ પણ નાહાની કર્યા વગર, તેણી હોંશી સાથે ચાલી નહી ગઇ હતી, મેરવાનને પણ ચાદનની સમજદારી માટે સારો વિશ્વાસ હતો.

" અરે એ કંઇ ફુલડ છોકરી છેજ નહિ, ને કંઇ પણ ખોટું કરે, હું નજદીકના બંગલાવાળાઓને પુછું, કદાચ ત્યાં હોયબી" મેરવાન મનસે બડબડયો.

દરેક ઓળખીતાં, ને વગર ઓળખીતાં તે તરફના રહેવાસીઓને પુછતાં ચાદનનો પત્તો જરાબી મળ્યો નહિ. એક મુસલમાન સ્ત્રીએ સુફેદ સાડીવાળી બાઇને, જ્યારે ઘણું અંધારું હતું ત્યારે પસાર થતી જોઇ હતી. અને આ તેણીએ ચાંદનને ચેતવણી વરીક આપી હતી, કે "બાઇજી બામ કે જાના, જલદીસે મેલલા આએગા" એટલી બાતમી તે સ્ત્રીએ મેરવાનને આપી, અને વધુમાં જે ગલીમાં તેને ચાદનને વળતાં જોઇ હતી, તે ગલી દેખાડી.

" હા ચાંદન ટુંક રસ્તે આવવા, એ ગલીમાંથી નીકળી હશે, કે વરસાદથી બચું. પણ એ બિચારીને અહિંનાં એકાંતનો કયો ખ્યાલ નહિ પણ એ ગઇ કયાં? હું અહિં આવ્યો, તેટલાં ઘરતો નહિ પુગી ગઇ હોય! પણ જો હોય તે હું પુલીસ સ્ટેશન ઉપર ખબર આપતો જાઉં બાઇ માણુસ આવા અંધારામાં રખેને કેયે રખડતું હોય."

તેણે ચાદનના ગુમ થવા વિષે પુલીસને જણાવ્યું. ત્યાનાં વડા મુસલમીન ફોજદારે મેરવાનને જવા કહ્યું, અને, કદાચ પોતે ઘર જશે ત્યારે ચાંદનને ઘરમાંજ બેઠેલી જોશે એવો સધીઆરો, અને તલાસ કરવાની કબુલાત આપી.

અફડાતો ઝીંકાતો પુલીસમેન સાથ મેરવાન ઘર ગયો. જ્યાં સઘળાં વીહલે મોહડે ચાદન અને મેરવાનના સાથે ફરવાની રાહ જોતાં હતાં, ચાદન વગર મેરવાનને એકલો જોઇ રતનમાયે ગોધીઆરૂં કરી મેલ્યું.

" ઓ બાપ, મારી દીકરી કયાં? એની માયને શું જવાબ દેનશ ! ઓ દુકતાંઓ બોલેરે?

" માયજી જરા ધીરાં પરો, મેરવાન શું વાત લાયાછ, તેતો સમજો. ચાદન જતીતોબી કયાં? અહિંજ કેયે હશે " નવી વહુએ સાસુનો બરડો પસવારતાં કહ્યું •

"અરે પણ બા બેહનની ચાદન કયાં છે? માસી મરે એને કેયે બેસારી આયોછ કે?"

" માયજી જરા મુગાં રહો, એમ ગોધીઆરૂં કરવાથી કંઇ વળવાનું નથી. અને પોતે શું કરી આવ્યો હતો, તે સઘળો ખુલાસો તેણે કર્યો,

બન્ને નણંદ ભોજાઇઓ ચાંદનના ગુમ થવાથી રડવા લાગ્યાં અને રતનમાય જયાં બેઠાં હતાં ત્યાંજ હપતાઇ અપતાઇને ફસડાઇ પડયાં.

" મારા કયાં ભોગ લાગા કે મે એને નેડાવી, એ માપરે એનો બાપ તો મારા માથા ઉપર એક બાલબી નહિ રહેવા દે, તેવો છે, અને એની માયને બી હું શુ જવાબ આપશ." તેઓને ત્યાંજ મેલી મેરવાન તાર ઓફીસમાં દોડયો. વરસાદ થોડોજ વારનો નરમ પડયો હતો, અને તેની અસર ફકત ઝીણી છાટીઓમાંજ હતી. તેણે જઇ જમશેદજી માટે એક અરજન્ટ તેલીગ્રાફ મોકલ્યો.

તારખાતામાં તે વખતે ઘોંટાળો થવાથી આટલાં નજદીકનાં છેટાં છતાં તાર, પાછલી રાત્રે લાહોરમાં મળ્યો. જમશેદજીને નામનો તાર સાંભળી પીરોજબાઇ હપતાઇ ગયાં. અને જયારે અંદરની બીનાથી વાકેફ થયાં ત્યારે તેવણના દુઃખનો પાર હતોજ નહિ.

જમશેદજીએ પીરોજબાઇને સધીઆરો આપવાને બદલે, બુમબરાડા કરી મેલા.

"પીલાં, તેં એ દુકતીને છગાવી, હવે લોકને નાક કેમ દેખાડશે ? અંદર સાફેસાફ લખેછ, કે એ હોમીને મુકવા ગઇને પાછી ગુમ થઇ રાંન ગુમ થઇ તે સદાની ગુમ થઇ જાયતો સારૂં ! મારી લાખ રૂપ્યાની આબરૂ એ રાણુ માંજરી બલાડીએ ધુર વારી. એ ચંડાળ ઘના પરેલના દુકતાનાજ ' કારસતાન છે. હવે દીકરીને નામે આયું કુદીને બેસ"

બીચારાં પીરોજબાઇતો આ ધડકાથી થોડેકવાર ' સકમ બકમ ' થઇ ગયાં પણ હોમી વિષે તેવણને ધણુંજ ઉચ્ચું મત હતું. તેમજ પોતાની દીકરીના મન ઉપરના કાબુથી તેવણ કાંઇ અજાણ્યા નહી હતા તેથી પીરોજબાઇએ ઉલટાં, જમશેદજીએ ઉપર ઝાડ તોડી પાડયાં. જ્યારે કોકવાર પીરોજબાઇ તેવણે એમ ખખડાવતાં ત્યારેજ મુગા બેસતા.

" જમશેદજીએ તમારી જીભ એકદમ બંધ કરો, મારાં દુઃખ ઉપર દાહગના દેવો. મારી સ્યાણી દીકરી કોઇ દહાડો એવું કામ કરે નહી. ને ખબરદાર હોમીને વરેણી કંઇ બોલ્યાછ તો! અતર ઘડી જઇ તેને તેડી લાવો, નહીતો કોઇ માણુસ પાસે તેડાવો, એતો હીરા જેવો છોકરો છે; પણ તમારાંજ ભેજામાં કોણ જાણે શું ભરાયુંછ. એ એવું પગલું કદી ભરે નહી. તમે જો એની શોધખોળ કરવામાં જરાબી કદાચ રાખીછ તો મારો જાન હું પટકી નાખીશ." તેવણે ઘણું ગોધીઆરાં કરતાં જમશેદજીને દમ દીધો.

જમશેદજીનાં ધણીયાણી ધણી ઉપર કદાચજ છેડાતાં તેથી અસર ઘણી જોરાવર થતી. તેવણે તુરત નોકર મોકલી, હોમીને બોલાવી મંગાવ્યો, પણ તેવણની બડબડ પટપટ ચાલુજ હતી.

" હા, તો ! તો ! હોમી તારો હીરા જેવો છોકરો બાકી જે હમણાં આવશે. ભસતામાં બેઉ જણ જઇને પડીઆં હશે તે કાંથી આવી મરવાના છે હજુતો રાણુની ખાતરી કાંચાયછ ?" પીરોજબાઇ હોમી આવે તેટલાં સાડીનો કુચો પેટમાં દાબી નજદીકની ખુરસી ઉપર પછડાઇ પડયાં તેવણને જમશેદજી શું બોલતા હતા તે સાંભળવાનું જરા પણ ભાન ન હતું.

હોમીને આખી રાતનો ઉજાગરો હતો તેથી જેવો તે બકી બામદાદે લાહોર આવી પુગો કે જલદીથી બંગલે જઇ જરાક વારનોજ પલંગ ઉપર પડયો હતો. ઘરમાં તેની બહેન શીરીનને કોઇ સાથ વાત કરવાનો અવાજ તેને કાને પડયો. આખું નહિં પણ " ચાંદનબાઇ " " પીરોજબાઇ " " શેઠ " એવું એવું તેને કાને સમજાયું. કે પછી તેને બે વાર કહેવું પડે એમ હતું નહિ. તુરત સદરાભર બહાર આવ્યો ત્યાં બી ત્રુટી ફુટી બાંગોતુટો ખુલાસો મળ્યો. નોકરે

બાઇ શેઠ વચ્ચેની વાત, થોડી ઘણી સમજેલી તે કહી, ને ઉમેર્યું કે, "શેઠજીને તાકીદથી શેઠ બોલાવે છે" હોમી અંગ ઉપર શર્ટ ઓલવી, લાંબી લાંબી છલંગો મારી, પોતાની કપાંઉડની બહાર આવ્યો, બાગની પાછળનો પેસેજ નાનો દરવાજો ખોલી, જમશેદજીની વાડીમાં દાખલ થયો. પોતાની પ્રીયા સાથ, તેને બેઠક આપતું ઝાડ જોઇ, તેની છાતીમાં નહિ સમજ પડે, તેવી ફાળ પડી. જમશેદજીએ થોડા જ દિવસની વાત ઉપર કરેલા અપમાનની સહેજ પણ દરકાર કર્યા વગર જમશેદજી સામે આવી બેઠો. જમશેદજી વજીફદારે હોમી આવે તે પહેલાં આંખ તાઇત બંધ કરી મનસે પટપટવા માંડયું "મને બસારત થાય છે કે, ગોયા અને મદા તમાઓ કહે છે કે રે મારા સાગરેદ તારી દીકરી કોઇ બંદમાશ સાથ નાશી ગઇ છે. તે બસારત કદીબી ખોટી હોય નહિ. હોમી કયાંથી આવી મરવાનો હતો? હોતે તો અસારનો આવતે કની? તેવણે ફકત નોકરને ચાર પાંચ મિનિટ હોમીને તેડવા જવાને થઇ નહિ હશે, તેટલાં તો મહાતમાઓ તરફથી આપણા સુરત થીઓસોફીસ્ટ બસારતબી પામી ચુકા! હોય બા હોય. એ તો નશીબના લીલાઓ માટેજ બસારત પામવાનું ચળકતું ભાગ્ય જાણવું? વાહ! મહાતમાઓની મહેરબી કેવા કેવા સાણુ સુકાલ્યાઓ પર ઉતરેલી હોય છે તે જોઇ જેને મુછ હોય કે નહિ હોય, પણ તેવાં સમજુઓ મુછમાં હસ્યા વગર રહે નહિ

હોમી હડતો કાતો તેવણ સામે આવી ઉભો. ત્યારે તેની સલામનો જવાબ નહિ કરતાં, જમશેદજી મોહું મરડી બાયલાની કાની બેઠા.

પીરોજ બાઇએ રડતે ચહેરે પેલો તેલીગ્રામ મેલ્યો. હોમીએ ધ્રુજતે હાથે લઇ, ધડકતી છાતીએ તે વાંચ્યો, ને નહી જાણ્યા વગર સરી, તે તેબલ ઉપર પડયો,

"હોમી દીકરા એ શું? મારી આદન કયાંછે?"

"માયજી, પીરોજબાઇ માઇ હું શું જાણું? હા, ચાહન મને અમદાબાદના સ્ટેશન ઉપર મુકવા આવી હતી. અને મારી ટ્રેનમાંથી મને એ જ્યાં સુધી જણાઇ ત્યાં સુધી હમે બન્નેએ એક બીજાને જોયાં હતાં, અને એ"—

"તારી મગદુર શું કે, તુને એક ત્યગન ના કહેવા છતાં તું તેને જોયા કરે, નકટે નાકે ખુલાસે કરતાં શરમ નથી આવતી? નાગી મોહકાનમાં મારી દીકરી કાં ગઇ તે જણાતું નહિ. જો મારી દીકરીના એક બાલનેબી ઇજા પહોંચશે, તો તારો જીવ લઇશ જીવ, તે યાદ રાખજે" જમશેદજી વજીફદારે વગર વાંકે હોમીને ખાસડાં મારતાં કહ્યું.

"અરેરે, અરેરે, મારાં નસીબ બરેરે, જમશેદજી જરા મુગા ગગરોની અને તમારે પગે લાગીને કહુંછ, કે બેઉ જણ સાથે મળીને મારાં કામ કરો, અને બચ્ચાને પત્તો ખુલ્લ તાલા મેળવી આપશો. પછી હોમી દીકરાનું ખુન કરવું હોય તો કરજો કે કોઇ દુશ્મન એનો જીવ લેજો પણ હમણા તો જલદી અલાહબાદ ચાલો. જમશેદજી તમે બાયલા જેવા નહિ આવશો તો હું એકલી હોમી સાથ જઇશ."

"પણ માયજી વધું સાંભળોની, મને તમારા ઉપર ચાંદને એક કાગજ આપ્યુંછ તેમાં કાંય નહિ કાંઇ બી ખુલાશો હોય" અને પોતા સાથ લાવેલું એક બંધ પરમીડુ પીરોજબાઇના હાથમા મેલ્યુ

"તુંજ વાંચ હોમી, તુંજ વાંચ. મારા તો હાથ પગ ધ્રુજેચ ને આંખે ચકકર આવેચ," પીરોજબાઇએ ઘણી પેરથી સાહીને ડુચો પેટમાં દાબતાં કહયું.

તે ફકત એક હેતવંતી દીકરી તરફનો, પ્યાર ભર્યો રૂકકો માતાને હતો તેમાં હોમીના અલાહબાદ આવવાથી સર્વને ઘણી ગમત મળી હતી. તેને કેટલીક વરગડુ ખબરો સિવાય બીજું વધું કાંઇ નહિ હતું. કાગજ કોઇપી રીતે તેઓની મુશકેલી ઓછી કરવામાં મદદ કરી શકયું નહિ.

નીચે નમાવતા તે પટપટયો. "અરે નહિ, નહિ, એક ધડીભરથી મને એવું વિચારતાં શરમાવું જોઇએ. મારા આમણાં જોરાવર પ્યારને સુકાતી મેલતાં સજવાવું જોઇએ—નહિ. તે કદી સુકાશે નહિ—તે કદી નાશ પામશે નહિ નરગીશનાં ગાલ, અને હાથ તો શું, પણ તેનો આખો ચહેરો બીહામણો બન્યો હતો, તોપણું હું તેણીને મારી કરતાં અટકતે નહિ ઓ ખુદા મારા મનની મુરાદ બર લાવ, આ મારા નાના ફીરેસ્તાને હુસ્યારીમાં લાવ, મારી ભવિષ્યની ભાગ્યશુને હોશમાં લાવી, બોલતી ચાલતી કર, તારૂં આ નબળું પ્રાણી જે મુરછાગત થઇ, પડયું છે, તેને એવું કર, કે જેથી તેપી આંખ ઉઘાડી મને જોય. મારી પ્યારી બસ થોડું-ઘણું થોડું મારા સાથે બોલે એવું કરવાની તારી શકિત નાપેર; ને ઓ મહાનામી સાહેબ તારો રેહેમી દસ્ત લંબાવ" મીનુએ ખરાં જીગરથી બંધ આંખોથી તે સાહેબને યાદ કર્યો. દુઃખનો વખત કે જયારે બંદગી ઇનસાનને અજબ ધીરજ આપનારૂં ઓસડ છે. તેથી મીનુને કંઇક રાહત થઇ. તે નર્સની ગેર હાજરીનો લાભ લઇ ઇઝીચેર ઉપરથી ઉઠી નરગીસના બિછાના નજદીક ગયો. જયાં તેણીની આંખો જે દિવસોથી તદન બંધ હતી તે લાંબા પાંપણોં વાલી આંખ ઉપર વાંકુ વળી, તેણે જોયું અને દુઃખથી પરેસાન થતો ચહેરો જોઇ મીનુની આંખમાંથી થોડાક આંસુ નરગીશના ગાલ ઉપર તપકયાં. તેણે, ધણાં સંભાળથી તે લુછયાં અને લગભગ પાંચ દિવસે નરગીસે પહેલી વાર આંખ ઉઘાડી. પોતાના શરીર ઉપર વાંકા વળેલા આકારને જોઇ જરા વારે તે પાંછી બંધ કરી દીધી.

"મારી નરગી, વહાલી નચુ, અરે કંઇ તો બોલ! તારૂં બંધ મોં જરા તો ખોલ! તારા મીનુને જરા જો!" મીનુએ ધણા ગળગળસે અવાજે કહ્યું.

દાદાર જે દુઃખીઓને દાદનો લેનાર દયાળુ સાહેબ! જે દસ્ત લંબાવી દસ્તગીરીનો કરનાર જે રેહમી બાપ, દરદોનો ટાળનાર, જે પોતાનાં બસા બંદાઓની ખરાં દીલની બંદગી સાંભળવા હમેશ હાજર છે, તેણે મીનુની ખરાં અંતકરણની બંદગી ઘણી જલદીથી સાંભળી અને તેની નેક મુરાદ બર લાવવા ધારી હશે કે કેમ તે આ ગદગદતા જાદુઇ અવાજથી, મીનુના તત્વજ્ઞાનથી નરગીશ ધણે દહાડે પહેલીજવાર હોશમાં આવી.

"ઓ હું કયાં છું? મીનુ તમો મારી નજદીકમાં છો—બસ મને બીજું કાંઇ નહિ જોઇતું" અહિં તો જીવ જીમાઇ ગયો. મીનુએ નર્સને તુરત બોલાવી ઓધીઆરૂં કરવાનું કોઇ કારણ જોયું નહિ. થોડાંક કોલંગ વોતરથી નરગીશ હુસ્યાર થઇ.

"મીનુ મને શું છે?—હા બસ હું જાણું છ પેલી પાર્ટી—બળતુ—હા—બળાતુ—તમે મારી સાથેના સાથેજ હતા."—નરગીશે ભાંગા તુટા વાકયો છતાં તદન હુસ્યારીથી જવાબ દીધો. અને અતિ ઘણું ફીકકું હસવાનું મોં ઉપર છવાઇ રહયું. જે સધળું જોઇ મીનુના જીવને ટાઢક વળી.

"મારી નચુ, હમણા તુને કેમ લાગેછ, તારી આગ બળતી નરમ પડી કે?" મીનુએ ઘણું માથા શી પસારવાનાં કહયું.

"આર્મ, આગ મને બળતીજ કયારે, અને તે બધું થયું બી હોય તો તમારી હાજરીથી સધળું ઠંડું થઇ ગયું એમ જાણજો, અહિં હું કયાં છેવું મીનુ?"

"વહાલી તું ફીકર નાં કૈર. તું બહેરામજીના 'ચાર મીનાર'માં છે. જયાં સૌથી કમફરટેબલ રીતે તેણે તુને રાખીછ."

આહ, ફરીથી સધળું રોશન વિષે તેણીને યાદ આવી ગયું. રોશન તેના જીવ ઉપર બોજો તો હતીજ તેમાં આ નવું કામ વધારીને વધુ.

બોજા રૂપ થઇ પડવાથી દુઃખી લાગણી તેણીને થઇ આવતાં, ફરી બેશુધ્ધ થઇ તેણી પડી. મીનુએ ફરીથી તેણીને હુશ્યાર કરવા માંડી પાંચેક મિનિટે તેણી હુશ્યાર થઇ.

"નરગી, તુને હમણા કેમ લાગેછ, હું નર્સને બોલાવું. ?"

"નહિ હું નરગી નથી. મીનોચેહર મોટા ફરામ હું તો એક કંગાળ પરવીઝ કાંગા છું. અરે તમારા જેવાએ મારા જેવી આગળ નહિ આવવું જોઇએ, ખુદા ખાતર અહિ થી તમે જતા રહો હું તમારે લાયકની નથી." અને ત્રીજીવાર બેશુધ્ધીએ તેના પર હુમલો કર્યો.

નરગીશના આ બોલવાને મીનુએ લવારાની હદમાં આપી, હવે તેણે બીહીને નર્સને બોલાવી. તેણી લેહરેને લટકે બપોરનું ટીફીન લેતી હતી. પારસી ફેમીનીઓમાં હાલમાં લાડથી લઇ ચલવવામાં આવતું પ્રાણી, તે આપણી ગોરી ગોરી યુરોપ્યન નર્સો છે જેઓ ઉપર અધધર કરવામાં ધરની પારસી છોકરીઓ જરા પણ પાછી પાણી કરતી નથી. એવી લાડકી યુરોપ્યન નર્સો બી કેથી નશીબ પુછનેજ પારસીઓને ઘેર આવતી દેખું. તેણીઓમાંની કેટલીક દર્દીના બિછાના પર ધ્યાન આપવા કરતાં ઘરમાંના મજાના વાન દેખાવના છોકરાઓ ઉપર "એટેનશન" આપવાનુ અગત્યનું કામ જરા પણ ભુલ વગર કરતી અવાર નવાર જણાય છે. વળી તેવા પોર્યાઓની તે "મીસ" ને મારી ફુદીને "કોલ્ડ-ડ્રિંકસ"ના ગમલરો વારા ફરતી આવી પીવરાવાની અહોંશા બહોંમ તે બ્લુડોળા વાળીને ઇલેકટ્રીક ફેનના ગેરહાજરીમાં પંખો નાખી, હમાલ મસાલ ફી પતી ઉપર ઉતરી જવાની હલકી ઉલટ જોઇ; ઘરના વડાં વડેરાંઓ ઉપર "દુઃખ ઉપર દાહમ" જેવો મામલો થઇ પડે છે. તેવી એક, પોતાના ઠને તપાસનારી, હોજરાંની પુંજા કરનારી, "મને જીવ ને, મારા જીવને જી," માગનારી એક નર્સ, લાહોરમાં શોધતાં ખોળતાં દિવસ માટેની નર્સ જડી આવી હતી. તેણીને જ્યારે તાકીદથી મીનુ તેડવા ગયો, ત્યારે પોતાના પેશંટને એકધું એલી સેંડવીચીઝ ને હેમના દબુસા મારતી બેઠેલી જોઇ. ધીરે આસ્તે આવીને મીસ બેનસને નરગીશને હુશ્યાર કરી. "મી. મોટાફરામ જરા હું મારૂં અધરૂં તીફીન પુરૂં કરી આવું તેટલાં મીસ તબાકને તમારી સંભાળમાં મેલી જાવું છું." અને મીનુ કાંઇપણ બોલે તે પહેલાં ઓરડો છોડી, તેણી ચાલી ગઇ.

પણી થોડી મિનિટની ઉંઘ પછી નરગીશે આંખ ખોલી, ફરીથી તેણીનો ગડગડતો અવાજ આવ્યો "હું જાણુંછ, તમો મીનુ મોટાફરામ મારી નજદીકમાંજ છો, ખુદા માલુમ કેટલા કેટલા કલાક, એ મુજબ તમે પસાર કીધા હશે ? ખુદા ખાતર એક રખડેલ ભીખારી છોકરીનો વિચાર કરવાથી દુર થાવ. અરે મીનોચહેર હું પહેલાં નંબરની ઠગારી સ્ત્રી. છું. રોશનના કહેવાથી મેં તમને ઠગ્યાછ. હું નરગીશ તબાક નહિ, પણ પરવીઝ કાંગા છું. મને તમે છોડી જાવો, રોશન કહેછ કે તમે ખરાબ માણસ છો, હું તે માનતી નથી પણ મીનોચહેર, હું એક ખરાબ માણસ છું. તમે તે માનોછ કની ? ઓ મારા માથાંમાં કાંઇ થાયછ ! અરે જરા કોઇ મારૂં માથું ઉંચું કરો."

મીનુએ તુરત તે ખુબસુરત, ને કાળાં ઝુલફાંઓ વાળું માથું હાથમાં લીધું અને તકીઆને બરાબર અપેલાવી, આરનેથી ગોઠવ્યું.

"સાહેબજી મારા ભલા દોસ્ત, આ ઠગારી ને માફ કરજે" એટલું બોલતાં નરગીશ તબાકે પાછી આંખ બંધ કરી નાંખી; સઘળી ખરી બીનાની અચ્ચાઇથી અજાણ્યા મીનુએ નરગીશની વાતને બકબકારામાં ગણી કાઢી, અને અતી ઘણા રંજીદા દીલે પંલગ નજદીકની ખુરસી ઉપર પડકાઇ બેઠો.

(સાંધન છે.)

# An Indian Village.

By

**Desai Manmohanrai Hakumatrai B. A.**

Imagine yourself in an Indian village—particularly this side Surat. The freshness, the charm of it will transport you to a haven of bliss. Here, you will be able to realise "the fair paradise of Nature's light." Enclosed and surrounded by the stately-majestic palm-trees, the sweet date-palms and enclustered with fine mango-groves, interlaced with the tall cocoa nut trees, fanning slowly the plump jack-fruits, an Indian village at once seems typical, breathing a spirit of Beauty and calm grandeur. This is an Indian village—an Elysium on earth, where life throbs warmly in vein and artery. The lofty majesty and unpretending splendour appeals at once to the heart and the poetry within It is the one heart-easing refuge from the noisy, tumultuons din and uprear of city-life. It is the one heavenly escape from the pestitential and smoky atmosphere of man-made cities, It is the one lovely arbour for the ecstatic lover of Nature's beauty. What feeling heart but will not feel ennobled by communion with the tender emotions, the enchanting fairy-land of a village arouses in it !

An Indian village is generally a cluster of several huts, clay-wall'd, mud-plastered and scattered like so many beautiful specks on a bright and fair surface. The huts are often thatched with straw and hay and are generally low-roof'd. Tiles are the luxury of rich peasants only. The jolly, jovial peasant—often happier than your rich grandees-manages to house his live stock in the same dwelling of his, with his family and himself. In the category of his children, rank his sons and daughters, his cows and oxen. The front of the house has its own rude, primitive verandah, where of a morning, with a big smoke, finger-thick in his mouth, he sits with his children and looks like the proud monarch of his dignified castle! In spite of all his roughness and ruggedness of character, in spite

of all his illiteracy and boorishness, as we contemptuously term it, the peasant if at all any one, is really an embodiment of native independence, rugged boldness and frank and honest simplicity. At home, he is the proud patriach of his innocent flock. Besides the peasant, an Indian village must needs have a Marwari or two to thumb screw the otherwise peaceful humanity Among the note-worthy sights of interest, nothing is more interesting than a village school. Imagine a village school, with a hoard of young, dirty brats, buzzing and humming like a swarm of flies, while the teachers are dozing on their chairs, spectre-like. Or imagine the Babel of voices, with hardly a distinct syllable to be eliminated, in our village school, where the ferula is the potent ruler.

Let us now scour some of its boundless regions of immense beauty. Have you ever strolled of a morning round about the village. If you do so, you will taste the cup of highest bliss and most exquisite pleasures. The golden dawn, streaking the bars of cloud with rose, the freshness of the morning, the sweet delicious perfume of flowers upborne into the atmosphere—how pleasing are they all! What a thrill of joy passes through the heart on beholding the jolly reapers in the fields, mowing and cutting, so blithely, so gaily and so happily. As you stray you occasionally meet herds of cows and oxen and buffaloes, bellowing loudly and tramping in military order or a flock of goats and sheep with their little ones, bleating and scampering off at the slightest rustle. And how tender, and emotional and almost poetic you feel at the sight of the tall, robust shepherd, gently tendering and fondling a fresh-born young one in his hands, with the affectionateness and love of a mother. Straying while you are, you may ocrassionally come up with a fine grove of trees or at times your eyes may rest on long rows of green fields. Freedom to breathe, to climb, grow with the grasses, fly with the clouds, to muse, to sing, to be an unclaimed *self*, dispersed upon earth, air, sky, to find a keener transfigured self in that radiation—one craves no more under the influence of it, you are everything, a bird, a flower, a flowing river, a quivering sensibility unweighted unshrouded,

Amid such a scene, the senses loll on unconsciously into a soft couch of luxury, soothed to tranquil and serene rest by the sweet and melodious music of fascinating birds. Nature looks lofty and sublime. Under its influence, all meaner thoughts, baser passions fade away, while yet, its beauty is holding the open heart, under its sway, in a trance. Man falls in with the spirit and tune of the landscape. Lovely and sublime thoughts become his dower. He feels as if called upon by a higher duty to give up his base cowardly intrigues and cringing machinations. He becomes conscious of a higher vocation. An inner voice continues prompting him. The birds and landscape seem to say "what for these base passions *of the world? What for this* despondence and gloom and world-weariness! God has not created thee for misery, for unhappiness View life from a lofty standpoint and rejoice in the esquisite p'easures and manifold beauties God has provided for thee with a lavish hand."

A moon light walk by the vilage side is perhaps the most exquisite part of rural life. The shadows of evening begin to fall one by one. The scorching heat of the day lessens. Cool breezes wave tenderly against your cheek, fanning your senses into a tender, lively emotion. Lone becomes the pervading spirit of your whole being. At such times, walk to the river-side. Lie easily, with your legs full-stretched on the green banks and examine your emotions above all, the tenderness that enfolds you in its mantle *Love seems to grow upon you; not the earthly love that one feels* at the sight of a beautiful object, but the love which is the joy of the consciousness of the Godhead, your heart yearns for the Universal in Nature. The sweet music of the evening, the soft humming of the bees, the chirruping of the crickets, the solitary far-off voices of men driving their teams home from the fields or merrily singing off their day's burden enthral you with their unconscious beauty and immidiately on angelic expression of repose and sweet will beam forth on your countenance. Behold the gorgeous sun set in the West. The sun looks one red-hot orb of fire, while it hangs there on the horizon as if sorry to leave this exquisite workmanship of God. The sky is flecked

with slender bars of deep blue and azure, interlined with golden yellow and tinged charmingly with rainbow colours. It appears as if this soul-soothing, care-obliviating scene is especially bestowed in all its effulgent glory by the kind Providence to cheer up men and to make them forget their day's toil and day's sufferings. The dominion of world's strife and turmoil, with its hollow mockeries and foolish wranglings, is over. Nature sheds her balmy influence and drowns sad care in a draught of the most to potent vintage, Turn to the other side, the Coy maiden Cynthia, modest and unpretentious gradually swims into the horizon and behold the dusky twilight bowing before her money lustre. One white sheet of silver spreads over the world. A calm, tranquil spirit rules the earth. Cool breezes blow, gentle emotions stir and we feel as if the spirit of Love and Beauty is abroad. We become self-oblivious. Material interests and cares are forgotten. Happy sensations dominate. Tears gush forth from the eyes in thankfulness and we pour forth many a denunciation and self depreciation for even a single mood, however slight, of discontentment with life which we may have contracted! Our whole being is in a glow; our whole state becomes one of white simplicity in fervour.

The advantage and probably the greatest one of rural life to those whose minds are open to influences is the mighty feeling of awe and reverance it inspires. The rough elements of our character are softened and we feel "a free, a leafy luxury" in manly virtues as well as in tender emotions. We seem to be then in our real elements when spirit walks out to commune with the spirit resident in objects around. But enough of these sensations! Let us descend to more tangible things. For unfeeling hearts, bent on material pleasures, the chief attraction of village-life is the sweet potent opiating draught of soothing Toddy. Toddy, the juice of a date-palms, is the most favourite beverage of the Parsees. It is said, if taken moderately it is the best health-giving tonic. Hundreds of weary souls-weary of life's vicissitudes-run down to the villages during holidays to experience the pleasures of their "delicious Toddy" as

they call it. What an interesting sight it is to see the toddy-vendor's huts, swarming with persons of various communities decked in dresses of brilliant gaudy colours and quaffing their toddy amid scenes, rhowdysm and termagency. Nothing is more flattering than the beautiful silken saries of Parsee ladies in the fields around on picnic parties, presenting a chequered scene of gaiety and mirth. This is an Indian village—an an Elysium on earth But then, what wonder,

"If man made the city, God made the village."

---

## The Temple.

---

The Temple stood amidst a waste ;
No leafy shadows played about ,
Its silent aisles were veiled with dusk ;
Its incense breathed the scents of musk ;
And fore its shrine few votaries faced.

I entered it by chance one day ,
And humbly made my offerings there ;
Few saw me come and few would care ;
Few know of this lone chapel fair ,
Yet I who found it came to pray.

It was not hung with silver lights ;
Its music was one long drawn cry ;
Its Idols were but lost Ideals ;
Its prayers were just the things one feels ;
Its priests were Sorrow, Love and Night !

*Kai Kushrou Ardaschir.*

# ભલાઇની ફત્તેહ!

---o---

### ગુલશન માટે.

લખનાર—મીસીસ રૂપાંબાઈ દોરાબજી રબાડી.

એક પુરૂષ રેતીની ઉંચી ટેકડી ઉપર અર્ધ નગ્ન હાલતે લોહી લોહાણ થયેલો અને જખમો અને લાગેલી ભુખથી બેડોળ હાલતમાં લાંબો છટ થઇ પડયો હતો. તેની લાલચોળ થયેલી લોહીવાળી આંખો પશ્ચીમ ભણી ટીકતી હતી. તેની બાજુમાં પડેલી ધુમાડો નીકળતી 'રીવોલ્વર' દેખાડી આપતી હતી, કે તે બહાદુર શુરવીરે પોતાના બચાવ અર્થે દરેક ગોળીએ એક એક મુહદને ઠાર કીધા હતાં જેમની લાસો તેની અતરાફ ચોમેર પડેલી હતી. તે અતી ઘણા સંકટમાં, ભુખે અને તરસે અર્ધમુઓ થયેલો બીજા લડેલી લડતોથી નાતવાન થયેલો પડયો હતો. તેનાં ઉપર હલ્લો કરનારાની સંખ્યા એવી મે હદી હતી અને હેવાન સરીખા લોકોની હતી કે તેમની સાથે લડતમાં એકલે હાથે ઉતરવું, કે પોતાનાં જીવ પર આવી જઇ પોતાનો બચાવ કરવો એ એક હસવા સરખો નાટક કે ફારસ જેવો હતો. તેના રસ્તો બતાવનારા ભોમીયા એક એક જીવ લેતા કે ડુંગરો ઉપરથી ન્હાસી ગયા.

સૌમાં પહેલ્લો અંગ્રેજ બચ્ચો દુરથી અને ઉપલી દુર્દશા હાલતમાં પડેલો ટીમેટનાં પવીત્ર શહેર ભણી ટીકતો હતો. જોકે એવી હામ બીડવા ખાતર નક્કામાં પોતાનો જીવ ખોવા આવ્યો હોય તેવું લાગતું હતું, પરંતુ, જ્યાં કોઇની હીમ્મત, નહીં ચાલેલી ત્યાં એ આવી લાગ્યો એ વીચારે એક પ્રકારનો હર્ષ તેની રગોમાં વ્યાપી રહ્યો હતો. અગરચે એ હર્ષ નાઉમેદી અને ક્રોધ સાથે મીશ્ર થયેલી હતી—પણ આખર કરતાં પણ સંતોષ તે સંતોષજ. વીચાર કરતાં કરતા તે ક્રોધે ભરાતો કે આ અર્ધ નંગના જંગલી કોણ એવા કોણ કે પોતાની અને પોતાની જીંદગીની મીઠી ઉમેદોની વચ્ચે નડનસ સમાન આવી લાગે! તે લોકની પોતા સાથ સરખામણી કરનો અને તે લોકની જંગલી શકતી પોતા સરીખા શુરવીરને કમજોર કરતાં જોઇ ગાંડો બની જતો હતો. તે પોતાના વતનમાં એક નામાંકિત્ત પ્રખ્યાત પુરૂષ લેખાતો હતો; ધનવાન, ઉમદા અને જુવાન. તે લોકની સમજમાં એટલી બીના ઉતારી શકે તો બસ છે. તે તરફની ભાષાથી પોતે અંજાણ હોવાથી એ બની શકે નહી તેવું લાગતાં એનાં મોઢથી બદદુઆ નીકળતી. ગમે એવી ઇશારતોથી તે તેમને સમજ પાડવાનો યત્ન કરતો પણ મિથ્યા. તે સઘળી ઇશારતો ઉપર તેઓ પોતાનો તિરસ્કાર જાહેર કરતા. તેણે પોતા પાસનાં કાગળ્યાં તેમને દેખડાવ્યાં અને શેહેર ભણી આંગળી દેખાડી તેમને સમજ પાડવાની કોશિશ કરતો પણ ફોકટ! તે પોતાની પાછળનાં પર્વતો ભણી આંગળી કરી તેમને સમજ પાડનો કે તે ઘણે દુરના દેશાવરથી આવેલો છે, ને મુસાફરી ખતમ કરતાં દાહડાનાં દાહડા-અઠવાડયાનાં અઠવાડયાં તેમ કરતાં મહીનાના મહીનાં લાગ્યા છે. કંઇ તેનું વળ્યું નહી. તેમને લાંચ આપવા લાયેકની કસી વસ્તુ તેના પાસે નહિ હતી. જે કાંઇ થોડું ઘણું સુવર્ન=નાણું તેની પાસ હતું તે આવતાના વારમાંજ તેનાં પાસેથી ખુંચવી લેવામાં આવ્યું હતું.

તે લોક તેનો જીવ લેવા તલપી રહ્યા હતા. તે પડ્યો પડ્યો જોતો હતો કે તેના ઉપર હુમલો કરવામાં ઢીલ કીધી તે એટલાજ ખાતર કે એની બાહાદુરી અને હઠ માટે કંઇ ભયંકર જુલમ ગુજારવાને તે લોક યુક્તિ રચવામાં રોકાયલા છે. અકસ્માતિક આવી લાગેલા મુસાફરો ઉપર એ લોકે ગુજારેલાં ઘાતકીપણાંની ઘણી વાતો એણે સાંભળી હતી. એની આગમજ ઘણા મુસાફરો એ ગંભીર અને ભેદ ભર્યા શેહેર તરફ દીવા તરફ પતંગીયું ખેંચાય આવે તેમ આવેલા અને નાશ પામેલા એનાં સાંભળવામાં આવ્યું હતું, જેવા તે લોકના હાલ થયા તેવા એનાં પણ હાલ થવાનાજ. થોડાવારમાં તેને જણાયું કે તેનાં વેહેમ ખરા હતા. તેમનાંમાંનાં દસ બાર જણાએ એક મોટું દરખ્ત જડથી ઉખેડી ઘસડી લાવ્યા. તેના ડાળાં–ડાંખળાં સઘળાં પાંખી કાઢવાં અને તે પડ્યો હતો ત્યાંથી જમીનમાં ખાડો ખોદવા માંડ્યા અને ફરતા હતા તે લોકની જંગલી ભાષામાં ગાળો દેવા માંડ્યા અને આવતાં જતાં પથરા તેનાં માથાઉપર ફેંકતા કામ કરતા. જણાયું કે તેની આખરી આવી લાગી છે. અને આખરની વેદનાં ઘણી ભારે પડવાની છે. એને તો મુસ્કેટાટ બાંધી જમીનપર લાંબલાંબ પટકેલો હતો. એનાં જેવા એક શુરવીર ગોડફ્રી ફેલ્ફિગ લોકકુટનો ઉમરાવ તેનાં પ્રગણાનો લેફટેન્નેટ અને માસ્ટર–ઑફ–હાઉન્ડસ, તું આ કેવું શીવટ. તેને પેલા મોટા દરખ્ત સાથે મજબુત બાંધી રૂંધી તડકાના તાપમાં મુંઝાતો છોડી તેઓ ચાલી ગયા.

એ પછી તે કંઇક અર્ધ બેશુદ્ધિમાં પડ્યો અને જાણે સ્વપ્નવશ થયો હોયે તેમ તે પોતાને પાછો લીનકનમાંના આરાસ્તા કરેલા, ખુશબોદાર સુગંધી ફુલનાં પમરાટવાળા મોટા કુશાદે દેવાનખાનામાં પોતાને ઉભેલો દીઠો. પોતાને તે સ્ત્રી જેના મગરૂરી ભર્યા ટેકે અને પોતાની હઠીલાઇએ આ તરફ તેને હાંકી કાઢ્યો હતો તે સ્ત્રીની સનમુખ પોતાને દીઠો, જે સ્ત્રી પોતાની ઘર નાર કરી લાવ્યો અને જીંદગીનો હર્ષ ભોગવવા આગમજ, પોતાની જે મુરાદ હતી જ્યાં પ્રદેશો શોધી કાઢવાની અને નામના મેળવવાની તે ઉમેદ અને તે જોરસો પાછો જાગૃત થયો અને તે જોમમાં ને જોમમાં તે સ્વદેશ અને ઘર તજી બાહાર નીકળી પડ્યો હતો. તે સૌદામણી ગુલચેહેર જેની આંખો એને એમ જવા ના કેહતી હતી પણ મગરૂરી ભરી ટેકે મોહડું બંધ રાખ્યું હતું તે સઘળું પાછું તાજું થયું. તે દિન પછી કેટલીવાર તે યાદ આવતી હતી અને પોતાના ખોટાઇ કબુલ રાખી તેણીને વિનવી લેવાની તેને જીજ્ઞાસા પેદા થઇ હતી. કેટલીવાર તેણીના આંખોમાં આંસુ ભરાતાં એણે દીઠાં હતાં. ભુલ સઘળી તેની હતી, પોતાની હઠીલાઇની મોહકાણમાં તેને તુરત સમજ નહિં પડી હતી. સઘળો કસુર તેના પોતાનોજ હતો. પોતાની વાહલી મોહોબ્બતદારની છબી તેની આંખની સામે આવતાં તે લગાર શાન્ત થયો પણ થોડીજ પળ, પછી ઉલટો વધુ બદહાલ બન્યો. તેણી એની વાટ રોજ જોતી હશે અને તે કદી વતને પાછો ફરનાર નથી. તેનો નાજુક હાથ પોતાનાં હાથમાં લેવાની તેની કોમળ નિર્દોષ ચશ્મો જોવાની, કે પોતાના આંધળા ગોસ્સાને વશ થઇ પોતે ભુલ કીધીછ તે કબુલ કરવાની તેને તક નથી મળવાની એ સઘળું છતાં પણ તે લોકની વચેની ગુંજગડમાં જીવ જેવું કંઇ નહી હતું; ઘણીજ નજીવી બાબતમાં મત ફેર પડ્યો હતો. તે બહાદુર, છાતી વાળો પુરૂષ હતો અને આગમચ ઘણીવાર મોહોત જોયું હતું, પણ તે છતાં આ વખત તે ડુસકે ડુસકે રોવા લાગ્યો. મોતનાં વીચારે નહી, પણ પોતાની પ્રીયા હેલેનનાં વિચારે કે તેણીને કેહનાર કોઇ નથી. તેણીને પાછી આ દુન્યામાં તે મળનાર જોનાર નથી. એ ખ્યાલે તે છાની ફાડ રોવા લાગ્યો.

પામ્યાને આજ ત્રણ વર્ષ થયાં—"

તેણીએ તેને બોલતો અટકાવ્યો——

"શુભ થયાને ત્રણ વર્ષ થયાં—" તેણીએ ભુલ ભાંગી—"એમ સમજીને છોડી દેવાની કૃપા કરશો ?"

"તે મરણ પામ્યોછ. સાબેતીઓ ખુલ્લે ખુલ્લી મળી આવીછ. તેનાં લુગડાં તેમજ તેને લગતી ચીજો સઘળી હાથ લાગી—તેની સાથનાં ભોમ્યાઓએ આપેલી જબાની, વળી પાછું જેઓએ તેને બાપડાની સોડે મરતી વેળા હાજર હતા તેમની સાહેદીઓ જડી છે. ખોદા જાણેછ કે "મુએલા જોડામાં પગ ઘાલનારો" માણસ હું નહી. જો મારાથી બનતું હોતે તો હું તેને પાછો જીવતો કરતે પણ બને તેવું નથી. હેલેન, એ સઘળી વાતની સચ્ચાઇ તમારે મનમાં ઉતારવી ઘટે છે."

હેલન મક્કમપણે સ્થિર નજરે માર્ટનનો મુખડો જોતી ધીમેથી બોલી.—" તે સાબીતીઓ તમોને ખાત્રી પુર્વક હોય. એ વિષે હું કોર્ટને પણ ઠપકો નથી આપતી કે તમોને ખેતાબ લેવા માટે તમોને પણ દોષ નથી દેતી; એ સઘળું છતાં. હું એક સ્ત્રી જાત છું અને જીવવા ખાતર મને કંઇ જોઇયે હું ઉમેદ રાખી જીવું—એથી વધુ હું શું કરૂં ?"

"તમે બીજાને સુખી કરી શકો" તેણે પોકાર્યું અને તેનો સાદ તે નામના વિકારથી ઘાડો અને ધ્રુજતો હતો. "તે રસ્તે તમારૂં સુખ પડેલું છે. ગઇ ગુજરી વાત ઉપર ગમ કરવો ફોકટ છે. જ્યારથી બિચારો આ દુન્યા છોડી ગયોછ,તે માનો હેલન કે તે ઉપર હું દુઃખ કરૂં છું; પણ ભવિષ્ય સામે પડેલું છે.'

"હું તો જીવતી રહીશ ત્યાં લગી આશામાંજ રહીશ." હેલને ઉત્તર વાળ્યો.

"હેલેન, તમે એમ બોલતાં મારી જીંદગીની એક પુરી ઉમેદ તમે લુટોછ. મારો એક કહેવાનો આશય તમે જાણો છો. તમે જાણોછ કે હું અખુટ પ્યારથી તમોને ચાહુંછ. નહિ, એમ ખોદા ખાતર પાછળ ના હઠો, હું કોઇ ઝેરી વસ્તુ નથી. તમોને ચાહવામાં હું કાંઇ અપરાધ નથી કરતો. જો તેમાં અપરાધ હોયે તો મારી આખી જીંદગી અપરાધી ઠરે, કાંકે મારી આખી જીંદગીમાં તમારા વનાં કોઇ બીજી સ્ત્રીને ચાહી નથી. હું હાલ તમો સોડે કાંઇ માંગતો નથી. નાં—કાંઇજ નહિ—અમસ્થી ઉમેદ પણ નથી માંગતો. ઘણું જલદી છે હજી તમારા મનમાં ઉતર્યું નથી કે જયોફ્રી ગયો. હું ઘણીજ શાન્તીથી થોભીશ. હું કંઇજ માંગતો નથી. પણ તમોને મારા દિલની ઇચ્છા જણાવા ઇચ્છું છું. એટલુંજ. " હેલેન ઠંડાઇથી બોલી:—

"મોર્ટન, તમે બોલ્યા એ એક લેખે સારૂં થયુંછ. હવે હું મારા મનની વાત ખુલ્લે ખુલ્લી કરી શકીશ. જો તમે મારા મીત્ર થઇ રહેવા ઇચ્છતા હોવ તો એ સંબંધી એક શબ્દ પણ હવે પછી ઓચરશો નહી તમારા મનસે જયોફ્રી મરણ પામેલો જણાતો હશે; મારા મનસે તે જીવતો છે. હું એક સ્ત્રી જાતીછું. અને મને ખાત્રી કરવી મુશ્કેલ છે. મારા અંતરજામીનાં કહેણ આગળ તમારી સઘળી સાબેતીઓ મીથ્યા છે. મને લાગેછકે, જયોફ્રી હયાત છે. મરણ પામ્યોછ એમ માનવાને હું બીલકુલ નાં પાડું છું. તે કદાપી કદી મને આવી મળશે નહી, પણ તેની વાટ જોતી થોભીશ—અને ઉમેદ રાખતી રહીશ."

"શી રીતે તમે ઉમેદ રાખી શકવાનાં હતાં. તમોએ કરનલ રેનીનું કાગળ વાંચ્યું કે ની ?" મોર્ટન કંટવાલથી બોલ્યો.

"તે રસ્તે બીજા અંગ્રેજો ત્રણ મુસાફરીએ નીકળેલા હતા."

"પણ તેનાં લુગડાં ! તે લુગડા તો તેનાંજ હતાં. તે સીવનાર દરજીએ કબુલ કીધું."

"કદાચ તેમણે કોઇને પહેરવા આપ્યાં હોય. અથવા તેઓ કનેથી ચોરાઇ ગયાં હોય."

"ત્યારે તેનું કાગળ-પત્ર કેમ નથી. મુગો કેમ ?"

."કબરસતાન જેવા સુપકીદા શેહેરમાં તે ગયેલો છે."

"એ હસવા સરખી વાત છે." તે જોશમાં પોકારી ઉઠયો. "તમે વાજબી વાત માન્ય કરનાં નથી. ખરેખરું ઘેલાંપણું છે. તમારી જીંદગીનો શ્રેષ્ટ વખત તમે ભોગ આપોછ ? શાને ભોગ આપોછ ? ખોદાજ જાણે. તમે એમ કેહેવા માંગોછ કે તમે કદિ મારી માંગણી સમજવાના નથી, કે તમે મારી અને તમારી બધેની આપની જીંદગી એ મિથ્યા બેવકુફીને વળગી રહેશો. તમારા ખોટા વહેમ-વિચિત્ર ખ્યાલ ખાતર આપણી બંનેની જીંદગી ખોરંબે નાંખી બરબાદ કરોચ."

"હું જ્યોફ્રી ની પરણેતર છું" તેણી બોલી. "અને તેમજ હું મને ગણતી રહીશ જ્યાં લગી કે—"

"ક્યાં લગી ?"

"તે મરણ પામ્યોછ કરી જાણુશ ત્યાં લગી."

"તે મરણ પામ્યોછ કરી તમે—જાણો ત્યાં-ત્યાં લગી," મોર્ટન ધીમેથી શબ્દે શબ્દ બોલી ગયો "તે વાત તો પુરવાર કે દહાડાની થઇચુકી. વારૂં એટલું મને કહો, હેલેન—કે કેવા પ્રકારની સાબેતી તમોને સંતોષકારક નિવડશે ?"

"તેની લાસ જોઉં, અથવા તેને ખરેખર મરણ પામતા નજરો નજર જોવું. તેને હું મહોડે મહોડું મળું અને વાતચીત કરૂં તો માનું. બીજા કશાંથી નહીં" તેણી ધીમેથી બોલી.

મોર્ટને પોતાનાં દાંત પીસ્યા અને ઉજળો પુણી થઇ ગયો.

"સાંભળો, હેલેન," તે બોલ્યો. "હું આળસુ બેઠેલો માણસ છું. હું તમારૂં બીડું ઝડપુંછ. તમે કહોછ કે જેણે કોઇ એ જ્યોફ્રીનાં મરણ વેળા હાજર રહી તેનાં છેલ્લાં શબ્દો સાંભળ્યા હોયે તેને મળી તેની હકીકત સાંભળો નહી ત્યાં લગી માનવાનાં નથી. બહુ સારૂં. જ્યાં તે ગયો તેજ રસ્તે હું જાઉંછ. હું તેને પગલે-પગલે જઇશ જ્યાં લગી કે છેવટ ઉપર આવી લાગું. તે મરણ પામ્યોછ. એ હું ખુબ જાણુછ. ચિંતા નહીં, હું તમો કને સાબેતી લઇ આવી શ. અને પછી ?"

"તમે ખરૂં કહોછ !" તેણીએ પોકાર્યું. "તમે જવાના ?"

"હા, હું જઇશ પણ પછી ?" હેલેને ગમગીનીથી પોતની ડોક ફેરવી. "હું તમો સંગત કંઈ શરત કરી શકતી નથી, ઘણુંજ ભયાનક છે. પણ મારી વાત તમે જાણોછ. તમો ને જ્યોફ્રી જીવતો મળશે. તમે તેને ઘેર મારી આગળ લઇ આવશો. અરે જો તમે તેમ કરો તો—તેમ કરો તો !"

તેણીનાં ચેહેરા ઉપરનો ચળકાટ તેની મનહર ખુબસુરતી બાહાર પાડી આપી. પણ જે પુરૂપ તે નેહાળતો બેઠો હતો તેતો હોઠ લગી ઉજળો વાખ જેવો થઇ ગયો હતો. તેનાં મનસે તો તે દેખાવ અતિ પિડાકારક હતો. અરે ! જો તેણી એને એવાં હેતથી ચાહતી થાયે તો બસ !

"હું મારા 'ચાન્સ' ઉપર ભરૂસો રાખશ" તે ધીમેથી બોલ્યો. "પણ યાદ રાખજો, હું તમોને ચેતવી મુકુંછ કે, હું એકલોજ આવીશ. એ વાતની તો મારી ખાત્રીજ છે. પહેલેથીજ એ વિચારે તમારૂં દિલ તંગ કરજો નહિંતર ખાલી નીરાશીમાં પડશો."

જાણે એ વાત તેનાં જવા સાથે કંઇ સંબંધ ધરાવતી નહી હોય તેમ પુછવા પડી. "તમો ક્યારે ઉપડશો ?" "આવતી કાલે."

× × ×

એક વખત એવો હતો કે તે કમનસીબ અંહરથ જીવ ખેંચી રાખતો હતો અને જીવતો રહેવાનો યત્ન કરતો હતો, પણ આજે ઘણું થયુ. તે વખત બદલાઇ ગયો. હવે તો તે મોહોત ઇચ્છતો હતો. તે દુઆ માંગતો કે બેભાની આવે કે તે સઘળું વીસરી જાય. કેટલા દહાડા થયા કે કેટલી મુદત થઇ એ હાલતને તેની ગણત્રી તેને રહી નથી. તેની હાલતમાં કશો ફેરફાર થવા પામ્યો ન હતો. તેજ બેકદર સુર્યનું તડકું નિત્ય તેના માસ અને હાડકા તપાવતું અને બાળી ખાખ કરતું હતું બપોરથી સાંજ લગી, દરરોજ સુર્યનો આનશી ગોળો ગુડુમ થતાં તે છુટકારાનો દમ ખેંચતો પરંતુ અંધારી રાત કંઇ છુટકારો તેને માટે લાવતી નહી હતી. અંધારૂ થતું કે ઠંડો થથરાવતો પવન છુટતો અને અંધકાર સાથે ચોમેર બિહિક ભરી આમોથી પથરાઇ રહેતી. એવો એકલવાયો પડતો કે તેનાં ઉપર પહેરો રાખનાર કાળા મોંહનાં જંગલીઓ પોતાની છાપરીની બાહાર આતશ સળગાવી તેની અતરાફ બેગા મળતા તે લોકને પણ ટીંગાઇ જોયા કરવા પણ ખુશી થતો. પેહેલ્લી બારીમાં જે જુલમ અને હાડમારી તેનાં ઉપર તે બાપ કર સામળી ચામડીવાળા પેહેરેગીરો પાડતા હતા, જે તાણાં મહીનાં – જે ગાળ ભેળ અને ઠઠ્ઠા મશ્કેરીથી તેને પજવતા હતા તેની કશી દરકાર નહિ કરતો હતો, અને તેનાં બદલામાં સુગે મ્હોડે પોતાનો તિરસ્કાર જાહેર કરતો હતો. પણ તે દહાડા ગયા હવે પોતાનાં સઘળા દુઃખ ભર્યા વિચારો છોડી દીધા. ઘણીવાર તેની શાન્તી ખુટી પડતી અને આખમાંથી આંસુ વરસતાઃ ઘણીવાર તે પોતાનાજ અવાજથી બીહતો હતો અને એવું લાગતું હતું કે તે પોતાનાં મનનું સમતોલપણું ખોઇ દેવાની અણી ઉપર આવી લાગ્યો હતો. એવું ઘેલાપણું આવે તેનાં કરતાં પોતે મુએલો બેહતર છે કરી વિચારી પોતાની જીંદગી ખતમ કરવા માટેનાં કોઇ હથીઆર ની શોધ પોતાની અનરાફ ઘણી ચલાવી જોઇ પણ ફોકટ. પેલા ક્રુર, બેકદર જંગલીઓ જેઓ એની ઉપર ચોકી રાખતા હતા તેઓએ સંભાળ લીધી હતી કે પોતાનાં પવીત્ર શેહેરમાં માથું મારી આવનાર અગ્રેજ બચ્ચો એ લોકના હાથમાંથી છટકી જવા પામે નહિ હલુ હતુ. થોડી ઘણી તે લોકની ભાષા પણ એ સમજતો થયો. એક દિને રાતે તે લોકની વાતચીત ઉપરથી સેહેલે અનુમાન કાઢ્યું કે તે લોક એનો જીવ લેવાની ગોઠવણ કરતા હતા. તે લોક પોતાનાં એકાંતવાસ અને પહાડો ઉપર રહી તેની ઉપર ચોકી રાખતાં રાખતાં થાકી ગયા હતા. બેહેતર કે તેને પુરો કરવો અને પુછપરછ થતાં સોગંદ ખાવા કે તે ન્હાસી જવાનું કરતો હતો તેથી એ લોકે તેને મારી નાંખ્યો, એ ઉજળે મ્હોડાનાં દેવો જલદી મરતા નથી અને એ એકાંતવાસમાં હવે વધુવાર રહેવાનું પસંદ નથી તેથી તેનો નિકાલ લાવવો. પણ તેમનાં માંના મોટા ભાગે એ વિચારને મળતા નહિ થયા; તે લોક પોતાનું માથું હલાવતા અને કેહેતા કે એનુ આખર લાવવું તે અમારૂં, મધજાનું મોહોત આણ્યું સમજવું. તેને જીવતો રાખવો એ આગ્ના તેમને મળી હતી. અને જો તે આગ્ના તોડી તે લોકનાં માથાં તે શેહેરની ભિંતો ઉપર લટકશે ? એ ઉપરથી જેઓ કંટાળેલા હતા તે લોકે બાહાર નિકળી એને લાત મુકી મારી પોતાનો જીવ શાન્ત કીધો.

એમ કરતાં કરતાં એક દીને રાતે જેમ તેમ તાણી કાઢેલી ઉંઘમાંથી ઝીણી ચીસ પાડી ઉઠયો અને લોહી તેનાં જીગરમાં ધસી આવ્યું. તે ભુમ કોઇનાં ગરમ હાથોએ મોંહ દાબી બંધ પાડી અને ઝીણે સાદે ચુપ રહેવા ચેતવ્યો. એક માણસ ખડકોની પછાડીથી અળકસે સસરતો આવી તેની પાસે ઉભો. એ માણસનો ચહેરો ઓળખાતો લાગ્યો અને તેનાં ચેહેરા ઉપર હેબત ભરી ડર છવાઇ રહી હતી. એ જોતાં તે

 

મનસે બોલ્યો કે એતો સ્વપનું છે- આગળ એવા સ્વપનાં પણ આવેલાં ને આંખ ખોલી ટીકવા લાગ્યો. તે માણસનો ચેહેરો ખીલ્યો નહી કે ગુમ થયો નહી. આગળ એવા સ્વપનાં જોતો ત્યારે આંખો ખોલતાંજ તે ગુમ થઇ જતો; આ તેમ નહી થયું. તેથી ઉલટું તે હલુ હલુ પાસે આવતો જતો હતો; અને તેનાં ધ્રુજતા હોઠમાંથી હલુથી નીચલા શબ્દો પડતા સંભળાયાઃ——

"જયોફ્રી ! જયોફ્રી ? ઓ ખોદા આ કેવો ભયંકર હાલ ! ઓ ખોદા ! ઓ નેક દુને કેવી સ્થિતી એ પોહચાડયો ?"

એ સાંભળતાં પેલા દુઃખીનું ઉધાએલું દીલ હોશમાં આવ્યું. તેણે ઘણી મુદત થઇ આશા સમુળગી છોડી દીધી હતી. તે ને આ તો નવી જીંદગીની બક્ષિશ સમાન હતું.

"મોર્ટ ! પેલા અજાકસે બોલ્યો" ફરીથી કંઇ વાત કરતો ! જોઉં તમોને હાથ લગાડી જોઉં ! તમે માસને લોહીનાં માણસજ છો કરી મારે ખાત્રી કરીછ. ઘણીવાર રાત રાતનાં એવા ચહેરા ને દેખાવો જોતો રહયો છું તેથી મને ભરૂસો નથી આવતો. હું ખાત્રી કરૂં કે તેવો કોઇ ખોટો કમનસીબ સ્વપનો નથી જોતો."

તે માણસ પાસે આવ્યો અને પેલા કેદીની આંખોમાં નવો આતશ સળગાવ્યો "તું મને ઓળખેછ કેની જયોફ્રી ? હું તારી શોધમાં હયાં આવ્યો. લોકો એમ બોલ્યાં કે પેલા દૈતોએ તું ને પુરો કરી કીધો ! શુક્ર ખોદાનાં કે તું મને મળ્યો. કાંઇ નહી, હીમ્મત રાખજે !"

"ખોદાનાં શુકરાનાં ખરેખરાં !" પેલો દુઃખી માણસ ડુસકે ડુસકે રોવાં પડયો. "એક મીનીટ ચુપ ઉભો રહે, મોર્ટન મને વીચાર કરવા દે."

થોડોક વખત ચુપ કીદી કેલાઇ પણ પેલા માણસનું જીગર ધબકવા લાગ્યું અને તેનું ભેજું ફરવા લાગ્યું પરતું એ એકાએકની પેદા થયેલી નવી ઉમેદ સાથેજ આગલી ઠંડાઇ પાછી એનામાં પેદા થઇ. તે વીચાર કરવાને અને ખુલ્લો વીચાર કરવાને શકતીવાન થયો. દુરથી રાત પુરી થતી જણાની હતી પોહોર ફાટતો જણાયો અને થોડા વારમાં પેલા બાહાર નીકળશે અને મુડી સુકવેલા ચણા અને પાણી લઇને આવશે ? તે લોકની છાપરી જેમાં ચુપકીદી ચાલતી હતી. તે તરફ ફીકરથી જોવા લાગ્યો.

"તમે એકલા નહી આયા હશો, મોર્ટન !" તેણે અબાકસે પુછયું.

"તમારા સાથે કેટલાં જણાં છે !"

"હું પોતે, અને એક અફગાન નોકર. બીજા સઘળા મને છોડી ન્હાસી ગયા. હું વીસ જણાંને લઇ આવેલો પણ બધા ન્હાસી ગયા. બેવાર હમોને લડવું પડયું રસ્તામાં."

"હયાં બાર જણા મારા ઉપર ચોકી રાખે છે." તે કેદી ઝુંપડી તરફ હાથ કરી બોલ્યો. "હવે તેઓ જલદીથી ઉઠશે અને મારે માટે ખાવાનું લાવશે જો હમણાં તમે મને છુટો કરો તો આપણે ઘણાં આઘે જઇ નહી શકીશું. હમણાં તો હયાંથી ચાલી જાઓ અને રાત પડે ત્યાં લગી કયે ભરાઇ બેસો. અંધારૂં થશે ત્યારે હું જાણે દરદથી હેરાન હોઉં છ ત્યારે બુમ પાડું છ તેમ હું બુમ પાડીશ. તે લોક કંઇ દરકાર નથી કરવાના. મેં આખી આખી રાત દરદથી ચીસ પાડીછ પણ તે લોકે પોતાની ડોક પણ આ તરફ કીધી નથી. હલુથી તે વખત તમે મારી કને આવજો અને આ ન્હેરત દોરડાં કાપી કાઢવા છુરી તેયાર લેતા આવજો. તમે હયાં શી રીતે આવ્યા—ચાલતા આવ્યા ?"

"મારી પાસે ઘોડા છેઃ બે અગરક સગરક માટેનાં—બે પહાડી પોનીઓ છે. તે પોનીઓ પહાડ ઉપર બીલાડાં પેઠે ચઢી જાય છે. એકવાર આપણે હયાંથી નીકળી ગયા, આ લોક આપણને પકડી પાડનાર નથી. હીમ્મત રાખ; દોસ્ત ! રાત પડે તેટલાં ધીરજ રાખ."

× × ×

આખો દીવસ તે કેદી જે સખ્તાની વેદનામાં પડેલો હતો તે વધુ ને વધુ નબળો થતો જણાયો. જે નોકરો તેનાં ઉપર ચોકી-પહેરો રાખનાં હતાં તેઓ પોતાનું માથુ ધુંણાવા લાગ્યા. બાહાર આવી તેને ટીકવા લાગ્યા અને પોત પોતામાં બબડવા લાગ્યા કે તેનો અંત આવી લાગ્યો હતો; એ ચોકકસ હતું. એણે સહન કીધી તેવી વેદના કોઇ નહી પણ જબરો માણસજ સહન કરી એટલો વખત કાઢી શકે. હવે અંત આવતો દીસે છે. તેમનાંમાના એકને એ સમાચાર સાથે શેહેરમાં મોકલવાનો ઠરાવ કીધો. તે લોકોને એવી તાકીદ આપવામાં આવી હતી કે બને તેટલો લાંબો વખત એને જીવતો રાખવો. હવે જીવતો કે મુએલો, ભયંકર કહેણુ લેખે ત્યાં પડી રહેવાનો, પેલા ધિક્કારાયલા પરદેશીઓ ચેતવણી લેખે, કે ફરી કોઇ દીને તે લોકનાં એ પવિત્ર શેહેરમાં માથું મારતા નહી આવે. પણ ને લોકની પીઠ ફરતાં તે કેદીમાં અજબ ફેરફાર થતો. તેની આંખોમાં અજબ પ્રકાશ ચળકતો અને તેની રગોમાં ફરી એકવાર આશાથી લોહી ગરમ થઇ ફરતું થયું હતું. પરંતુ તે દીવસ તે કેદીનાં મનસે અનંત લાગ્યો કોઇ દીવસે સૂર્ય એટલો મોડે અસ્ત પામેલો જણાયો ન હતો. છેવટે હનુથી દીવસ ખતમ થયો ખરો. એ પછી અધીરાઇથી ધ્રુજતો થથરતો પેલો કેદી અંધારું થવાની અને ચોકીઆનો ઉંઘમાં પડવાની પડવાની વાટ જોતો રહ્યો. તે વખત આવ્યો.-ઘોર અંધારું થયું અને ચોકીઆનોનાં વાત કરવાનો અવાજ ઉધરેરો આવવા માંડયો. એ દિવસ પેલા ખડક પાછળ રાત પડવાની રાહ જોતા બેઠેલા પુરૂષના મનસે પણ અતિ લાંબો જણાયો. મહીનાઓની વાત ઉપર જ્યારે એને ઉડતી ઉડતી અફવા સંભળાઇ કે કોઇ અંગ્રેજ એ તરફ સખત કેદમાં પડેલો છે, તેને એ દયાહિણુ જંગલી લોક અત્યંત સખતી અને જુલમ ગુજારે છે, અપંત વેદનામાં તે પડેલો છે, તે વેળા એને એકજ વિચાર આવ્યો હતો- કે ગમે એવા જોખમે અને ભાવે પણ આગળ વધ્યા જવું. તે માત્ર અરધુંજ ખરૂં માનતો હતો-તે કહેનારાઓની સઘળી કેફિયત એ ખરી માનતો હતો નહિ; ને ખરૂં માનતો તો પણ એને સ્વપને પણ ખ્યાલ નહિ કે જે પુરૂષનો પત્તો મેળવવા અર્થે મનમે નક્કી ઠરાવથી પોતાનું ઘર અને વતન છોડી આમ રખડેલ થયોછ તેજ માણસને હયાં એ હાલતમાં જોવા પામશે. એ વકિક તો સ્વપને પણ નહિ હતી પણ તે આખો લાંબો દિવસ-ભયંકર દિવસ, જપાફ્રીનો પત્તો મળવો એ તેનાં હકમાં કેવો ફેરફાર કરનારી બીના છે તે વિચારમા ગરક થઇ બેઠો હતો એ બીના તેની ગીઠી ઉમેદો ઉપર મોહોતનો જખ્મુન ફટકો સાબેત થનાર છે.-સઘળી તેની બાંધેલી ઉમેદોનો નાશ થનાર છે. આ પુરૂષના જીવવા સાથેજ-અથવા સાથેજ-એની એક પુરી ઉમેદનું મરણ છે.-એ વિચારોથી જાણે ધીમું દેવાનાપણું એનાં ભેજામાં દાખલ થતું લાગ્યું. તેણે એમજ ધાર્યું હતું કે ઘણુંક ભય અને ઘણું દુખ-ભુખ મરો-રખડપટ્ટી ઇ૦ સહન કરવા પછી એ પાછો પોતાને વતને જશે અને પોતાની પ્રિયાનો હાથ ધરી તેને સમજ પાડશે કે માનવિ જાન જેટલુ કરી શકે તે સઘળું એ કરી ચુકયો આને મોહોતનાં દુતે આગમજથી હાર કબૂલેલી હોવાથી તે નાચારીએ હારી ખાઇ પાછો આવ્યો છે, એ પછી કોઇ દીવસે તેણે માથે ઉઠાવેલી રંજનો બદલો માંગશે. તે ઉતાવળ નહિ કરે ખરો; સહેલાઇથી જીતાએ કે હાથ આવે તેવી એ તેણી ન હતી, પણ જરૂર તેની જાનફેસાની અને ખંત જીત મેળવ્યા વનાં રહેશે નહી. તે એવા એવા વીચારો ભવીષ્યનાં કરતો હતો. પણ આવા બનાવનો તો તદન એને ખ્યાલ ન આવ્યો હતો કે તે શરમિંદા ચેહરે પાછો જશે, તેને કબુલ કરવું પડશે કે આખર કરે ને તેણીએજ

ખરું અનુમાન કર્યું હતું. અને એનાં અનુમાન ભુલ ભર્યા હતાં તેમ કહેતાં તેણીના ધણીને લઇ જશે અને તેમને સુખાકારી ભોગવવા છોડી જવું પડશે. પછી તેની જીંદગીમાં શું બાકી રહ્યું ? હેલેન વના તેને જીંદગી ભોગવવી મુશ્કેલ! હેલનનું દીલ જીતી તેને પોતાની કરવી એજ તેનાં આખા ભવની ઉમેદ હતી. પેલી મેરના ઝાડ-પાન વનોનાં જંગલી પ્રદેશને ટીકરા લાગ્યો જ્યાં પહાડો અને ભય ભીત પીણી ઓળંગીને, ભુખે તરસે હલાકી ભોગવીને જીવ સટોસટ મુસાફરી કરતો આવ્યો હતો તે તરફ ટીકનો ભેટો. જેમ જેમ દહાડો પુરો થતો ગયો કે એને કાને જુદાં સાદ પડવા લાગ્યો—ગોયા કોઇ અળકસે કાને વળગી કહેતું હોયે કે હેલેન કેવી મનહર-દીલજીત-સદગુણી નાર છે; તે જલદીથી તેને ચાહતી થશે, તેણીને તેનાં પર ભાવ છુટશે; હમણાં પેલી ખીણમાં જ્યાં એનો થાકેલો ભોમ્યો ઉંઘ કાઢતો પડયો છે, અને ટટુઓને બાંધેલા છે ત્યાં જઇ ઘોડો છોડી ચાલવા મંડે તો એક કલાકમાં તો ઘણે આધે જઇ લાગશે. પાછું જવાનો માર્ગ અતિ સેહેલો હતો. તેની દગલબાજી જાણીતું કરનાર કોઇ નથી; તેથી ઉલટું તે ભયાનક પ્રદેશમાં મુસાફરી કરવાનો જોખમ માથે ઉઠાવ્યા માટે તેની વખાણ કરવામાં આવશે—તેને ઉલટી શાબાશી જાબજા મળશે. જ્યારેને તેનાં સાથે શું સંબંધ છે ? તે લોકમાં ઝાઝી મિત્રાચારી પણ હતી નહિ. તે લોક દુરના સમા હતા—એટલુંજ અને હેલેન ? તેણે પોતાની આંખો બંધ કરી અને જાણે પાછો ભરૂખા ઉપર ઉભેલો તેની ખુબસુરત આંખો તેનો મીઠો સાહાદ સાંભળવા લાગ્યો. એ સઘળી યાદીઓ એવી જોશબંધ તાજી થઇ કે સુર્ય અસ્ત પામ્યો તે વખતે તો એ દસ માઇલ આગો ચાલી ગયો હતો, ઉજળો દુઃખી ચેહેરો, ઢીલા છોડેલા હાથ, હાંફતો અને એક ઘેલા માણસનાં જેવી ચળકતી અઢાવરી આંખો સાથે ઘોડો દોડાવતો હતો. કારણ જાણે તેની પુઠે ભુતો લાગેલા હોય, જાણે તે શોક આગળ પાછળ બધે ફરી વળી તેનાં કાનમાં કહેતા હોએ તેવું તેને લાગતું કે—આ એજ કે પેલો મેરટન ફેસ ખીજ, સિપાહ બચ્ચો, શુરવિર—અને ખાનદાની અદબ, સારાં ચોખાં મનવાળો અને આબરૂ-ઇજ્જતવાળો આવી રીતે ઉજળા ફિકકા ચેહેરા સાથે રાતનો વખત સ્વારી કરતો અને દરેક પડછાયાથી ભિડનો, ધ્રુજતો અને પવનનાં આવાજે હેમતતો જાય છે! પોતાની છેલ્લી લડત યાદ આવી-પેલી ભયંકર પીડાત, જે વેળા તે મેદાનમાંથી પોતે લોહીલોહાણુ થયેલો પોતાનાં ખભાં ઉપર જખમી થયેલા એક ગોરાને ઉંચકીને છાવણીમાં આવ્યો તે અને તે માટે પોતાની ઉશ્કેરાએલી 'રિજીમિંટ'ની શાબાશીની ગર્જનાં એ સર્વ કંઇ યાદ આવ્યું. વળી મહારાણીએ જાતે તેને આપેલો ક્રૉસ યાદ આવ્યો; જે ક્રૉસ માટે તે એમ ધારતો હતો કે જેની છાતી ઉપર એ લટકેલો હોયે તે પુરૂષનાં જીગરમાં કંઇ પણ અપમાન ભર્યું કે હલકું કામ કરવાનો વિચાર વટીક આવી શકે નહિ. એ પછી જે મનહર નાજનીનને તે અખંડ પ્યારથી ચાહતો હતો તેની યાદ ધાઇ આવી તેણીએ એનાં ઉપર વીશ્વાસ મેલી બિકટ કામ સોંપ્યું. જો તેને એ જીતશે તોપણ આખી જીંદગી તેણી સાથની એને ભોટાઇમાં-જીરૂાઇમાં ગુજારવી પડવાની તે ભયાનક ભેદ જે એને મનમાં છુપાવવો પડશે તે ભેદ જેમ જેમ વખત જશે તેમ તેમ ઝેહેરની પેઠે તેની રગોમાં ફરી વળશે જ્યાં લગી એક સમય આવશેજ, જે વેળા પોતાનું પાપ તેઓ આગળ કબુલ કરવુંજ પડશે, જે સાંભળવા પછી પોતાને માનની નજરે અને પ્રિતિએ જોવા શીખેલી આંખમાં તિરસ્કાર અને ધીક્કાર પ્રગટી નીકળેલો જોવો પડશે, અને તે પોતાને કમાએલી દેખી તેનાંથી

આવી ન્હાસશે. એ સઘળા વીચારો આવતાં એ બહાવરો બની ગયો અને પોતાને અને પોતાનાં કર્ત્તવ્યને પોતે ઉગરથી ધીકકારવા લાગ્યો, તો જો કે તે છતાં પોતાની રવારી તો કરતોજ રહ્યો.

બીજી બાજુએ ઉંચા ડુંગરોની પેલીમેર એક નાચાર પડેલો આસામી અશ્રુઓ જોઇ-ભર આતુરતાઇ અને અધીરાઇ સાથે વાટ જોતો હતો. સુર્ય અસ્ત પામ્યો, અંધકાર રાજ કરતું હતું. ઘણી મુશ્કેલે અને અતી વેદનાએ પોતાનું માથું ફેરવી ચોમેર જોવા લાગ્યો. માર્ટન કયાં ગયો? તેને બચાવનાર–તેનો છુટકારો કરનાર કયાં છે? તે કેમ નથી આવ્યો? દરેક પળ, સોનેરી પળ ખોવાતી હતી. રાત અંધારી હતી અને તેના પેહેરેગીરો ઉંઘમાં પડેલા હતા. ઘણીવાર તેણે બુમ પાડી, પહેલાં બીહીકથી સંકોચાઇને પણ પછીથી દયામણી ચીસો પાડી. કોઇવાર તેનાં ચોકીઆતો ઉંઘમાં ઉંછેરાવાથી ગાળબોળ દઇ પાછા ઉંઘમાં પડતા કોઇ વાર એની શોકાતુર બુમનાં જવાબમાં જંગલમાં રખડતાં જંગલી જાનવરો પાછી ત્રાડ મારી ગોપા એને જવાબ દેતા, પણ માર્ટન નહિ દેખાયો, અને એ પુરૂષે ભોગવેલી સઘળી દુઃખદાયક—ગમખ્વાર રાતોમાં એ શ્રેષ્ટ પીડાકારી—ગોઝા દોઝખી રાત ગુજારી સવારે પડતાં તે મોહોતની નજદીક આવી લાગ્યો હતો; મધ્યે બપોરનો બળતો તડકો એનાં માથા ઉપર પડતાં તે સવારા બકારા ઉપર ગયો, અને સાંજ પડતાંમાં તે શુનકાર મુડદાલ જેવો પડયો હતો, અને મોહોત તેની અતરાફ ભમતું હતું.

હજી તે બેશુધ્ધિમાંજ પડેલો હતો તેટલાં કોઇએ છુરી વતી તેનાં બંધ કાપ્યા અને તેને છુટો કરી એક જોરાવર માણસે તેને પોતાનાં હાથોમાં ઉપાડી લીધો. ટટ્ટુના દોડવાનાં આંચ-કાઓએ તે ફેરી સજીવન થયો. એક ઘડી; પછી-થી બંદુકની ગોળીનાં અંવાજે તેણે આંખ ખોલી શુધ્ધિમાં આવતાં તેણે પોતાને અંજાણી જગ્યો ઉપર દીઠો, અને નજર ફેરવતાં થોડાં-એજ જોયો હશે તેવો દેખાવ તેની નજરે પડયો. માર્ટનને લોહી લોહાન થયેલો જોયો; મોહડાં ઉપરથી લોહી ધમધોકાર વહેતું અને જાણે અંગમાં ભુત-ભરાયાં હોય તેવી તેની આંખો ચળકતી હતી. બે ધારવાળી તરવાર જે તેણે હાથમાં ઝાલેલી હતી તે રૂપાં પેઠે ચળકતી હતી. તેણે ત્રણ જણને ઘાયેલ કરી ભોંય ઉપર પછાડયા હતા; અને તેના ડાબા હાથની 'રિવોલવર' માંથી મોહોતનો ધુમાડો નીકળતો હતો, આ અર્ધ સુધ્ધીમાં આવેલા આસામીને જીવ બચાવવાની ઉમેદ પાછી તાજી થઇ. પોતાનાં તે ટટ્ટુ ઉપરથી હેઠળ ભોંય ઉપર લપસી પડયો અને ભોંય ઉપર બેજાન થઇ પડેલા મુડદાનાં હાથ માંથી તરવાર ખેંચી લઇ તે ચાલતી લડતમાં સામેલ થયો. ભયંકર લડત ચાલી એ વીરૂધ્ધ પંદરની લડત હતી. પણ ખતમ થતાં જયોફ્રી ને કંઇ જખમ નહીં થયો અને તેનો છોડવનાર પુરૂષનો એક હાથ ટુંટો થયેલો અને નકામો થયલો બાજુએ ઝુલતો હતો. અને આતરી આંખે એ ચોમેર જોતો હતો કે કોઇ રહી ગયું છે કે–પણ કોઇ નહી હતું.

× × × +

વર્ષો પછી એ રાતોની ખરી હકીકતથી જયોફ્રી વાકેફ થયો. એક નાતાલની સવારે એક મહાન અને માનયુકત પુરૂષ એ લોકનાં 'એસટન-હાઉસ' માં મેહમાન તરીકે આવ્યો. એ યોધ્ધો યુદ્ધનાં રણમાંથી જીત મળવીને આવ્યો હતો; એ જીત મેળવતાં એનું નામ ઘરેઘર વખણાતું થયું અને દેશની પ્રજા સઘળી એ પૂજ્ય પુરૂષને પોતાના દેવ તરીકે લેખવા અને પૂજવા લાગી–એવી મહાન જીત મેળવી

એ તુરતનોજ પોતાને વતન પાછો ફર્યો હતો અને જ્યાફ્રીના મેહેલમાં મેહેમાન તરીકે નાતાલ ને દીને સહવારે આવનાર હતો, અને આવ્યો, એ મહેલ—અને 'પાર્ક' થી લઇને દેવળ લગી લોકોની ઠઠ, એ પૂજ્ય શુરવીરને બાહેર આવતો જોવા, અને નેક આશીર્વાદોથી તેને વધાવી લેવા આતુર બની રસ્તો બંને બાજુથી ઘેરી ઉભી હતી. પણ એ પુરૂષને તેની થોડીજ પરવા હતી. એણે કિલ્લામાં આવતાંને વાર જ્યોફ્રીને અને હેલેનને બંનેને મોટા પુસ્તક ખાનાંમાં તેડી લઇ ગયો, અને ત્યા નીચી મું'ડીએ કડવા સખુનો સાથે તે. દિનની અને તે રાતની સર્વે હકીકત તુલ્લો તવીલ કહી. તે છોડી ન્હાસી ગયો તે, તે પછી પોતાનાં પશ્ચાતાપ ની વેદના, સવાર પડતાં તે કેવો પાછો તેટલે દુરથી આવ્યો રાત પડતાંમાં પાછો આવી પુગ્યો ઇ૦ ઇ૦ સઘળી હકીકત કહી. પણ તે લોકે તેને પુરૂં કરવા દીધું નહિ. જ્યોફ્રીએ તેનો હાથ ધરી લીધો અને ડચકાં ખાતાં ખાતાં તેને ચુપ રહેવાના કલાવાલા કર્યા પણ પેલી સ્ત્રી હેલને તો હેતથી તેને ગળે વળગી પડી અને આંખમાથી ઉપકારનાં નકધાર આંસુ વરસાવ્યાં. જ્યારે દેવળ જવા એ લોક બાહાર નીકળ્યા અને લોકોની ઠઠ, તે પૂજ્ય પુરૂષનાં માન ખાતર ટોપી ઉતારી તેનો ચેહરો જોવા વાટ જોતા થોભ્યા હતા તે લોકે એનો ચેહરો એવો હસતો દીઠો કે કોઇએ પણ વર્ષો થયાં એવો છાપ તેના ચેહેર ઉપરા નહી દીઠો હતો. ઘણાં મનથી અચરત થવા લાગ્યાં પણ કોઇ અંદરનો ભેદ પામી શક્યું નહી.

એ પછી કદમોમાં જતાં જ્યારે દોસ્ત આશનાં તેનાં બદલાએલા ચેહેરા, અને સુખાકારી ઉપર મુબારક બાદી આપતા ત્યારે તે હમેશાં તેમનાં બોલવા ઉપર હસતો અને ચાલી જતો. તે એકજ જાણતો હતો કે તેની કિર્તિ અને મેળવેલી ફતેહ તેના મનથી કુચ્છ નહી હતી. પણ પેલો પોતાની ઉપર ધિક્કાર નાખતો જે ભયકર બોજો તેના જીગર ઉપર હતો તે જ્યાફ્રીનાં હેત ભર્યા હાથ મેળવવાથી અને તે મનહર નાજનીનનાં ગળે વળગવાનાએ ભસ્મ થઇ ગયો. અને પોતાના મિત્રોનું હેત અને માનથી એને પરમ-સુખ, પરમ આનંદ પ્રાપ્ત થયું હતું. ને રાતનો કરૂણારસ બનાવ તો તેનાં જીગરમાં કોતાઇ રહેલોજ હતો પણ તે ઉપર, એ બંને ધણી ધણીયાણીએ પડદો નાખી દીધો હતો અને તે યાદનો અગ્નિ શાંત કીધો હતો.

---

# ખરી સખાવત કેવી હોય છે?

## કોણ સરસ—લખપતી કે લુટારો?

———:૦:૦:———

લખનાર—B.

આજના જમાનામાં મોટી ગંજાવર સખાવતો થતી આપણે સાંભળીયે છીયે. પેલાએ બે કરોડ આસ્પીટલ સ્થાપવા આપ્યા અને પેલાએ ૫૦) લાખ ગરીબોને મદદ કરવા માટે આપ્યા, પણ ખુદ તે સખાવત કરનારે કેવી રીતે અને યુક્તીથી નાણાં મેળવવા કોશેશ કરી છે, તે ઘણું ઘડી પળ ખુશામદના આવેશમાં વીસારી દેવામાં આવે છે, પણ તે રીતો ઉપરજ ખરેખર લક્ષ આપવું ઘટે છે.

સૌથી સુધરેલા દેશોમાં જે એક મોટી એબ નજરે પડે છે તે એક હાથ ઉપર વધી ગએલી અત્યંત ગરીબાઇ અને બીજા હાથ ઉપર થોડાકોના હાથમાં જમાવ થએલી બેહદ દોલત છે. એના અન્તરમાં ઉતરી તપાસ કરીશું તો માલુમ પડશે કે જો શેઠીઆઓ, જેમ દોલત જમાવ થયા પછી સખાવત કરવા બહાર પડે છે તેમ થવાને બદલે, તેઓ દોલત એકઠી કરતી, મેળવતી વખતેજ જો સખાવતી અને હાતમ દીલ ધરહાનાં થાય તો જે નાચારી અને ગરીબાઇની ટોંચે સામાન્ય વર્ગ પુગે છે તે ટોંચ પર માબમો કદી બી જાય નહીં, અને દોલત જમાવ થયા પછીની સખાવતની ખાસ જરૂર ઉભી થાયજ નહીં. આજનો દુન્યા વ્યવહાર એવી કીસમનો થઇ પડ્યો છે કે જેમ જેમ એક માણસને વધુ પૈસો થતો જાય છે તેમ તેમ તે વધુ લોભી બની પોતાનાં હાથ તળેના અને આસપાસનાઓ તરફ બેદરકાર અને લાગણી રહીત બનતો જાય છે, અને અહીં ત્યારે ખરો ભય ઉભો થાય છે. જો એક શેઠીઓ ચાહે તો પોતાના હાથ હેઠળ નોકરી બજાવનાર કામદારોને દરેક રીતે સુખ આપી શકે અને સાથે સાથે પૈસો એકઠો કરી તેમાંથી પણ ચાહે તેવી સખાવત કરે. પણ પૈસા મેળવ્યા પછીની સખાવત કરતાં પૈસા મેળવતાં દરમ્યાન થએલી સખાવત હજાર દરજ્જે ઉત્તમ છે, કારણ કે પાછલી જાતની સખાવતથી લોકો ગરીબ થતાંજ અટકે છે, અને પોતાને સુખી રાખવાની વધતી ઓછી તક તે સખાવતી શેઠીઆના તાબા તળેના દરેક આસામીને મળતીજ રહે છે.

પોતાના નોકરોને પુરતો પગાર આપવો, તેઓને માટે રહેવાનાં મકાનો, બચ્ચાંઓને શીખવાની નીશાળો, તથા રમત ગમતના સાધનો પુરાં પાડવાં એ જેટલું એક શેઠીઆને શોભા ભરેલું છે તેટલુંજ પોતાના નોકરોને કંગાળ પગાર આપવા, તેઓના લાભ માટે સદંતર બેદરકાર રહેવું તથા તેઓ ભલે મરે યા જીવે તેની થોડીજ દરકાર કરવી એ બેહદ નામોશી ભર્યું છે. પહેલે તેઓને કચરી નાખી દોલત જમાવ કરી પછી તેમાંથી સખાવતનાં બાકાં ફુંકવા ફુંકાવવા એ માણસાઇપણું કહેવાયજ નહીં, પછી ભલેને કાન

જાહેર મારી જાય તેવાં નગારાં તેને ખાતર ચોમેર વગાડવામાં આવતા હોય.

આપણે જાણીએ છીયે કે અમેરીકામાં કાર્નેગી રોક ફેલર, એસ્તર વીગેરે અબજ પતી ધણીઓ થઇ બેઠા છે. હાલ તેઓમાંનો રોક ફેલર નામનો અબજપતી એકેક ગંજાવર સખાવતો કરી રહ્યો છે તે તરફ તમામ આલમનું ધ્યાન ખેંચાઇ રહ્યું છે. પણ આ તેની સખાવતને બધીજ એક સરખો આવકાર મળ્યો નથી તથા આ સખાવતના પડદાની પેલી મેર ખરેખર શું બને છે તેનો રસીક ચીતાર અમેરીકામાં પ્રગટ થતાં વેજીટેરીયન મેગેઝીનના એક અંકમાં આવ્યો છે તેનો સાર વાંચનારાઓ સનમુખ હવે ધરીશું, જેથી તેઓ જોઇ શકે કે લખપતી થવામાં પણ કેટલો જોખમ તથા જવાબદારી સમાયલી છે, અને દુન્યા જેને મહાન પુરૂષ તરીકે પુજે છે તેઓ બધાજ કાંઇ ફરેસ્તા હોતા નથી.

રોક ફેલર નામના અબજ પતીએ ગરીબાઇ ઓછી કરવા, ગરીબોનું જતન કરવા, તથા દુન્યાને સખાવતથી તરોતાઝગી આપવા ( અને આવી રીતે ગુન્હેગારો તથા નાચારોની ફોજ ઉભી કરવાને ) જે યોજના ઘડી છે તે જેવી રીતના સરપાવ ( યાને વખાણ )ની આસા આ માલેતોજાર આસામીએ રાખી હતી તેવીજ રીતનો એ સરખો સરપાવ બધીજ ગમથી મેળવવા પામી નથી.

કાંઇ બધાંજ લોકો એ માણસને ઝળકતું તાજ પહેરવવા હોંશ રાખતા નથી. વળી કેટલીક ગમથી એવો સવાલ ઉઠાવવામાં આવ્યો છે કે એને પોતાની સખાવત જ્યાં ગમે ત્યાં વેરવા દેવો પણ નહીં જોઇએ. કારણ કે એવું ધારવામાં આવે છે કે જેમ તેની સ્ટેન્ડર્ડ ઓઇલ (ધંધાની) યોજનાઓથી જેટલું નુકસાન થયું છે તેટલું નુકસાન આની સખાવત પણ કદાચ કરે.

દુન્યાંને આજે જે ચીજની જરૂર છે તે કાંઇ સખાવત નહીં પણ તકની જરૂર છે, એટલે કે દરેકને પોતાની શકતી પ્રમાણે પોતાના લાભો જાળવવાની છુટ મળે.

સામાન્ય વર્ગોની આ તક ઉપર રોકફેલર કાર્નેગી વીગેરે જેવા ગંજાવર દોલતના ધણીઓ એ મોટે ભાગે તરાપ મારી છે.

હવે, આ જાહેર ચાંચીયાઓ પોતાના ભોગ થઇ પડેલા આસામીઓના સફેદ હાડકાંઓ યાને દુઃખથી કચડાઇ ગયલાં આ દમીઓ, મરદો, સ્ત્રીઓ, અને છોકરાંઓને તક નહીં મળવાથી સંકોચાઇ ગયલા ભેજાંઓ, ભુખમરો સેહેવતા જીવો અને દુઃખી જીગરો ઉપર ઉભા રહેછે અને ઉદાર દીલે સખાવત પીરસેછ અને માન ચાન મેળવેછ તેઓની શું ખરેખર વખાણ કરવી જોઇએ અને આગલા (યાને દોલત ભેગી કરતી વખતના ) ગુનાહોની તેઓને શું માંફી બક્ષવી જોઇએ ?

આ માણસના ખાંધીયાઓ જોન. ડી. રોકફેલરને પોતાની દોલતનો થોડો ભાગ પોતાની મરજીમાં આવે તેમ વેહેંચવાને માટે ઉલટથી તારીફ આપી રહ્યા છે, કે જે દોલત હજારો જીવોને કચડીને અને દુઃખમાં ગીરફતાર કરીને મોટે ભાગે મેળવવામાં આવી છે.

અમારી અજાયબી એ છે કે જો 'એક' શખસ કે જેણે પોતાની આખી જીંદગી ધોળે દીવસની લુટફાટમાં કાઢી હતી તે જો વરસોની લુટ ફાટ પછી દયાળુ થયને બીજાઓમાં પોતાની લુટને વહેંચી આપે તો શું લોકો તેને તખત બેસાડશે કે અને તેની આગળ સીધા ખુસામત અને ધરાં પરાં કરવા અને તેને છાપરે ચઢાવવા નીકળશે કે ? તેને એક ભલો આદમી અને માણસોનો રાજા કહેવા તેઓ બહાર પડશે કે ?.

આ સાધારણ લુટારો ઘણું ખરું ફકત જેઓએ ખોટી રીતે નાણાં ભેગાં કર્યાં હોય તેઓને યાને માલદારોનેજ લુંટેછે અને કદીબી ગરીબને લુટતો નથી કે બીજાને ગુલામ બનાવતો નથી કે કોઇના માથાના વાલને ઇજા કરતો નથી, તેણ-

હારો ખરેખર તો દયાળુ માણસ છે પણ તવંગરોને ઓકાવવામાં તે મોજ માને છે.

ત્યારે બોલો કોણને સૌથી વધુ માન આપવું ઘટે છે—આવા સાધારણ લુહારને કે જોન ડી. રોકફેલર શેઠયાને? (ખચ્ચીત બેમાંથી પહેલાંનેજ)

આ અબજોના ધણીએ ગરીબો કનેથી તેઓ કે જેઓને તવંગર માણસની ખાણાની ટેબલ પરથી પડતા ટુકડાઓ લેવાની ફરજ પડે છે અથવા તો તેની નહીં છુટતી મુઠ્ઠીમાંથી પૈસા લેવા પડે છે તેવા ગરીબો પાસેથી મહેનત કરાવી દરેક પેની એકઠી કીધી છે. ત્યાર પછી, જ્યારે જોયું કે જીંદગીનો અંત હવે નજદીક આવતો જાય છે, ત્યારે તે થોડાક ઉપર સખાવતની નવાજેશ કરે છે, અને બેવડી મજાહ ભોગવે—છે દોલત મેળવવા અને આપવા માટે તેનાં નામ ઉપર આફ્રીન પર આફ્રીન પોકરાય છે. અરે! આ વખાણ સાંભળીતા તેનો અત્યાર સુધી દોલત્યાં મેળવતાં જડ થઇ ગયલો અને સુન મારી ગયલા આત્માને કેવીક ખુશાલી મળતી હશે!

શું તેને આટલાં બધાં વર્ષો સુધી દોલત જમાવ કરવાની મજબુત મગદ નહીં પડી હતી, અને હવે તેટલીજ મજાહ તે દોલતને જેમ ગમે તેમ વેરવામાં અને પોતાને માટે કેટલા ઢોલ તાસા વાગે છે તે ધ્યાનથી સાંભળવામાં મેળવે છે. આના કરતાં તેને વધુ ખુશાલી બીજી કયાં જડી શકે? શું એક શખસ વધુ મજબુત વધુ સંતોષકારક ખુશાલી ધારી શકે? બસ, હુંપણું, હુંપણું, આખી જીંદગીમાં તે છેક મરણની નદીનાં કાળાં ઠંડાગાર પાણીઓ સુધી હુંપણું રીશાપ બાજુંએ કોઇ નહી. તેની દરેક હીલચાલને હુંપણું જોડાયલુંજ છે. તેનો આત્મા એટલો તો ઉલાછળ થઇ ગયો છે અને તે પોતાને મનશે એટલો ઉંચો માને છે કે તે પોતાને હવે ઠગે છે અને એમજ માને છે કે તે ખરેખર નેક આદમી છે.

દયા અને છુટાપણાને ખાતર ટવળતા હાડ પીંજર થયલા આંખમાં ખાડા પડી ગયલા કામદારોને તે જોતો નથી. ભુખ્યા માણસને, આજારી માણસના નબળાં ધીમા રડવાને તથા દીલ તુટી ગયલાંઓની હાય અફસોસને તે કદીયે સાંભળતો નથી. તે આંધળો બની જાય છે કે જે કચડાઇ ગએલી જીંદગીઓ, દટાઇ ગયલી ઉચ્ચ આશાઓ, હેરાન થયલાં માણસો અને બાયડીઓ, રઝળતા છડીયટો તથા દયા અણુવાજોગ ઘેલાઓ વીગેરે દુન્યાંમાં ઢગલેઢગ પડેલાં છે તે બધાંઓ કચડી નાંખનારી દુઃખ દાયક ગરીબાઇ યાને પૈસાની તંગીનું પરીણામ છે, કે જે ગરીબાઇનું કારણ એક માણસ જેમ ગમે તેમ સખાવત કરે તેટલા માટે કામદાર ગુલામો મારફતે દોલત ભેગી કરે તે હતું.

શું તે (યાને રોકફેલર) અને કારનેગી જેવા લોકોની માફક એમ માને છે કે હવે ખોદાનો કોપ શાંત પાડવાને દેવળમાં સુગંધ બાળી ધર્મ ધ્યાન કરીએ? તેઓ ખુશામતીઆ હાજી હા કરનારાં લોકો ચોહટે હાલ ભીખારીઓની માફક પોતાના હાથો વખાણમાં અને ખુશાલીમાં ઉંચા કરેછે કે જેથી કરીને કદાચ સખાવતનો થોડોક ભાગ તેઓનાં લંબાવેલાં હાથોમાં આવી પડે.

શું પૈસાના પ્યારે સઘળી ઉંચ વૃતીઓને સઘળી ઇનસાફ અને અદલની લાગણીને દાબી નાખી છે?

જો દુન્યામાં દરેક આદમીને એક વાજબી તક આપવામાં આવે તો દુન્યામાં હદ બાહેર ગરીબાઇ તેમજ હદ બાહેર તવંગરી નજરે પડે નહિ. સઘળાઓને વધતું ઓછું સુખ મળે અને કોઇબી શખ્શ બીજાનો ભુખ્યો ગુલામ રહે નહી, સઘળાંઓ ખોદા કે જેને આરાધવાનું માનેછે તે ખોદાના સ્વરૂપમાં બનેલાં આદમીઓ બને, અને

ચોમેર કંગાલ્યતને બદલે આખી દુન્યામાં સુખ અને શાંતીના પડઘા પર પડઘા પડયા કરે.

દુઃખ અને નાસીપાગીમાં હજારો લોકોને ગીરફતાર કરવાનું મુળ કારણ રોક ફેલર, કાર્નેગી, એસ્તર, વેન્ડર બીલ્ટ અને બીજા સંખ્યા બંધ લખેશીઓ અને અબજપતીઓ જ છે. આ બધું એટલાજ માટે કે થોડાકો સાહેમી ભોગવે અને ગરીબાઇના શ્રાપમાં સપડાયલાંઓના ફીકકા ચેહેરાઓ તરફ પોતાની કહેવાતી મોટાઇની બડાઇઓ હાંકે.

ઘણાક જુવાન મરદો અને સ્ત્રીઓ, બુઢાં મરદો, ઘરબાર વીનાની સ્ત્રીઓ અને ખોડા લોકો તેમજ લાચાર અધેર ઉમરનાઓ, જો તેઓને પોતાની યા પોતાના બાપદાદાઓની હયાતીના ચોકસ વખતે એકસો ડોલર, હા, ફકત દસ ડોલર પણ તેઓની મુસીબતમાં મદદ કરવાને મળ્યા હોત, તો તેઓ આજે જે મુફલેસીમાં આવી પડયાં છે તેમાં તેઓ શું સપડાતે કે ? કદાચ જો તેઓએ સખત જુજ ડોલરને ખાતર પોતાનું સર્વસ્વનો ભોગ આપ્યો હતે, આપ મતલબી ઘાતકી ડોલરના ખડક પર પોતાનું ઉંચ તત્વ અડકાવ્યું હતે તો તેઓ નાણાંની દુન્યામાં વધુ ઉચી સ્થીતીએ પુગતે, તેઓએ જો ડોલરના ઘેર ખુને મુકરર કરીને બીજું સઘળું બાજુએ રાખ્યું હતે યાને પૈસાને ખાતર પોતાની ઉંચી લાગણીઓને એક ખુણે મુકી હતે તો તેઓ પણ તે લખેપતીનાં જેવી વધતી ઓછી દોલત મેળવવા પામતે

ચીકાગો શેહેરના સેંટ પોલના એપીસ્કોપલ દેવળનાવડા બીશપ ફેલોઝે પોતાના યજમાનો આગળ ભાષણ કરતાં આ પ્રમાણે કહ્યું હતું કેઃ—

"આ અબજપતીઓએ પોતાની દોલત જે રીતે મેળવી હોય તે રીત વીશે અમે તે ટીકાઓ કરવામાં આવે, છતાં લોકો પાસેથી જે દોલત મેળવવામાં આવી હતી તે પાછી તે લોકોને આપવાની આ અબજપતીઓથી હાસલની રતુતી પાત્ર કોશેશો વીષે કાંઇબી બોલી શકાશે નહી."

પણ આપણે બીશપ ફેલોઝને પુછીશું કે આ અબજપતીઓ લોકોને તેઓનાં કચડાયલાં જીગરો અને નાશ પામેલી ઉંચી મોરાદો પાછી વાળી શકશે કે ? તેઓના કરડા લોખંડી અમલ હેઠળ આ ગરીબ લોકોની ખુશાલીઓ જે સઘળી કચડી નાખનારી ગરીબાઇમાં મરી ગઇ હતી તે ખુશાલીઓ આ અબજપતીઓ પાછી લાવી શકશે કે, અને મુએલાંઓની જગ્યા પુરી શકશે કે ? મા, બાપડી અને માબાપ વગરનાં બચ્ચાંઓના ઝરઝર આંસુઓને પાછાં શાંત પાડી શકશે કે, અને તે અબજપતી લખપતીઓની દોલત કે જે તે કદીબી ઇનસાફી રીતે વાપરી યા વહેંચી શકવાનો નથી તે તે મેળવી શકે તેટલા કાજેજ કકડા થુકલાને ખાતર વૈતરૂં કરતાં કામદારોના વળી ગયલી પીઠોને આ અબજપતી પાછી સીધી કરી શકશે કે ? (યાને, દોલત એકઠી કરતી વખતે તે ઉપર જે જખ્મ પડી હતી તેની અસરો અબજપતી ફરી કાઢી શકશે નહીં)

વળી શું આ લખપતીઓની દોલત ખરેખર ગરીબોને માટે વપરાશે કે ! તે દોલત તે દેવળો એસ્પીટાલો, કોલેજો, વીગેરે જગાઓ, કે જ્યાં ગરીબ ચીથડે હાલ શખસ વૈતરાંથી ઘસાઇ ગયલા હાથો અને રડતા જીગર સાથે દાખલ થઇ શકવાનો નથી તેવી જગ્યાઓએ આ સખાવત વપરાશે. શું દયા ને જુવા જોગ ગરીબો આ કોલેજોમાં અને એસ્પીટાલોમાં જવાના છે કે ? શું બીશપ ફેલોઝના યજમાનોમાં આવા ગરીબાઇમાં સપડાયલા લોકો આવે છે કે ! પોતાના ખુબસુરત રીતે આરાસ્તે કીધેલાં દેવળમાં આવા ચીથડે હાલ ગરીબોને આવવા દેશે કે !

પણ જુઓ! માતબર નાણાં ધીરનારાઓ આવે છે, વાસ્તે મદદ થાઓ, મારા લાલ! તેઓ

તમારા હાથમાં એક સીક્કો પરખાવે. જો તે સીક્કો ગરમ માણસાઇ લોહીથી ઝૂઝરતો હોય (યાને ગરીબોને વેંતરૂં કરાવી મારી નાંખીને તેઓ મારફતે મેળવાયેલો પૈસો હોય) તો શો મુઝાકો! શું તે બી પૈસો નથી? શું તવંગર નાણું ધીરનાર પોતાની દોલતમાંથી આપણને આપતો નથી? ત્યારે પછી આપણે તેને નેક અને મહાન પુરૂષ કહેવો જોઇએ!

વળી, રૉકફેલરની સખાવત વીષે ટીકા કરતાં "ચીકાગો એકઝામીનર" નામના પત્રમાં જોન ટેમ્પલ ગ્રેવ્ઝ લખે છે કેઃ—

"જો આ બુઢો શખસ પોતાના છેલ્લા દીવસોમાં, મરણ પામે તે આગમચ વખાણુ અને માન મેળવવા માંગતો હોય તો તેમાં શું છે? છાપા અને પ્લેટફોર્મ પરથી તેને જે માયાળુ શબ્દો મળે છે તેનો ઉપકાર માનવા દોડે છે તેમાં શું થઇ ગયું? શું એમા કાંઇ ગુનેહગારી જેવું છે?"

એજ લખાણમાં આગળ ચાલતા તેવણુ બોલે છે કેઃ—

"બાદશાહી સખાવતને મશ્કેરી મજાક અને અપશબ્દોથી વધાવી લેવી એ ઘણું હલકું છે. જો રૉકફેલર અને કારનેગી જેવા પુરૂષો હાલ જેમ વગોવાય છે તેમ જો વગોવાયા કરે તો ભવીષ્યમાં દોલતમંદ પુરૂષો પોતાની જાહરીમાં જે પૈસા તેઓએ લોકો પાસથી મેળવ્યા હતા તે પૈસા સખાવત રૂપે પાછા વાળવા લલચાશે નહીં; યાને બહાર પડશે નહીં."

કાં આતો ભવીષ્યના લખોપતીઓ—લખોપતીઓ જેઓ ગરીબોને કચડીને પૈસાદાર બન્યા છે તેઓને કાંઇ નહીં તો કદાચ ધડો તો બેશક કે જેમ કારનેગી અને રૉકફેલરે ઘાતકી અને દયાહીણુ રીતથી લખ્ખો મેળવ્યા તેમ અમે મેળવ્યે નહી તેની સંભાળ રાખ્યે.

"હવે વખત આવ્યો છે કે જ્યારે આવાં માણસોએ શીખવું જોઇએ કે તેઓ આવી રીતે પરતાવો કરી શકનાર નથી. આવા લોકોને જાણી લેવાનો વખત આવ્યો છે કે એક માણસ બીજાનું ખુન કરીને ફાંસીના લાકડાંપર માથી મેળવી શકે નહીં અને સીધો બેહેસ્તમાં જઇ શકવાનો નથી. એવી રૂઢીઓનો જમાનો વહી ગયો છે. એજ પ્રમાણે, માણસો લોકોને લુટીને અને પછી પૈસાથી કંટાળી જઇને પોતાને ગમે તેમ પાછા લોકોને ખેરાત કરવાનો હઠ ગો કાયદો પણુ નાબુદ થવો જોઇએ, અને એવી રૂઢીને ચાલવા દેવી નહીં જોઇએ. આવી રૂઢીમાં, પહેલેથી છેલ્લે સુધી, દોલતના મેળવવા તેમજ દોલત આપી દેવાના બન્ને કાર્યોમાં, આપમતલબી સ્વાર્થી ખુશાલી સીવાય બીજું કાંઇ નથી.

ખચીતજ દુન્યાને આ ભંડાર કરેલા લખ્ખોની ઘણી જરૂર છે, પણ તેથી શું આ લોહીથી ખરડાયલા કરોડોની દોલત લુટારા પેલા (ક્રબજપતી) ના અંતઃકરણને શાંત કરવાને વપરાશે, કે જેથી મરતે દહાડે તેની ઘોર ઓછી ઠંડી ઓછી અંધારી અને ઓછી ભયંકર બને?

શું તેના પાપનો પરતાવો ઘણો મોડેથી નથી આવ્યો?

લોકોનો આ ધીક્કાર અને તીરસ્કાર ભવિષ્યના લખોપતીઓને એક મજબુત ધડો શું નહીં શીખવશે?

## રૉક ફેલર અને કારનેગીથી એક ઉલટાજ ખવાસનો લખોપતી,

હવે રૉકફેલર અને કારનેગીએ વાપરેલી રીતોથી ઉલટીજ રીતે, એક બીજો લખપતી નામે એન. ઓ. નેલસન, કે જે સેંટ લુઇ શેહેરનો રહીશ છે, તે જેમ ફુકકરો, આગળ દેવ. કેમ શીબી રહે તેમ ગાજી રહયો છે,

તમે આ નેલસન વીષે સાંભળ્યું છે. પણ તેણે પોતાની સખાવતનાં બાંકા ફુંકવાને, પોતાના હાથહેઠળ કામ કરતા મજુરોને માટે વેહેવાર યોજનાઓ અમલમાં મુકી છે તેનાં નગારાં વગ-

પાવવાને, પૈસા ખરચી અગાઉથી કોઇ એજન્ટ રોકી રાખ્યો નથી.

આ આણુસે પણ કરોડોની દોલત મેળવી છે, અને પોતાના નાણાં સંબંધી કારકીર્દીની મોટી મોટી વાતો ઠરાવવા અને આઇબલ અને કીર્ત્તિનોની ચોપડીઓના ઢગ ઉપર તેને તખ્ત નશીન કરવાને એકુ દેવળ તેણે સ્થાપ્યું નથી.

આ લખપતી શેઠીયાએ સ્વચ્છ, સાચ્ચી, નમુનેદાર જીંદગી ગુજારી છે, અને બચપણમાં જે સાદો અને પુષ્ટીકારક ખોરાક લેતો હતો તેજ ખોરાક હાલ પણ તેની હાજરી જેરવવાને શકતીવાન છે તે એક વેજીટેરીઅન છે.

તેણે કદીબી ઓસ્પીટાલો બાંધવા રકમો કાઢી આપી નથી, તેણે દેશમાં ખરચાજુ લાઇબ્રેરીઓ સ્થાપી નથી, અથવા તો હરામના પૈસા મેળવીને ધંધામાંથી રીટાયર થવા માંગતો નથી.

પોતાના કામદારો અને નોકરોને સારૂં એક નફો વેહેંચી આપવાનું ખાતું (યાને પોતાના નોકરોને અમુક પગારો આપવાને બદલે જેટલો સામટો નફો ધંધામાં થાય તેમાંથી વહેંચણી કરી આપવાનું ખાતું) ખરપા કર્યું છે, મોટાં કારખાનાંઓ બાંધ્યાં છે. પોતાના મજુરોને ઘરો પુરું પાડનારી સોસાયટીઓ ઉભી કરી છે, સાહસીક અને આપબળ અને સ્વમાનનાં ઉમદા ગુણોપર એક નાનું ગામડું વસાવ્યું છે, અને પોતાના વધ્યા જતા નફાનો ઉપયોગ, નફાની વહેંચણી કરનારાં વધુ ખાતાંઓ સ્થાપવામાં અને પોતાના કામદાર માણસોને વધુ સસ્તાં અને સહી સલામત ઘરબારવાળાં બનાવવામાં કર્યો છે.

એન. ઓ. નેલસને આસરે સાતસો કુટું-બોનું એક લેકલેર નામનું ગામડું વસાવ્યું છે. તે એક અરસપરસની મદદના નીયમ પર ચાલતું શેહેર છે, જ્યાં દરેક તરેહની વખારો, નીશાળો તથા શેહેરી, નીતીના તેમજ વહેવારૂ ખાતાંઓ તેમજ રમત ગમતોનાં સાધનો કે જેને લીધે ત્યાંના શેહેરીઓને તેમુકામ વ્હાલું થઇ પડ્યું છે તે બધાં હસ્તી ભોગવે છે. તે શેહેરમાં નથી જેલ, કે નથી પોલીસની ચોકી કે નથી લોકોને દમરવાને સોટી લઇ ઉભેલા ચોકી બાનો. તેઓ પોતાના રાજા છે, અને જો કે ત્યાં ઘણાક વતનાઓ પરદેશની ભુમી પર જન્મ્યા હતા છતાં નમુનેદાર ખરા પુરા પણું ભોગવનાર અમેરીકનો છે.

પોતાની લખોની પુંજીમાંથી એન. ઓ. નેલસને આ બધું કરી બતાવ્યું છે, તેણે માણસોને પગભર કર્યાં છે, તેણે તેઓને તક અને સંજોગો પુરા પાડ્યા છે. હવે તમેજ કહો કે આ બે માંથી કોણ સરસ ! ખરી સખાવત કેવી હોવી જોઇએ તે શું આથી નથી જણાતું. !

# અરો પ્યાર.

## ગુલશન મારે ખાસ

લખનાર—મિસ શીરીન

'કહેવાને દલગીર છું', મિસ દુબાશ, કે એ બચ્ચાંને માટે હું વધુ કાંઇપણ કરી શકતો નથી. હું મારેથી બનતું દરેક કરી ચુકયો છું. એ બચ્ચાંને તો સારી જતન, ખુલ્લી હવા, અને પુરતા સારા ખોરાકની ખાસ જરૂર છે. હું તમુને આગળ કહી ચુકયો છું અને આજે ફરીથી કહુ છ કે કે ઉનાળો આગમજ તમે એ બચ્ચાંને કેયેપણ ચેન્જપર લઇ જાવો, અને ઇંડાં, સુપ, દુધ, એવો શકિતનો ખોરાક આપો. હજુરતો દરદની મેજ શરૂઆત થયછ તેટલાંજ તમે ચેતો, મિસ, અને મારી સલાહ માનો પછી આગળ ચાલતાં એ બચ્ચું જો વધારે હેરાન થાય તો તેનો જવાબદાર હું નહી. દવા કે દારૂ એને કાંઇજ ફાયદો કરનાર નથી. યાદ રાખજો કે ચેન્જથી એ બાળકને જેટલો ફાયદો થશે તેટલો મારે હાથ કદી થનાર નથી સાહેબજી, હું સાંજે એકવાર ફરી પાછો આવી જઇશ."

એટલું બોલી ડોકટર જાસ પોતાની પાછળ નાંજાં દુબાશને અજાયબી અને ગભરાટમાં ગરકાવ દીગમુઢ ટીકતી ઉભેલી છોડી ગાડીમાં બેસી હંકારી ગયો.૦

તેને હંકારી જતો બારીમાંથી જોતી તેણી એક પળ ઉભી, અને પછી પાસેની એક ખુરસી ઉપર ફસડાઇ પડી હસકાં ખાઇ રડવા લાગી.

"દુધ, ઇંડાં, સુપ, મારા ખુદા, એ સઘળું હું કયાંથી લાવું ?" તેણી રડતાં પટપટવા લાગી. "આવી ગરીબડી હાલતમાં એ બધુ મેળવવું એ સુંનુ મેળવવા જેવું કઠણ છે. ડૉ. જાસે મારી હાલત સારી રીતે જાણવાં છતાં એમ બોલી મારી મશ્કરી કીધી છે. અરે હવે હું શું કરું ! મારેથી કાંઇ પણ બની શકે તેમ નથી. ઓ ગુલ, મારી પ્યારી બહેન, તારાં બાળકને માટે હું કાંઇજ કરી શકતી નથી. મને માફ કરજે, ગરીબાઇ અને કંગાળયતમાં સબડી એ ફુલ બુચેસું કમોતે મરી જશે. અરે જેવી રીતે તું ગરીબાઇમાં ભુખમરો સેહવી મોર્ગે લાગી તેવીજ રીતે તારું બાળક પણ પુરું થશે. ઓ, એ હું દેખતી આંખે કેમ જોઇ શકસ. ખુદા, મને મદદ કર."

તેણી પોતાના બન્ને હાથોમાં મ્હોડું છુપાવી ઝારઝાર રડી, અને અને પછી ઉઠી તે ઉંઘતાં નીરદોશ બાળકને સંભાળથી બરાબર ઓઢાડી પોતાના દુઃખી મનને રાહત આપવાના ઇરાદાથી બહાર રસ્તાપર નીકળી. ઘેરથી થોડે દુર ચાલી એક મોટા પથ્થર ઉપર તેણી બેઠી, અને આગલા સુખી દીવસો, અને હાલના ગરીબાઇ અને કંગાલ્યતના હાડમારી ભરેલા દીવસોનો વિચાર કરવા લાગી.

આહ ! તે સુખી દીવસો કે જ્યારે 'પૈસાની રેલછેલમાં તેણી અને તેણીની ગુજર પામેલી વડી બહેન ગુલાં, લાડ અને સુખમાં ઉછર્યાં હતાં. નોકર ચાકર, ગાડીઘોડા વાડી બંગલા, એ દરેક ચીજની તેઓને કાંઇપણ હાજત નહી હતી. તેઓના પડયા બોલ ઝીલી લેવામાં આવતા. તરેહ-

વાર લાડ તેઓને લડાવવામાં આવતા. તે સુખી વખતમાં તેઓના ફ્રેંન્ડો પણ ઘણા હતા મધ પર માખ ભમે તેમ તેઓ ભમતા હતા. અને આજે? આજે પૈસાટકા, વાડી બંગલા, નોકર ચાકર, દોસ્ત આસનાવ, સઘળું જતું રહયું હતું. આજે તો ગરીબાઇ કંગાળ ગરીબાઇએ તેઓપર સખ્ત હુમલો કીધો હતો. દુખ આવી પડે છે, ત્યારે માનવી પર સામટું જ આવી પડે છે, તેમ તેઓએ માતપીતાનો મીઠો છાયો ખોહયો, પૈસો ગુમાવ્યો દોસ્તો છોડી ગયા, અને અધુરાંમાં પુરું વળી તે બન્નેમાંની વડી બહેન ગુલાં કે જેની ઉપર માતપીતાના મરણ પછી ન્હાની બહેન નાંજાએ સઘળો આધાર રાખ્યો હતો, તેણી પણ પોતાના વહાલા બારંદના અચાનક અકાળ મરણ પછી કમોતે ગરીબાઇના દેવની ભોગ થઇ પડી મરતી ઘડીએ તેણી પોતાની ન્હાની ચાર વરસની બાળકી જર ને પોતાની આ ન્હાની બહેનના હવાલામાં સોંપી ગઇ. આ તેજ બાળક હતુ કે જેને સીક પડેલું આપણે ઉપર જોઇ ગયાં છીએ અરે! ગરીબાઇ! કંગાળ ગરીબાઇ!

નાંજાંને આ ઘડીએ તેણીનો આગલો ફ્રેન્ડ સ્પાવક્ષ ભરૂચા યાદ આવ્યો. તે ફ્રેન્ડ તેણીના સુખી વખતમાં પીતાના ઘેરમા ઘણો માનીતો હતો. એટલે સુધી કે એક વેળા કાંઇ આફતમા આવી પડવાથી તેણીના પીતાએ તે વેળાએ તેને પૈસાની મોટી મદદ કીધી હતી. હવે આજે તેજ ફ્રેન્ડ તેણીને ઝાંખીને જોનો પણ નહીં હતો તે હવે પૈસાવાળો થયો હતો. ઘણીવાર નાર તે સુરત આવતો હતો, પણ તેણીને મળવાની તેને સેજ પણ દરકાર કીધી હતી નહી. ગામમા એવુ બોલાતુ હતું કે તે પોતાનો પૈસો સરતોમાં, જુગારમાં, અને દારૂ પીવામા ગુમાવતો હતો તે પડયો ને પાંથરયો દારાશાહ મુંગા મોદીને ત્યા રહેતો હતો. લોક છરેચોક બોલતું હતુ કે તે મુંગા મોદીની એક પુરી બેટી ફ્રેનીને ચહાતો હતો, અને તેણીની સાથ પરણનાર હતો. જ્યાં હોય ત્યાં તેઓ બંન્ને સાથેના સાથેજ જણાતાં હતાં. આ સઘળી અફવાઓ નાંજાએ પણ સાંભળી હતી. તેણી હાલ તેનોજ વિચાર કરતી બેઠી હતી.

તેણી વિચારમાંને વિચારમાં બેઠી હતી, તેવામાં એકાએક એક ઓળખીતો અવાજ સાંભળી તેણી ચોંકી. ઉચે જોતાં ભારે અજાયબી વચ્ચે તેણીએ, જે દોસ્તનો હાલ તેણી વિચાર કરતી હતી, તેનેજ પોતાની સામ્મે ઉભેલો જોયો.

"કોણ? સ્પાવક્ષ?" તેણી અજાયબીમાં પુકારી ઉઠી.

"હા, હુંજ છેઉં, મિસ દુબાશ." તે શેકહેન્ડ માટે હાથ લંબાવતાં બોલ્યો. "કેમ શું છે? શું કાંઇ માઠુ બન્યું છે?"

તેણીએ ઉઠવાની કોશીષ કીધી, પણ તેણે તેણીને અટકાવી, પોતેજ જમીનપર ગુંઠણભડયે તેણીની સામે બેઠો, અને એકકી ટગરે તે ફીકકો પતલો ચ્હેરો ટીકવા લાગ્યો.

"મને કહો, શું બન્યું છે તે મને કહો મીસ." કાલાવાલા કરતો તે પુછવા લાગ્યો. "મને ફીકર છે કે કાંઇપણ બુરૂં બન્યુંછ. હું તમુને વારંવાર જોયા કરતો હતો, અને તમે આવાં નબળાં અને ફીકકાં કેમ દેખાઓછો તે પુછવાનો વિચાર કરતો હતો, પણ કાંઇ ચાન્સ મલ્યો નહી. મને કહો કે તમે દુઃખી કેમ દેખાઓછ?"

તેણીએ ઉચે તેના ચહેરા તરફ જોયું. તેઓની નજર એક થઇ. તેણીના ચહેરા ઉપર એકા એક રતાસ ધાય આવ્યો. પોતાની દુઃખી હકીકત તેને કહેવી કે "નહીં", એવો એક પળ તેણીએ વિચાર કીધો. અને આખર થોભી નહિ સકવાથી સઘળી હકીકત તેણીએ તેને કહી. ગંભીર ચુપકીદીથી સઘળી હકીકત તેણે સાંભળી, અને પછી બીજી બાજુએ પોતાનો ચહેરો ફેરવી તે ઉંડા વીચારમાં બેઠો. ગરીબ

બીચારી નાંજને તેની તરફની મદદની કાંઈજ આશા નહી હતી. એક જુગારી, અને તે પણ એક અપંગ છાકટો જુગારી તેણીને શું મદદ કરી શકે વારૂ? ઘણું તો તે કદાચ પોતાની દોલતમાંથી પૈસાની, એકાદ ન્હાની રકમ તે બાળકના ખરચ માટે કહાડી આપે બીજું શું?

"મિસ દુબાસ" એકાએક તેણીની તરફ ફરતાં સ્યાવક્ષ બોલ્યો. "મિસ દુબાશ તમે મારી સાથે પરણશો.?"

આ કેવો અજાયબ જેવો, મશ્કરી ભર્યો સવાલ? તેણી આ કઢંગો સવાલ સાંભળી અતી ઘણી ગુસ્સે થઇ.

"તમે–તમે એમ કેમ બોલોછ? એવી મશ્કેરી કરીજ કેમ શકોછ. મારૂં જીગર દુખથી કપાઇ જાયછ, અને તમે–"

"હું મશ્કેરી કરતો નથી, નાંજ." એકદમ ઉભો થઇ તેણીના બન્ને હાથો જોશથી પકડી, તે ગંભીર સ્હાદે બોલ્યો. "હું જે કેહૂછ તે ગંભીરાઇથીજ કેહુંછ. તમુને દુખી કરવા હું ઇચ્છતો નથી. તમે મારી સાથે પરણશો તો હું ઘણો ખુશી અને આભારી થઇશ"

"તમે શું કહેવા માંગોછ તે ખુલ્લું જણાવો?" તેણીએ સવાલ કીધો.

"સાંભળો, હું તમુને એક વ્યવહાર સાંપણી (business offer) કરૂછ." તેણીના ચેહરા ઉપર વાંકો વળી તે ધીમેથી બોલ્યો. પ્યાર મારેની માંગણી હું કરતો નથી. પ્યાર જેવી ચીજ મારી પાસે નથી, અને પ્યાર હું તમને આપી શકતો નથી. હું તમારી સાથે સદા માનથી વર્તીશ. હા, તમે કેની મુંગા મોઢી અને તેણીને મારેના ઉલ્લા પ્યાર વિશે સાંભર્યું તો હશે. ઠીક–તે વાત હવે બની ગઇ છે. તેણી ઘણી દેમાકીલ્લી અને નખરાંબાજ છે. મારી સાથે તે પરણવા ના કહેછ, પણ પોતાના નખરાંથી મને પોતાના તરફ લલચાવેલો રાખવા માંગેછ, પણ હું હવે કંટાળી ગયોછ, અને એનો એકદમ છેડો લાવવા માંગુછ. ટુંકમાં એટલુંજ કે હું પરણવા માગુછ, અને તેટલા વાસ્તેજ તમોને મારાં વાઇફ થવાની અરજ કરૂંછ. તેના બદલામાં હું તમારી તરફ સદા માયાળુ રહેવશ. મારેથી બનતું દરેક સુખ હું તમુને દેખાડશ. તમારા પીતાએ આગળ એક વેળા મને મુશ્કેલીના વખતમાં મદદ કીધી હતી. અને તેથી તેની બેટી તરફ હું સદા પ્રમાણિકપણે વર્તીશ હું એ ન્હાના બચ્ચાંને બંચાવશ. તમે એને ચેન્જપર લઇ જઇ શકસો. હું મારેથી બનતું બધું કરશ અને તેના બદલામાં તમે મારાં વાઇફ થશો. બોલોની થશો કેની નાંજ? હું એકલો પડી ગયો છુ, અને એક ભલી મોહોરદારની મને ઘણી જરૂર છે. અને તમે નાંજ—"

"તમે મને ખુલ્લું અપમાન કરોછ સ્યાવક્ષ." તેને વધુ આગળ બોલતો અટકાવી નાંજ એકદમ ઉભી થઇ, અને પોતાના હાથો તેના હાથમાંથી ઝુંટવી લેતા બોલી.

"અપમાન? મારા હાથની અને મારૂ નામ તમુને આપવાની માંગણીને તમે અપમાન સમજોછ?" ઝનુની બની જઇ તે પુકારી ઉઠયો. "ખુદ ખુદાના કસમ, ખાઇ કેહુંછ કે અપમાન કરવાની મારી મતલબ છેજ નહી. મને મદદની ખાસ જરૂર છે, અને તેમજ તમુને પણ છે. કાંય નહી આપણે બન્ને એકમેકને મદદ કરે'? આપણે અગાઉના જુન્ના દોસ્તો છીયે, અને હું તમુંને ખાત્રી આપી કેહુંછ કે હું તમુંને કદીપણ દુઃખી કરીશ નહી. એ એક વ્યવહાર 'ગોઠવણ (business arrangement) છે તે યાદ રાખજો અને તે ફકત એ બચ્ચાંનેજ ખાતર–કેમ?"

દુઃખી લાગણીઓ સાથે તેણીને એકાએક તે બચ્ચાંનો ખ્યાલ આવ્યો આ એક સારો

ચાન્સ હતો, અને એ ચાન્સ જો તેણી ગુમાવે તો તે નીરદોશ બાળક ભુખમરાએ મરી જાય એમ હતું.

તેણી તેના મ્હોઢાં તરફ જોવા લાગી. તેનો ચહેરો વિકાળ દીસતો હતો. તેના મ્હોઢાં ઉપરથી ખુલ્લું જણાઇ આવતું હતું કે તે બીજીને ચ્હાતો હતો—અને પરણવા બીજીને માંગતો હતો, અને તે પેલી નખરાંમાજ મિસ મુંગા મોદી તરફના ખાર અને કીનાને લીધે.—

આ વિચારથી ગરીબ બાપડી નાંજાં ધ્રુજવા લાગી, પણ પછી તરત તે ન્હાના મધુર બાળકની દુખી રીબતી હાલતની યાદે તેણીને પીગળાવી. એક મીનીટ—અને પછી ચાવી આપેલાં પુતળાં પેઠે તેણીએ પોતાના ધ્રુજતા હાથે તેની વાઇફ થવાનું પ્રોમીસ આપ્યું.

" હું તમારી તરફ સદા ભલો રહેવાના, અને તમોનેજ સદા સાચ્ચો રહેવાના સોગદ ખાઉંછું " કઠોર સ્હાદે તે સોગદ લેતાં બોલ્યો. "એ લગન નહીં પણ એક વેપારી સાટા જેવું છે પણ તું તમોને ફરીથી કહુંછ, મિસ દુબાશ, કે તમુને એ માટે પાછળથી કદી પસ્તાવું પડશે નહીં "

ત્યાર બાદ તેઓએ લગન માટેનો દીવસ નકકી કીધો અને પછી છુટાં પડયાં. નાંજાં ઘેર તરફ પાછી ફરી અને તે દુખી બાળકના બીછાના આગળ ગુડણે પડી તાપથી જલતા તે ફીકા ચહેરા ઉપર એક ચુંમી લઇ ધ્રુસ્રકેથી બોલી. " એ તારેજ ખાતર છે, વહાલાં બાળક, એ લગન નહીં પણ એક વેપારી સાટું છે, અને તે તારેજ ખાતર છે." તેઓ પરણ્યાં. નાંજાં દુબાશ અને સ્યાવક્ષ ભરૂચા પરણી ધણી ધણિયાંણી થયાં.

લગન પછી નાંજાં તે બચ્ચાંને લઇ માથેરાન ચેન્જને માટે ઉપડી ગઇ થોડે થોડે વખતને અંતરે સ્યાવક્ષ તેઓને એક ટુંક મુલાકાત આપતો અને દરેક જોઇતી ચીજો પુરી પાડવાની કાળજી રાખતો. દરેક ચીજનું નાંજાંને સુખ હતું. ફક્ત એકજ ચીજની તેણીને ખુટ હતી, અને તે ખાવંદ તરફ પ્યાર હતો.

લગભગ નવેક મહીના ત્યાં રહી તેણી તે બચ્ચાં સાથે પાછી ફરી. તે બચ્ચું સારૂં થયું હતું. અને આગળનાજ જેવું પાછું તંનદરોસ્ત થયું હતું. તેની સારા થવાની ખુશાલીમાં તેઓએ તેની સાલગ્રેહને દીને એક મોટી પાર્ટી આપવાનો ઠેરાવ કીધો. ઘણી ધામધુમ કરવાની હોવાથી આગમજથી તેની સઘળી ગોઠવણો કરવામાં આવી. બીજાં પહરોણાઓ ભેગી ફ્રેની મુંગામોદીને પણ તેણીની માતા સાથે નોતરવામાં આવી.

પાર્ટીનો નકકી દીધેલો દીવસ આવી પુગ્યો. પહરોણાઓ સાંજે ત્રણ વાગેથી આવવા માંડયાં. સૌથી પહેલકાં આવનાર મિસીસ મુંગામોદી અને તેવણની બેટી હતાં. નાંજાંએ તેઓને પોતાની મરજી ઉપરાંત પોતાની ફરજ જાણી આવકાર દીધો. તેણી તેઓને ધીક્કારતી હતી. આ તેજ છોકરી હતી કે જેને તેનો ખાવંદ ચ્હાતો હતો. અને તેથીજ પોતાની પરણી મોહોરદારને પોતાનો ખુલંદ પ્યાર આપી શકતો નહી હતો. એ તેજ છોકરી હતી કે જેની સાથે તેનો વહાલો સ્યાવક્ષ પરણનાર હતો, પણ તેણીએ ના પાડવાથી તેણીપર આકરી રીતે વેર લેવાના હેતુથી તે નાંજાંને પરણ્યો હતો, જો કે હજીરતો તે તેણીનેજ ચ્હાતો હતો.

નાંજાંએ તેઓને આવકાર દેતાં શેકહેન્ડ માટે હાથ લંબાવ્યો, જે મા દીકરી બંન્નેએ ઢંગાઇથી લીધો, અને પછી અણકાની ઢબે પુછયું,

" હં ત્યારે સ્યાવક્ષ જે છોકરી સાથે પરણ્યા તે તમેજ કે ? હમે તમુને મોટી મુબારકબાદી આપ્યેછ, સ્યાવક્ષને એટલા જલદી પરણવાની

હમે આસા નહી રાખીતી. હમે તો એ ઉતાવ-વાં લગનથી મહુંજ અજબ થયાં. "

નાંજાં આ સાંભળી ઘણી દુ:ખી થઈ. તેણી સ્યાવક્ષને શા માટે પરણી હતી તે તેઓ જાણતાં હસે, અને સ્યાવક્ષે પોતેજ તેઓને એ વિષે જણાવ્યું હશે, એવા ખ્યાલથી તેણીનું જીગર અંદર ખાનેથી ધ્રુજવા લાગ્યું.

"હાજી કદાચ તમુનેતો અજબ જેવું લાગતુંજ હશે." મન મક્કમ રાખી તેણીએ તોરથી જવાબ દીધો. "પણુ હું ને સ્યાવક્ષ એકમેકને ઘણા લામ્બા વખતથી ઓળખ્યેછ. તમારા બેટી વિષે મેં સઘળું જાણ્યું છે. મારા સ્યાવક્ષેજ મને બધું જણાવ્યું છે. હમો બન્ને એકમેકથી કાંઇજ છુપું રાખતાં નથી."

અને હવાં તે મા દીકરીને ચાટ પડેલાં છોડી તેણી બીજાં પહરોણુઓને આવકાર દેવા બારણા આગળ જઇ ઉભી. થોડે વારે સ્યાવક્ષ અંદર આવ્યો તે આવતાંની સાથેજ મીસ મુગામોદી આગળ ગયો. અને હસીને તે બન્ને મા બેટીને શેક હેન્ડ કીધી. નાંજાંએ તેના ચહેરા ઉપરથી તુરત જોઇ લીધું કે તેઓને આવેલાં જોઇ તે ઘણો ખુશી થયો હતો. તે તેઓ સાથે હસી હસી વાતો કરતો હતો. શું વાત કરતો હતો તે તેણીને સંભળાતું નહી. હતું પણ તેના બોલવાથી ગમ્મત પામી થોડે થોડે વખતે તે મા દીકરી મોટે સ્હાદે ખડ ખડ હસી પડતાં હતાં, તેનો સ્હાદ તેણી સાંભળતી નાંજાં આ દેખાવથી અતી ઘણી નારાજ થઇ. તે કદીતેણીની સાથે એમ હસતો બોલતો હતો નહી. પણ ગંભીરતા અને માનથી સદા વર્તતો, અને હમણાં તે તેઓ સાથે કેવો ખુશ મીજાજથી વાતો કરતો હતો! જે પ્યાર તેણીને એક મોહોદાર દાખલ કરતો હતો તે પ્યાર એક બીજી હરીફ જીતી જતી હતી. તેઓ ગોયા હાથે કરીને તેણીને પજવવાજ માંગતાં હોય એમ તેણીને લાગ્યું. તેણી મહા મુશ્કેલીએ જેમ તેમ હીમત રાખી ઉભી અને બીજાઓને આવકાર આપતી બેધ્યાનપણે શેકહેન્ડ માટે હાથ લંબાવતી રહી. તેણીનું મગજ એટલુંતો ઘુંમતું હતું કે સ્યાવક્ષ તેણીની બાજુમાં આવી ઉભો, તેનું પણ તેણીને ભાન હતું નહી

આખરે સઘળાં પહરોણુ આવી પુગ્યાં અને તરેહવાર મોજ મજાહમાં ગુંટાયાં. સ્યાવક્ષ પોતે પણ બીજી બાજુ ટાહલે બેઠો હતો. આ એકાંત તકનો લાભ લઇ નાંજાં એક ખુણામાં જઇ બેઠી. તેણી બેઠી બેઠી પોતાંના ખાવંદની તેણીની તરફની બેદરકારી, અને ફેની મુંગામોદી તરફની તેની અથાગ જાન ફેસાની માટેના દુખી વિચારો કરવા લાગી, અને તેની સાથે પરણવા માટેની પોતાની મુર્ખાઇ માટે પસ્તાવો કરવા લાગી, તેવામાં આગ આગ એવી બુમો તેણીએ સાંભળી તેણી તુરત ઉઠી, અને જોયું તો સર્વને ધસારાબંધ હોલમાંથી બાગમાં ઉતરી જતાં જોયાં. તેણી પણ ઝપાટામાં તેઓ સાથે બાગમાં ગઇ. બહાર નીકળી બાગમાં ખુલતી એક બારીમાંથી તેણીએ જોયું તો માલમ પડયું કે મ્યુઝીક રૂમમાં આગ લાગી હતી, કે જે રૂમ તે મોટા કુશાદે હોલની પાસેજ સણુગારવામાં આવ્યો હતો. તુરત તે ટોળામાંથી એક બીજી બુમ ચોમેર ફેલાઇ રહી, અને તે એજ હતી કે "ફેની મુંગા મોદી ગુમ થઇ હતી." આગ પણ તેણીનેજ હાથે અકસમાતીક લાગી હતી.' મ્યુઝીક રૂમમાં પ્યાનાપર બેસવાની તેણીને દરખાસ્ત કરવાથી તેણી ખુરશી ઉપરથી ઉઠવા જતાં તેણીની સાડી ખુરશીના પાયામાં ભેરવાઇ ગઇ જે જોરથી ખેંચી કહાડવા જતાં નજદીકની ટેબલને આંચકો લાગ્યો, અને તે પર મુકેલું બત્તીનું લેમ્પ ઉંધું વળી ગયું અને આગ લાગી ઉઠી.

નાંજાંના સાંભળવામાં ઉપરથી ચુમ આવતાંજ તેણી સ્તબ્ધ બની ઉભી. શું આગવાળા ઓરડામાં તેણીની તે સુંદર હરીફ સપડાઇ ગઇ હશે! શું હજુ સુધી તેણી તે રૂમમાંજ હશે? યા ખુદા—તેણી જો હજુર ત્યાંજ હશે, તો આગમાં બળી મરણ પામશે; અને પછી—અને પછી તેણીની હરીફ દાખલ "કવાબમાં હાડકાં" મીસાલ નડતી તેણી સદાની દુર થશે. એવો વિચાર નાંજાંને આવ્યો પણ તુરજ એક બીજો ખ્યાલ તેના મગજમાં ધાઇ આવ્યો, અને તે એજ હતો કે " ફ્રેની જો મરણ પામશે તો મારો પ્યારો ઘણો દુઃખી થશે. તેણીની માતાને પણ પોતાના એક પુરાં બચ્ચાંને ગુમાવ્યાથી મોટું દુખ ઉપજશે. જ્યારે ન્હાની બાળકી જરી સીક પડી હતી, અને બચવાની આશા નહી હતી, ત્યારે તેણીને ગુમાવવા માટેની મને જેવી ફીકર અને દુખ ઉપજતું હતું, તેવુંજ બીચારીને એને પણ થતું હશે. નહી, નહી, તેણી મારી હરીફ છે તો શું થયું, મારે એને બંચાવવીજ જોઇયે. કોઇને ખાતર નહીંતો મારા સાવકના સુખને ખાતર એ બચવીજ જોઇયે."

અરેરે, કેવા ઉમદા વિચાર—કેવો ભલો ખવાસ—

તેણી દોડી. કોઇ પણ પુછે પાતો અટકાવે તે આગમજ તેણી તે મોટી સીડડીઓ ચહડી ગઇ, અને આગવાળા ઓરડા તરફ ધસારા બંધ દોડી ગઇ. આગ ચોમેર પથરાઇ રહી હતી. બળતાં છેક ઉપર સીલીંગ સુધી પુગ્યાં હતાં. જેમ તેમ કરી મહામુસીબતે તેણી અંદર દાખલ થઇ, અને ગુંગળાતા દમે ફ્રેની માટે ચોતરફ જોવા લાગી. આસપાસ જોતાં તેણીએ ફ્રેનીને જમીન ઉપર બેશુધ્ધ પડેલી જોઇ, તુરત તેણીની આગળ જાઇ ફરતા જીવ અને ગુંગળાતા દમ છતાં તે બેભાન શરીરને પોતાના બન્ને હાથોમાં ઉંચક્યું. તે અંગ ભારી હતું, પણ કુદરતેજ જાણે તેણીને આજે અતી ઘણું જોર આપ્યું હતું. તેને મહામહેનતે ઉંચકી ઘસડાતી ફસડાતી, ઓરડામાંથી બહાર પડી, છેક ચોકડી સુધી આવી લાગી. પણ પછી તેણીથી વધારે આગળ ચાલી શકાયું નહીં. તેણી મોંય પર ઢુડી પડે એમ લાગતું હતું કે તરતજ એકાદ બે જણા દોડી આવી તે ભારી બોજો તે હાથોમાંથી ઉંચકી લીધો. તેણીએ પોતાની એવી હાલતમાં પણ જોયું કે રયાવક્ષ ફ્રેનીને જોતાંજ દોડી આવી બુમો પાડવા લાગ્યો કે " ખુદાનો આભાર! અરે મારી ડાર્લીંગ, મારી ગરીબ ડાર્લીંગ!" બસ ખલાસ. એટલુંજ સમજી, ચક્કર ઘણા આવવાથી તમ્મર ખાઇ તેણી જમીનપર બેશુધ્ધ ઢુડી પડી.

શું તેણી મરતી હતી? આવાં અસહ્ય દુઃખ અને વેદના વચ્ચે તેણી રીબતી બીછાનામાં પડી હતી.

તેણીએ પોતાની આંખ્યો ખોલી, નજદીક ઉભેલી નર્સ તરફ જોયું. અને પછી પોતાના પતલા હાથો તેણીની તરફ લંબાવતાં કરગરી બોલી,

'ઓ, મને મરવાજ દેવો! મને મરવાજ દેવો! મને જીવાડો ના! ખુદા ખાતર મને મરી જવા દેવો!"

કોઇ ઉતરલાં પગળાએ બીછાણા તરફ આવ્યું, આંચકા સાથે નર્સને બાજુ કીધી, અને પછી ગુઠણમંડયે પડી તે ન્હાના નાજુક પતલા હાથો પકડયા.

"નાંજા, નાંજા મારી ડાર્લીંગ, નહી! એમ ના બોલ. તું વારે ઘડીએ એમ બોલ્યા કરેછ—મેં તુને એમ નહી બોલવા માટે ઘણા કાલાવાલા અને અરજો કીધી, પણ તું માનતીજ નહી. નેલી, મારી સ્વીટહાર્ટ, તું એમ બોલી મારૂં જીગર તોડી નાંખેછ. નાંજાં—મારી વાઇફ, મારી પોતાની વાઇફ! તું શું જાણતી નહી કે હું તુંનેજ ચહા-

તો હતો! ફ્રેનીને વીસરી જવાને અને તુંનેજ ચ્હાવાને હું શીખ્યો હતો. ફ્રેની કરતાં પણ તું મને હવે વધારે વહાલી છે. મારી વહાલી, તુંને શું ખબર નહી હતીકે ફ્રેનીને લઇ તું બહાર આવતાંજ હું ડાર્લીંગ, ડાર્લીંગ, કરતો તુંનેજ પુકારતો ધસી આવ્યો હતો? તે ફ્રેનીને નહીં પણ તુંને જ બોલાવવાને હું આવ્યો હતો."

નાંજાં વાંકી વળી અને તેની ગરદન આસપાસ પોતાનાં નાજુક હાથો વીંટાળયા. તે બંન્ને ઘણી ઘણુવાણી એકમેકને બગલગીરી કરતાં ખુશાલીના આંસુ વરસાવવા લાગ્યાં! અને પછી?

ડીયર વાંચક! પછી એટલુંજ કે સૌ સારૂં જેનું સેવટ સારૂં. નાંજાં પોતાના ગંભીર માંદગીમાંથી સારી થઇ. સ્યાવક્ષે ફ્રેની સુંમા મોદીને હવે તદન વીસારી દીધી, એણે પોતાની નાઇરૂ અને ન્હાની ભુલકી જર સાથે ચામનચમનમાં રહેવા લાગ્યો.

---

# અમે હૉટલ ઉઘાડીશું!

## (ગઝલ.)

નથી વેપાર જડતો કંઇ, કહો ત્યારે કરી શું શું!
નથી કંઇ સુઝતું બીજું, અમે હૉટલ ઉઘાડીશું!
નથી અક્કલ તણી એમાં, જરૂર કો જાતની પડતી,
અભણ છીએ અમે છોને, અમે હૉટલ ઉઘાડીશું?
ખરીદી ખુરશી ટેબલ, અને ભાડે લઇ ખોલી
લગાવી બોર્ડ રસ્તાપર, અમે હૉટલ ઉઘાડીશું?
ગમે તેવી બનાવી ચ્હા, ઘરાકોને પીવાડીશું,
કમાવું ફક્ત છે અમને, અમે હૉટલ ઉઘાડીશું-!
દુરસ્તિ અંગની બગડે, ભલે તેથી અમારે શું?
અમારે તો કમાવું છે, એમ હૉટલ ઉઘાડીશું!
સુઘડતા, સારી સગવડતા, વ્યવસ્થાની વળી પરવા
અમારે હોય શું કરવા? અમે હૉટલ ઉઘાડીશું.
અમે તિલાંજલી આપી, સદાની ધર્મ, નીતિને
અપાવાને હજારોને, અમે હૉટલ ઉઘાડીશું!
અમે આચારને રસ્તે, મપાવી કયારનો દીધો,
કમાવા કાજ સુખેથી, અમે હૉટલ ઉઘાડી શું!
"અમારો માલ સારોને, જૂઓ સૌથી વધુ ચોક્ખો"
કહી, પૈસા ગીરાવીશું, અમે હૉટલ ઉઘાડીશું!
અનીતિને દગાઓથી, અમે પૈસા કમાઇશું,
સુખેથી પાર એ રીતે, અમે બેડો ઉતારીશું!

ચંદ્રકાન્ત જી. પરીખ.

# " એ સમજ માલિકને. "

(ગઝલ.)

રિબાવો ના! રિબાવો ના! રહમ દ્રષ્ટિ કરો કાંઈ;
વફાઇ પર જફા શાને? ખફા થાતા નકામા કાં!
કરી છે સ્નેહથી સેવા, હજી છે અંતરે આશા;
છતાં પાસા ઉલટ પાડી, જીગર-જ્યોતિ બુઝાવો કાં!
સદા નેકી નિયમ પાળી, બદી હા! ઉરથી બાળી;
રહ્યા સદ્ધર્મને ધારી, છતાં સંભ્રમ ભમાવે કાં!
અમારૂં મન રૂપી મૃગલું, નથી દોલત મહીં મોહ્યું,
અરે! ના કીર્તિને રોયું છતાં તેને રિબાવો કાં!
નથી કો દી કરી આશા, પરાયાનું પચી જાવા;
ચહ્યું મ્હેનત કરી ખાવા, નયન ખોલી ન પેખો કાં?
વિધુ વૃત્તિ સદા ધારી, કપટ છળથી રહ્યા છેટા;
છતાં દુર્ભાગ્યના બેટા, અરે! ભાવિ ભુલાવે કાં!
હમે તો સત્યના સાથી, અવર ના પંથ પડવાના;
કહ્યું છે સત્ય કિંવાના, છતાં ઈન્સાફ આવો કાં!
બનો છો બેસમજ શાને? ખુશામત સ્વાદમાં ડુલી!
સફા થાશો હૃદય ભૂલી, કદર આવી કરો છો કાં?

જમનાદાસ એન૦ અઢીઆ.

# "The Glorious Goal"

by

**"Hermes"**

The time is changed
New lights are ranged
Around thee and thine
May they full lustre Shine!
Out of the past, new joys
Are dawned, though they are toys,
For the furthest move,
Yet they, each step reprove.
On "arc" you are
And "arc," you see,
Yet there is no bar
Whatever your progress be!
The "Circling Bar" is illusion
*Which will change in flowery Vision.*
Rest assure! when furthest you roll
You will come across "The Glorious Goal."



# " હિન્દમાંથી કાળ હઠાવો "

(હોરી.)

હિન્દમાંહિથી કાળ હઠાવો, હઠાવો, હિન્દમાંહિથી કાળ હઠાવો. (ટેક)

હિમતથી કાળ કરૂર હઠાવી
બળ કરી દેશ બચાવો,
અન્ન ને પાણી અનાથને આપી,
નબળાંને આપ નભાવો.
દયા તણો રાખીને દાવો. હિન્દ માંહિથી.

(૨)

પામર પ્રાણિને પશુઓ પરાધિન,
મોતના ડરથી મુકાવો,
કાળ કરૂરને કેદી કરીને,
હિકમતે આપ હઠાવો.
હઠાવીને મુખડાં હસાવો. હિન્દ માંહિથી.

(૩)

દેશી દુકાળના ડરથી ડરીને,
બીકે ન પીઠ બતાવો,
ઉદ્ધટ પ્રાણી આફતથી ઉગારી,
મરદ થઇ રંગ મચાવો,
લડો પુનાના વીર કહાવો. હિન્દ માંહિથી.

(૪)

કાયર પુરૂષોને મદદ કરીને,
તન, અન્ન આપી ટકાવો,
હારા દુકાળનું કષ્ટ હરીને,
નાક ભલાની નમાવો,
નમાવીને કાળ નસાવો. હિન્દ માંહિથી.

# મી. પાલનજી પરવારતાનો પપેતી નંબર.

( એક સ્કેચ )

ગુલશન માટે

લખનાર—આર. ડી. બગવાડીયા.

પપેતીની આઠ દીવસ આગળ—

"હટી જાઓ—બાજુ થાઓ—

સમજો અને ધ્રુજો!—

પપેતીની મુબારક સહવારે ગાપચા ગેઝેટનો રેડાઇ પપેતી નંબર નીકળશે—રમુજી—અણુસમજુ અને બોથડ લેખકોને ખાસ આમંત્રણ કરવામા આવે છે—હમારા ૪૪।।। ગ્રાહકોપર તે પાછલી રાતના ત્રણ વાગામાં મફત રવાના કરવામાં આવશે જ્યારે છુટક ખરીદનારાઓ માટે તે દુન્યાના દરેક ભાગોમાં ફક્ત ૧।।। પાઇની કીંમતે તે મળશે—યાદ રાખજો કે બબભલા અઠવાડીક—પખવાડીક અને માસીક ચોપાન્યાને શરમાવનારો ત્રણ પાનાનો હમારા આ ૭ માસીકનો દલદાર અંક નીકલશે. જેને ગ્રાહક થવું હોય યા નહીબી થવું હોય તો તેણે નીચલે ઠેકાણે તુરતજ નામ નોંધાવવા:—

લખો—

મી. પાલનજી પરવારતા,

અધીપતીરાજ, ગાપચા ગેઝેટ,

કાતર્યાં ગેપ ઓફીસ.

ચોરગલીને નાકે

મુંબઇ—

હીંદુસ્થાન.

એશીયા

દુન્યા.

ઉપલી જાહેર ખબરે હીંદુસ્થાન, આફ્રીકા, યુરોપ અને અમેરીકાના નહી જણાયલા પેપરોમા બોલાનક્ષ દેખાવ દીધો હતો. કારણકે આવો મહાન અંક તેઓને આ જાહેર ખબરના બદલામાં પહોંચાડવાની ખાત્રીનો હવાઇ સંદેશો મી. પરવારતાએ પેપરવાળાઓ પર મોકલ્યો હતો.

તંપેતીની એક દીવસ આ...

મી. પરવારના હાથમાં માથું ... ઇ મુવેલી ઉદાસીનો વીલાપ કરતા જેવા ... હતા.

"હાય! નખ્ખોદગીયાઓ પર ...ના ખરચ કરતાં જ્તાંખી હજી કાંઇજ, અસર થઇ નથી. નતો કોઇ મુવો જીવતો ગ્રાહક નોંધાયો કે ન તો કોઇ એ હજી લખાણ મોકલ્યું.

અફસોસ માહરા ૪૪॥ આદકોને હું શ્યે મોઢે જવાબ આપીશ-ઓ-ત્યારે શું માહરૂં બ્હાલું મપયા ગેઝેટ પોનાની આ પહેલ વહેલી પપેનીએજ' ઘોરમાં સધાવશે!-ઓ-નેઈ-નહી-બસ ઓ-ખુદા તું મને બચાવ માહરા ગાપચા ગેઝેટને જીવાડ-આહ!-તું મને—"

અજાયબી!- મી. પરવારતાની બાજે બુલંદ અવાજની દુવા કેથી ખુદાયજીને ત્યાં મંજુર પણ થઇ ચુકી કેમકે તેવણુની ચ-શકતી આંખ્યો સામે, પોસ્ટ મેનને પોતાની સામે તેવણે ઉભેલો જોયો—

ત્રણ લાંબા પરબીડા તેવણુના હાથમાં મુકવામાં આવ્યા.

"અરે મી. પ્રીન્ટર- જલદી આવતો-બે-આય છાપી નાંખ-જોઇઝતો તાહરી હુસ્યારી" ખુશીથી ઘેલા ગાંડા થઇ તેવણે ખુરસી પરથી કુદકો મારતા બગાડ પાડી.

બીજા રૂમમાં ઉંઘના ઝોકા ખાનો પ્રીન્ટર ઝબકી ઉઠયો અને અને માથુ ખજવાલતો બપોરા ખાનો મી. પરવારતા આગલ હાજર થયો.

"સાહેબ પણ કચરા જેવા લખાણો"—

"બસ-બસ જે હોય તે તું છાપી નાંખ-બસ ત્રણ પાનામાં સમાઇ જાય તેમ હરેકો મુકી દેજે"—

"વારૂ સાહેબ"

બીજી દસ મીનીટ બાદ કલવલ કલરઇને હસ્તો મી૦ પ્રીન્ટર પાછો હાજર થયો.

"અરે સાહેબ એ તો પેલા સોલું રીં ક-દરે"—

"ચ-ચ સમજ્યો-સમજ્યો, ઘણું જ રમુજી લખાણ કીધું હશે-જા—જા જલદી ભરની તો"

"અરે પણ સાહેબ"——

"જાયછ કે નહી"- તેવણે કાયનો ખડીયો હાથમાં લેનાજ બીચારો પીન્ટર પોતાની સલા-મતી ખાનર ચોત્યું પકડીને નહાસી ગયો.

પણ બીજી પાંચ મીનીટ નહી ગઇ તેટલાં તો વળી પાછો બ્હીનો ધ્રુજતો-ગભરાટ અકરાટમાં પડેલો અર્ધ.પની મહારાજ પાસે આવી ઉભો.

"અરે સાહેબ આપતો કાપડીયા—"

"હા હા એ-કાપડીયોબી ઘણું જ સારૂં લખેછ સાલ જલદી છાપી નાંખજે-એને બીજા પાનાપર જગા આપજે"

"પણ એનો સાહેબ"——

"જહાનમમાં નાંખ તાહરા પણને"

હવે તેવણે પોતાના પગનું સ્લીપર કાઢવાના વેતરણ કરતાં બરોડ પાડી.

"અરે એવની સાહેબ એતુંતો કંઇ પેરી-ડોટ-બ્સાઉઝ-પોલકા"

"હા.-એવું તો લખાનુંજ જોઇએ એ-બાયડાંઓ દહાડે દહાડે ઘણુંજ છકી જાયછ—અરે પણ જાનીતો હવે આપણી પાસે ફક્ત ●૦૯૧૯॥ ડલાક બાકી છે"

"વારૂં સાહેબ પછી માહરો—

"હં હં હં—તાહરા સાહેબને શું કહું જાયછકે નહી."

"લ્યો આ ચાઅઅઅલ્યો."—

પગમાંથી રાથોડી સ્લીપર હવે નીકળી ચુકેલું હોવાથી તે પોતાદાસે લાંથી વંજે માપ્યો.

## પપેતી સદ્દવાર—

ગાપચા ગેઝેટનો દલદાર અંક ફકત ૪૮ાં આહકોપરજ રવાના કરવામાં આવ્યો હતો—જ્યારે પેલી ખોટાભક્ષ જાહેર ખબરની અસર નહી થયલી હોવાથી તેઓપર મફત અંક મોકલવાનું માંડવાલ કરવામાં આવ્યું હતું.

પાનું પહેલું—

"માહરા વ્હાલા કદરદાન-કરેફાન—

ઓ-આઇ બેગ યોર પારડન. મફુજે માહરા હેતવંતા ભવિષ્યના સસરાજી—અ—અ—અ—આઇમીન—સસરાજી જોગ જત, તમારા તેડાંને આ વખતે હું માન નથી આપી શકયો તેનું; કારણ એટલુંજ કે જ્યાં સુધી તમો સાહેબ તમારા બેટીનો હાથ મને નહિ આપો ત્યાં સુધી મેં તમારે ગાટે નાહકની મહેનત નહી ઉઠાવવાના સોગંદ લીધા છે વળી આજકાલ તમારા બેટીએ સેવકને ચોપાટી બેંન્ડ સ્ટેંડ-હેંગીંગ ગાર્ડન-વગેરે વગેરે ઠેકાણે હપ્પણા મુલાકાતનું માન આપ્યું છે અને આ મહોબતની મુલાકાતના મીઠા ખ્યાલોમાં આજકાલ માહરું ભેજુ રોકાયનું હોવાથી હું તમારા ગામચા ગેઝેટ માટે થોડુંગી ભેંજુ કાજલ પાડી શકયો નથી તે દરગુજર કરશોજી. ભવિષ્યમાં માહારા લખાણની આશા જો તમો રાખતા હોવતો આવની કાલના પનેતી જેવા શુભ દિવસે-ઓ માહરા-ભવિષ્યના સસરાજી-માહરી ભવિષ્યની બૈરી સાથે અદરાવી-મને તમારો ભવિષ્યનો જમાઇ બનાવશોજી હાલ એજ.

લી. હું છું.

તમારો નમ સેવક,

સોહું સીકદર

તે

આવતા જમાનાનો મહાન

લેખક!

પાનું બીજું—

શેઠજી પાલનજી પરવારતા,

જોગ જત,

હમારી દુકાનેથી આઠ દીવસના વાયદાએ મીસીસ પરવારતાએ પોતાને માટે તેમજ [illegible]ાં માટે બ્લાઉઝ-પોલકા વગેરે નાંખી [illegible] કાપડ ખરીદયું. હતું જેનું બીલ જેહા[illegible]ા. પઇ.

[illegible]૯-૯ થાય છે. અને તેની આજે મુ[illegible] પાકતી હોવાથી મેહરબાની કરી ઉપલી રકમ સાંજ સુધીમાં પહોંચાડી દેશોજી. થોડે લખે ઘણું જાણજો.

લા. શા. ગુપ્પાદાસ

કાપડયાનો સલામ.

પાનું ત્રીજું—

કમીશનરની ઓફીસ.

કોટ—મુંબઇ.

પાલનજી પરવારતા એસ્કવાયર

મુંબઇ.

સાહેબ,

જે ફરનીચર આપ સાહેબે ચોર બજારમાંથી વેચાતું લઇ તમારી ઓફીસના વપરાશમાં લીધું છે તે ખબર ગળવે મી૦ ધનજીશા ધાસલેટની માલેકીની ચોરાયલી મતા છે અને એ ચોરાયલો માલ જાણીબુઝીને ખરીદવા માટે પહેલા કાયદાની ૦ કલમ મુજબ તમો ગુનેહગાર ઠરો છો પણ જો આવની કાલે હમોને એ ફરનીચર રવાના કરવામાં આવશે તો એ તમારો ગુનાહ માફ થશે.

લી૦ તાબેદાર સેવક,'

સેંડ્યારાવ—

પાંડુરંગ,

કમીશનર હજુરના હોકમથી

લખી આજે તા. ૧૨ મી.........'

બસ!—ગાપચા ગેઝેટનો ત્રણ પાનાનો દલદાર પપેતી નંબર સમાપ્ત!—

પપેતીની બહારવણે ચોરગલીના નાકાપર આવેલી ગામચા ગેઝેટની ઓફીસ મી. પાલનજી પરવારતા અને તેવણુના એક પુરા પ્રીન્ટરને લઇને ઉડી ગઇ હતી. જ્યારે સોહુ સીકંદર પપેતીને દીવસેજ રૂપ્પા પહેરીને દુન્યાના પેલા છેડા ભણી હનીમુન ગુજારવા ગાલતો થયો હતો. પણ અફસોસ કે પેલા ગપ્પાદાસ કાપડયાને રૂ. ૯૯—૯—૯ માટે હાથ પીછને ચુપચુપ બેસી રહેવું પડયું છે.

# નર્ક અથવા દોઝખ.

## તે ઉપર જુદાં મતો

---o---

(લખનાર–મીનાચ્હેર માણેકજી માદન.)

કેટલીક ધાર્મિક માન્યતાઓમા બેહસ્ત (સ્વર્ગ) અને નર્ક (દોઝખ) આગેવાન૰ જ્ગા રોકે છે અને આ ચાલુ સદીમાં પણ તે પુરાણા વીચાર ભાગી પડયો હોય એમ જણાતુ નથી છતાં એટલું ખરૂં કે તેના અર્થમા મોટા ફેરફારો થયા છે. જરથોસ્તી મહાઆતમા આરદા વીરાફે જે જીવતુ બીહામણું ચીત્ર દોર્યું તેવી ઢબ રોમન કેથલીક પંથના લખાણોમાં મળી આવે છે. જે વાંચતાં માત્ર કમકમાટ અને તે એક દયાળુ ઇશ્વરની રચના ઉપર ધિક્કાર છુટે છે એ ઉપર વધુ શરેહ ની કરતાં આ સદીમા તે મારે ખ્રિસ્તી વિચારો શુ છે તે જોવાની તક લઇશ'

લંડનની જાણીતી મેસર્સ કેસલની કુંપની તરફથી ઇંગલાન્ડના ૧૯) જાણીતા ધર્મ ગુરૂઓ ને તેઓના નર્ક (દોઝખ)મારેના વિચારો પુછ્વામાં આવ્યા હતા જે "Is there a Hell" નામની ચોપડીઓમા જગવાઇ રહ્યા છે, જે માત્ર ૧૨) આનાની કીમતે વેચાય છે. તેઓના મતોને તે ચોપડીના અધિપતિ એ લાયક મથાલાં હેઠલ ગોઠવ્યાં છે. જે મથાળાંમાં આ મુખ્ય છે, "નર્કની તવારીખ" "નર્ક શાના જેવુ છે?" "નર્કની હસ્તિની સચ્ચાઇ" "નર્ક એક જરૂરયત તરીકે" "બાઇબલમાં જણાયલાં નર્કની તરફેણમાં" વિગેરે.

તે સઘળા ધર્મ ગુરૂઓ નર્કની હસ્તિ કબુલ રાખે છે છતાં તેમાં રાક્ષસો અને અગ્નિ બળે છે તેને વખોડી કાઢે છે. રેવરન્ડ એ. સી. ડીકસન જેઓ ચુસ્ત ઓરથોડોક્સ ધર્મ ગુરૂ છે તેઓ લખે છે. "જે અગ્નિ આતમાને બાળે છે તે શરીરને બાળતા અગ્નિ કરતાં વધારે ગરમ છે."

રેવ. એફ. બી. મેયર કહે છે કે અગ્નિનો વિચાર ગમે તે હોય છતાં પશ્ચાતાપ (પસતાવા) નો અગ્નિ કાનેલ છે."

રેવ રીચર્ડ રોબર્ટસન લખે છે "તે હાલત માં તમામ ઇચ્છા અને હવસો જાગૃત રહેછે પણ તેને તૃપ્ત કરી શકતો નથી, એ અસહ્ય દુ:ખ છે.

એ રીતે પુરાણા લખાણોમાં નર્કના અગ્નિ ની જે હસ્તિ મળી આવેછે, તે ઉપર મુજબ સમજી શકાય છે, અને તે ઉપર તેઓ ઘણા એક મત છે.'

નર્કની હાલત કયા તક રહે છે. તે હમેશ નીછે અથવા થોડા વખત માટે તે ઉપર તેઓ એકમત થઇ શકતા નથી.

રેવ. એ. જે વાલડ્રોન ટપકાવે છે, "જો બાઇબલ હમેશગીના નર્ક માટે શીખવતો હોય તો તે મત તે મહાન પુસ્તકને ઘણું નુકશાન કર્તા છે કારણ કે આપણે તેમ માની શકતા નથી. ભલે બાઇબલમાં તે માટે ખુલ્લું લખાણ આવ્યું હોય પણ તેવો મત ધરાવવો ભય ભર્યું છે."

ફાધર હયુ બેનશન (રોમન કેથલીક) લખે છે, "મહાન ઇશ્વરની હાજરીની બક્ષેસ હમેશ માટે દૂર રહેવાની સરજત માણસની મરજીને

છુટાપણું છિનવી લેનારી છે. રેવ.એ.સી ડીક્સન મત આપે છે, હમેશના પાપની સઝામાં હમેશની શિક્ષા (એટલે નર્ક) થાય છે. જો માણસ-આ દુન્યાનીભલી બુંડી અસરમાં જો પાપથી પશ્ચાતાપ ન કરે-તો પેલી દુન્યા-જ્યાંની અસરજ તદ્દન બુંડી છે ત્યાં કેમ પશ્ચાતાપ કરી શકે ?" [એટલે હમેશનું નર્ક જરૂરી છે]

રેવ. ડૉ. હેમસન (જયુ) હમેશની સઝા અને દુઃખ પ્રભુના પવિત્ર શબ્દો ઉપર અલાપ લેવા બરાબર છે."

તે પછી નર્ક ક્યા છે ? " તે સવાલ પુછવામા આવ્યો છે જેનો જવાબ સામાન્ય રીતે " નર્ક સઘળે ઠેકાણે છે-તે કેયે નથી-તે માત્ર એક હાલત છે, "એવો આપવામાં આવ્યો છે.

રેવ. સી. સીલવેસ્તરહોર્ન, મીલતન કવીએ દોરેલા સેતાનના ચીત્રના શબ્દો તાંકે છે "કે જ્યાં હું જાઉછું ત્યાં દોઝખ છે, હું પોતે દોઝખ છું" અને ઉમેરે છે " યોગ્ય શબ્દોમાં એ સવાલને જવાબ આપી શકાય છે અને તે એ કે મારૂં દોઝખ ખુદ મારૂં છે જો કે હું ઇશ્વરની સુંદર પેદાયશ વચ્ચે મ્હાલતો હોઉં છતાં હું પોતે દોઝખમાં છું.

ડૉ. ચારલસ બ્રાઉન, રોકેશપાયરના શબ્દો ટાંકે છે કે " એક માણસ પોતેજ નર્ક છે."

રેવ ડીન્સડેલ યંગ એની વિરૂધમાં મત આપે છે " નર્ક એક જગ્યા છે કે નહી તે માટે ખાત્રી સાથે બોલી શકાય નહી. મરણ પામેલા માણસના શરીર પાછાં જીવતાં થશે, એ માન્યતાને આધારે નર્ક ખાસ જગ્યા ઠરેછે." ડૉ. હોરનતન એક યુ ચરણ બર્પી જવાબ આપે છે અને કેટલા શબ્દો ને ઇંગ્રેજીમાંજ ટાંકવાની જરૂર જોઉં છું. The life of the future world without the body & the material scenery of which the body is a part. Entering into that incorporeal world we shall be what we are—reconciled with God or at enmity with Him. And the scenery & surroundings of that world will be there as here, determined by our plupical state."

*સઘળાના મતો ઉપરથી એક ખ્યાલ બાંધી* શકાય છે કે તેઓ purgatory (હમેશ ગેહાન જ્યાં આત્મા પાપથી મુકિત મેળવે છે) માં માને છે.

#  જાપાન અને જાપાનીઝ. 

## ( લખનાર—મીનોચહેર માનેકજી માદન. )

જગતી ગણાતાં પૂર્વના રાજ્ય જાપાને શું કરી બતાવ્યું છે તેને અત્રે લંબાણથી દરશાવવાની જરૂર નથી. અજીત ગણાતાં અને ઇંગલાન્ડ જેવા બળવાન પાત્ર ને ધ્રુજાવવાના રસ્તાને સખ્ખત ઝકકા ખવાડી તે યુરોપીઅન રાજ્યોની સંપમાં બેસવા ભાગ્યવાન થયું છે એ પૂર્વના લોકોને ખુશાલ થવાનું જેવું તેવું કારણ નથી. વેપાર હુન્નરમાં તે જે ઝડપે આગળ વધ્યુ છે તે અદભુત લેખાય છે. અને હાલમાં તમામ હિંદુસ્થાનનું બજાર તેને હાથ કર્યું છે. જે દેશ આટલી ઝડપથી આગળ વધે તેનામાં અને તેના લોકમાં કેયે પણ છુપી શક્તિ ( latent potentiality ) હોવી જોઇએ અને જે તેઓના કામકાજમાં દેખાવ દે છે એ છુપી શક્તિ તે તેના ધર્મ શીન્તો નુ પરિણામ છે. એ ધર્મ અથવા બુધ્ધિરત પંથને " બાપદાદાની પુજા " નો પંથ કહયે તો ચાલે અને તેની સાથે સાથે પોતાના દેશનો પ્યાર વેહેછે આ ત્યારે જાપાનની છુપી શક્તિ છે. જેના દાખલા આપણને વાર વાર મળતા રહયા છે.

લેફ્કેડયો હર્ન પોતાની Life & Letters તેના ઘણા દાખલા આપે છે એકવાર તેને પોતાના ક્લાસના ૭૨) બાળકોને "દુન્યામાં સૌથી સરસ ચીજ શું વાહલી છે ?" તે ઉપર લખવા આપ્યું, તેઓનામાં નવ જવાબો આ હતા " હમારા પવિત્ર બાદશાહ માટે હમો હમારો જાન આપીએ તે !" જે દેશના ૧૦૦) બાળકોમાથી ૧૦) બાળક આ મોતેબર નેમ રાખે તે ખચિત ભગ્યશાળી ગણાશે જેને મે, એટલે ચાર કરોડની વસ્તીના ચુમાલીસ લાખ જીવો તે મોતેબર નેમથી દેશના બચાવ માટે બાહાર પડે અને દરેક ચોરસ માઇલમાંથી લગભગ ૧૨) પ્રાણીઓ તે નેમથી તૈયાર થશે.

એક ગરીબ એડુન પોતાની માતા આંધળા હોવાથી એક જોશી પાસે ગયો અને તેની સલાહ લીધી જોશીએ કહયું કે જો તેણીને એક જવાન માણસનું કલેજું ખવાડવામાં આવે તો તેણી સાજી થાય તે રડતો રડતો ઘરે ગયો અને પોતાની બાયડીને હકીકત કહી. તે ખુબંદ હિમ્મતવાન, પવિત્ર નારે આ મુજબ જવાબ કર્યો "આપણો એકજ બેટો છે જે ખુબસુરત છે. તમોને મારા જેવી, બલકે મારાથી સરસ બાયડી મળી શકશે, પણ તેવો બેટો મળશે નહી. માટે તેને બદલે મને મારો અને તમારાં દુઃખી માતાને મારૂ કલેજું ખવાડો " તેઓ એક બેકને બગલગીર થયાં અને પોતાની તરવાર વડે તે એડુને પોતાની બાયડીને મારી કલેજું પકાતો હતો કે તેઓનું બાળક જાગી ઉઠયું અને ત્યાનો ભયાનક દેખાવ જોઇ ચીશો પાડી. પુલીસ અને પાડોશી એકઠા થયાં કોર્ટમાં તે એડુને લગભગ બચ્યાં સહી સાલાહગી ખરી હકીકત,બ્યાન કીધી અને બુધ્ધિસ્ત કેતાબોમાંથી તેવી વાર્તાઓ ટકી, ખુદ જડજો રડયા અને તેને માત્ર નવ વરસની સજા કીધી.

આ કરૂણાસિક પણ રમુજી દાખલો છે કે એક ૧૭) વરસના છોકરાએ રેલગાડીના પાટા ઉપર હાથે કરી પડી જઇ ગાડી તળે કચડાઇ આપઘાત કર્યો છે, તેને પોતાના માલેક ઉપર

પત્ર લખ્યો છે કે તેના નાના બાળકના મરણથી તેને મનથી દુન્યા નાપુદ થઇ હતી, તે બાળક કોણુ સાથ રમતે તેથી "હું તેના સાથ રમવા જાઉં છું. પણ મારી નાની ૬] વરસની બેહેન છે, તેની સંભાળ લેશો."

મી. હર્ન પોતે પોતાનો દાખલો ટાંકે છે. તેને એક વાર પુછવામાં આવ્યું કે કઇ ચીજ કોઇ પણ હાલતમાં ભલી યા બુરી છે, તેને ઉત્તર વાલ્યો, કે એક ચીજ છે જે કોઇ પણ હાલતમાં બુરી છે અને તે કોઇ લાચાર પ્રાણીને વગર અર્થનું દુઃખ દેવાનું છે, તે પછી તે કહે છે કે એક વાર હું તે નેસીના એક મહોલ્લામાંથી પસાર થતો હતો કે એક માણસ અતિ ગુસ્સાથી જતો માલમ પડયો તે વેળા એક નાની બીલાડી રમતાંમાં હતી અને પેલા આદમીના પગોની અડફટમાં આવી ગઇ અને તે પડી ગયો. ગુસ્સાની ગરમીમાં તેણે તે પ્રાણીની આંખ્યો ફોડી નાખી અને હસીને ઉડારી નાંખી, દેખઈતું તેનો ગુસ્સો નરમ પડી ગયો હતો હું હજી ત્યાં દોડી જાઉં તે અગાઉ તે તે કામ બજાવી ચુકયો હતો. તેથી ખીજથી જલતાં મે ખીસ્સામાં પીસતોલ કહાડી અને તેની ઉપર ચાર ગોળી છોડી પણ મારો હાથ ધ્રુજતો હોવાથી અને આંખે ખામી હોવાથી એક બી તેને લાગી નહી.

આ દાખલાઓ ઉપરથી જણાય છે કે જાપાન દુન્યાના મોટાં બળવાન રાજયોની સંપમાં બેસવા બહુજ નજદીકના ભવિષ્યમાં નસીબવાનં થશે અને તે માટે એસ્યાટીક તરીકે આપણને મગરૂર થવાનું છે. વળી એ ઉપરથી એ પણ સાબેત થાય છે કે પૂર્વના મુલકો અને લોકોમાં છુપી શકિત હજી ટકી રહી છે અને જો તાસુબી અને વહેમોને છોડી દઇ પશ્ચિમ તરફથી મળતી કેળવણીને ગ્રહણ કરવામાં આવે અને જે પણ પૂર્વમાં ભલું છે તે કાયમ રાખવામાં આવે તો પૂર્વ પણ પોતાની આગલી જાહોજલાલી, આગલી સત્તા અને આગલો સુધારો દેખાડી શકે. જાપાન તે દેખાડવા શકિતવાન છે કારણ તે એક સ્વતંત્ર મુલક છે, તેનામાં દેશ તરફની જાનફેશાની છે.

# હું ક્યારે હસુંછ?

('ગુલશન' માટે લખનાર—R. D. B.)

૧ જયારે એકું "પારસી સંસારી વાર્તામાં" એકુ પારસી બાનુને હાથમાં રીવોલવર સહીત ચી. તારવામાં આવે ત્યારે !

૨ "હમો એ સેંકડે ૧૫] ટકા ઓછે હમારો માલ 'સેલ'માં કાઢયો છે" એમ કે ઇ વેપારી પોતાના અસલી ભાવમાં ૧૫ ટકાનો વધારો કરીનેજ સેલના ભાવો સાથે તમો સામને સરખામણી રજુ કરે ત્યારે.

૩ જયારે એકુ ન્યુઝપેપરની હાર જોઇ તેના કહેવાતા 'ભાઇ બધો' તેની વિરૂધ્ધમાજ મસાલેદાર હેડીંગ છાપી મારે ત્યારે !

૪ 'પેલા કોઇ પાલનજી એ પહેલો લેગ પહેડયો' યાતો "પેલા કોઇ બચુબાઇ બટકે લાંબો સદરો પહેડયો"—એવા એવા દમ વગરના ચર્ચા પત્રો કેટલાક પરવાતાઓ પોતાને ફીલસુફમાં ખપાવવા ન્યુસપેપરમાં આપી આખી કોમને બદનામ કરે ત્યારે !

૫ તરેહવાર ભલતાજ ફંડો યા નાણા ભરવાની "હરીફાઇ" ચાલે છે ત્યારે !

૬ ખાન બહાદુર અને ગોર બહાદુરનો ખેતાબોની ટીપો માહરી નજર સામને ડોળા ઘુરકે છે ત્યારે !

૭ 'કયાં !' તો કહેજે "જયાં ના ત્યાં" જેવી વાત હોય તે એકુ "વિદ્યાર્થિ" પોતાના અભ્યાસને માટે એકુ "વેપારી" પોતાના "વ્યાપાર" ને માટે યાને આ વાકય જેને લાગતું વળગતું હોય તે અથવા તેઓ એમ કહેકે "હું" યા "હમો" "પ્રોગ્રેસ' કરૂં છું" "યા" કરે છીએ" ત્યારે !



હમણાજ તૈયાર થઇ બાહેર પડયો છે.

## (દવા વગરનો ડાકટર—ભાગ ૨ જો)

# અપવાસ. અથવા

મનુષ્યને થતા દરદોનું જડમુળ કાઢી શરીરને રોગરહિત અને પવિત્ર

કરવાનો—એકલો ખરો

# કુદરતી ઇલાજ.

અપવાસની ઉત્પતી તથા ઇતિહાસ—તે કેમ, ક્યારે અને કેટલો કરવો તેની વિધાનુસાર (સાયન્ટીફીક) સમજણ: અમેરીકા જેવા સુધરેલા આગળ વધેલા દેશમાં તેનો થયેલો જબરો પ્રસાર—અનેક માણસોના જાતી અનુભવો તથા જાણવા લાયક અપવાસના દાખલાઓ (ચીત્રો સાથે) ૩૫૦ પેજ કીંમત રૂપીયા ૨

અમેરીકાના જગ પ્રસિધ્ધ

બરનાર મેકફેડનની નવી "ફીઝકલ્ટોપથી" ના અભ્યાસ તથા અંગત અનુભવથી મેળવેલા

જ્ઞાનનો સંગ્રહ ચાલુ દુઃખથી પીડાતાં મનુષ્યોના લાભ માટે

પ્રગટ કર્તા—જે. પી. માંકડ. હેલ્થહોમ—સાંતાક્રુઝ

હેલ્થ ફુડ ડીપો—તથા નેચરક્યોર સેનીટેરીયમ, અને કુદરતી ઉપચારોના પુસ્તકો કાઢનાર—

## જીવન શાસ્ત્રનું બંધારણ—કીં. રૂ ૧—૮—૦

હવે થોડીકજ નકલો બાકી રહી છે.

નાના મોટાના—કબજીયાત દમ રોગ—દુધનો ખોરાક તથા ઘરમાં કરવાની નાની કસરતોના નકશા—સમજણ સાથે તનદુરસ્તી જાળવવાના ખોરાકો ઓજારો—જેવા કે પોરતમ કરી કસોટીઓના ખોરાક તમામ કબજીયાતની દવા—ખોરાકો મળશે તેમજ વગેરે વગેરે મફત—પ્રાઇસ માટે લખી મંગાવો.

# સાક્ષરમાળા

સચિત્ર.

એક નવીનજ ઢબનુ પુસ્તક. ચુનંદા પારસી, હિંદુ લેખકો—દેહી અને વીદેહી છબીઓ સહત.

કિંમત રૂ. ૨-૦-૦

લખોઃ—

પુરૂશોત્તમ વૃજલાલ,

આર્ટીસ્ટ.

કોઠીપોળ. વડોદરા.

ગુજરાતની એકએક લાઈબ્રેરી

# સાહિત્ય.

મંગાવે છે. ઓછાંમા ઓછાં એક લાખ માણસો દર મહીને સાહિત્ય વાંચે છે માટે તેમાંની જાહેર ખબર ફાયદા પડતી નીકળે છે એક પાનના બાર માસના ફકત રૂ. ચાળીસ. જાહેર ખબરના કાગળ ઉંચા ને શોભીતા હોય છે. વાર્ષીક લવાજમ ફકત રૂપીઆ અઢી અને લાઈબ્રેરીઓ તેમજ નીશાળો માટે ખાસ રૂા. બે લખો—

વ્યવસ્થાપક—વડોદરા.

## લાઇબ્રેરી મિસેલેની

સચિત્ર ત્રીમાસિક.

આખા હિંદુસ્તાનમાં આ જાતનું પેહેલું અને ફકત એકલુંજ.

લાઇબ્રેરી મિસેલેની દુનયા ભરની સઘળી લાયબ્રેરી સબંધી હીલચાલની હકીકત આપે છે. એટલુંજ નહીં પરંતુ ઐતિહાસિક, સાહિત્ય તથા પુરાતન શોધ ખોળ વગેરે સારા લેખો પુરા પાડે છે.

વાર્ષીક લવાજમ

હીંદુસ્તાન માટે રૂ. ૨ ટપાલ ખર્ચ સાથે

પ્રસિદ્ધ થવાનું સ્થળઃ—માંડવીરોડ, વડોદરા.

તદ્દન ચોખ્ખુ માથેરાનનુ




તદ્દન ચોખ્ખુ.

કોઇ પણ જાતની ભેળસેળ વગરનુ ચોખ્ખું દવાને માટે સૌથી સરસ છે. એક બાટલી જરૂર મંગાવી ખાતરી કરજો. (હિંદુસ્તાનના કોઇ પણ ભાગમાં ઘેર બેઠાં પહોંચતા ૧ નો રૂ. ૧)

## ગોવીંદજી વસનજી

ઠાકોર દ્વાર મુંબઇ.

નવલ કથા. **કમલા કુમારી**

કમળા કુમારીમાં આવેલાં વરણનો છે તે કવિ ભવાની ના સંસાર ચીત્રો છે.

રાસ્ત ગોફતાર.

બાળલગ્ન, વિધવાપણાનાં સંકટો પુનરલગ્નની જરૂર વિષેના ૧૦૦ નિબંધ કરતા કમળાકુમારી સરખી ફકત એકજ ચોપડીને વધુ કીમતી ગણીએ છે! "વીદ્યામીત્ર"

ભાષા સ્વચ્છ સાથે વીચારને તરેહ અચ્છી મળી જઇને કોઇ કોઇ પાન તો વાચવાને બહુજ રસ પડે છે, કમળાકુમારીના પીતાનો નકશો અચ્છા ને ગંભીરચીતાર્યો છે. તેની ખુબીનો વિવેક સાગર ગ્રથને પ્રસન્ન કરવા જેવો તેમ અસર કરનારો કરયો છે. તેમા રચનારે શાબાશી મેળવી છે. ગ્રથને પાને પાને જેટલી કલ્પના ને કળા આવેછે, તેટલી જુના જુસ્સા, નવા વળાથી ખુબ સોભાવા કાઠી અને જય મેળવવા લાયક નમુના બનાવ્યો છે,

"કૈશર હિન્દ" કીમત રૂપીયો એક

## 'ગુજરાતી જુનાં ગીતો'

'મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાના વડાએ મંજુર કર્યું છે.'

આ પુસ્તક જુના સાહિત્યનાં સંગ્રહ રૂપે છે.

કીમત આઠ આના—લખો—

ભવાનીશંકર નરસિંહરામ કવિ.

લીંબડી—કાઠીઆવાડ.

# એક નવિન યોજના.

આજકાલ સસ્તા વાંચન તરફ મન વધુ ખેંચાય છે તે કારણે ગુલશન ને વધુ ખીલવવા નીચલો લાભ આપવામાં આવનાર છે.

નીચલા પાંચ પુસ્તકો સાથે ગુલશન મુફત મળે એવી આ યોજના છે. ભાગલ્યાની વાર્તાઓ માટે વધુ સીફારસ કરવાની જરૂરજ નથી.

---

## ભાગલ્યાના પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| ૧. શયતાનનો સાથી | કિંમત | રૂ૦ | ૧–૧૨–૦ |
| ૨. લુપીનની લાહેરી | " | રૂ૦ | ૧–૧૨–૦ |
| ૩–૫ ભાગલ્યા માળા નંબર ૧–૨–૩ | " | રૂ૦ | ૨–૮–૦ |
| ૬. ગુલશન. | વાર્ષીક લવાજમ | રૂ૦ | ૩–૧૪–૦ |
| | | રૂ૦ | ૯–૧૪–૦ |

---

### ફકત રૂપીઆ પાંચ અને આઠ આનામાં
### પાંચ પુસ્તકો અને ગુલશન

આપવામાં આવશે.

આવો લાભ કવચિતજ અપાય છે માટે તાકીદે લખો. સ્ટોકમાં પુસ્તકો હશે ત્યાં સુધીજ તેમ થશે.

મેનેજર—ગુલશન.
નવસારી.

# ગુલશન

# GULSHAN

## જરૂર વાંચજો

"મણીપુરના મહારાજા" શરૂ થયલી નવી ચાલુ વાર્તા.

જર્મન જાસુસની વાર્તા નં૦ ૧

ઇસ્લાંમાનુ માંરૂ મિશન.

I hang my head in shame

કવિઓના કાવ્યો.





અકટોબર ૧૯૧૫

October 1915

Editor

*Dinshah K Bhagalia.*



PRINTED AND PUBLISHED BY MR. DINSHAH K. BHAGALIA AT HIS GULSHAN PRINTING WORKS NAVSARI 1-10-15.

# સસ્તી માસિક ગ્રંથમાળા.

નીચલા લાભો મળશે.

૧ માસીકો તો ઘણાં નીકળે છે ને લાંબી ટૂંકી વાર્તાઓ આવે છે પણ અધુરી વાર્તાઓના ખ્યાલ વાંચકોને હોય છેજ.

૨ લંબાણ થતાં પ્લૉટ ભુલાઇ જાય છે ને કદી અધિપતિ વાર્તા અધુરે છોડે છે.

૩ અંકો અનિયમિત મળે છે ને કોઇ વાર ખોહવાયલો અંક વાર્તાનું રહસ્ય ખુંચવી લે છે.

આ કારણે ઉપલો સહાસ કર્યો છે.

તમારે ફકત એક કાર્ડ લખી તમારૂં નામ નોંધાવવું. પુસ્તક તઇયાર થતાં પોસ્ટ ખરચ લીધા વીના મુળ કીંમતે તમોને વી. પી. રવાના થશે.

આ વાર્તાઓ બંગાળી, મરેઠી, હિન્દી ઉર્દુ વગેરેના ઉતમ પુસ્તકોમાંથી આવશે વહેલા નામ નોંધાવી તમારા મિત્રને જણાવશો.

સૌથી સહેલો ને સસ્તો ઇલાજ

લખો—

## શેઠ નથુભાઇ ગલાલચંદ.

પોસ્ટ બેટ શંખોદ્ધાર—જીલા, ઓખામંડળ કાઠીઆવાડ.

# નવા વર્ષની નવિન યોજના.

આજકાલ સસ્તાં વાંચન તરફ મન વધુ ખેંચાય છે તે કારણે સ્વતંત્રને વધુ ખીલવવા નીચલો લાભ આપવામાં આવનાર છે.

નીચલાં પાંચ પુસ્તકો સાથે સ્વતંત્ર મફત મળે એવી આ યોજના છે.
ભાગલ્યાની વાર્તાઓ માટે વધુ સીફારસ કરવાની જરૂર નથી.

---

## ભાગલ્યાના પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧. | શયતાનનો સાથી | કિંમત | રૂ૦ | ૧-૧૨-૦ |
| ૨. | લુપીનની લાહેરો | ,, | રૂ૦ | ૧-૧૨ ૦ |
| ૩ | ભાગલ્યા માળા નંબર ૨ | ,, | રૂ૦ | ૦-૧૨-૦ |
| ૪. | મોતી ચોરી | ,, | રૂ૦ | ૨- ૮-૦ |
| ૫. | સ્વતંત્ર વાર્ષિક લવાજમ | | રૂ૦ | ૩-૮-૦ |
| | | | રૂ૦ | ૧૦-૪-૦ |

ફક્ત રૂપ્યા ૭ માં આ ચાર પુસ્તકો મળશે જો કે ખરી કિંમત તો વધુ છે અને તે ઉપરાંત

મફતમાં ⊜સ્વતંત્ર⊜ મળશે

આવો લાભ કવચિતજ અપાય છે માટે વાંકીડે લખો. સ્ટોકમાં પુસ્તકો હશે ત્યાં સુધીજ તેમ થશે.

મેનેજર—સ્વતંત્ર નવસારી.

# જીંદગીનું ખરૂ સુખ તે શું

જીંદગીનું ખરૂં સુખ તે આંખ છે આંખ વગરનો અવતાર નકામો છે તમે જો આંખના કોઈ પણ રોગથી પીડાતા હોય તો ફકત એકજ વખત અમારો શુધ્ધ મોતીના સુરમો વાપરો. આ સુરમો થોડા વખતમાં આંખના તમામ દરદોને જડ મુળથી નાશ કરી આંખની ગુમાવેલો રોશની પાછી લાવે છે. વળી આ સુરમો વાપરનાર ને ચશ્માની જરૂર નથી. એક વખત વાપરી ખાત્રી કરો તોલા ૧ ના રૂ. ૪ ચાર

વોરા ઇસાજી મુસાજી સુરમાવાલા

જામનગર—કાઠીયાવાડ

# અમૃતાંજન.

અમૃતાંજન એ દેશી દવામાંથી હ્દુસ્તાનમાં તૈયાર કરવામાં આવેલું છે. તેનો ઉ[illegible]ગ માત્ર શરીરમાં જ્યાં દુખાવો હોય ત્યાં લગાડવામાંજ કરવાનો છે. એમ કરવાથ દરદ જલદીજ મટી જશે.

માથાંનો દુખા, માથાનું શુળ, ગળાનો સરવ જાતના દુખાવો, લચક, છાતીના ઠંડીનો વિકાર, સંધીવા, કમરનો દુખાવો, ઠેસ, ઘા, વગેરેનો દુખાવો એ સરવ રોગ ઊપર આ ઔષધનો લેપ ચોપડવાથી તરત આરામ થશે, કીમતઃમાત્ર આઠ આના

## ટુથ પાઊડર.

કીમત માત્ર બે આના.

## દાદરની દવા.

સુકી ખરજ, વગેરે ચામડીનાં દરદો આ મલમથી સારા થાય છે.

કીમત માત્ર છ આના.

અમૃતાંજન ડીપો,

૧૦૫, ફ્રીઅર રોડ, ફોર્ટ-મુંબઇ

# દુ:ખીઓનો દોસ્ત.

**ભલા આ કાંઈ લેભાગુ ઉપાયો સમજશો નહિ. મોટા અનુભવ અને ઉત્તમ વૈદક જ્ઞાનના આ રામબાણુ ઉપાયોછે, એકવાર જરૂર, જમાવશો.**

### સફેદ કોઢ ને રગતપીત,

આ દીનપસ્તી ભરેલી બીમારામાં જે કમનસીબ મરદ યા ઓરત સપડાયાં હોયે અને જેઓએ એ બીમારીલાઈલાજ સમજી પોતાની જીંદગી ફુળમાં મહેલી સમજી હોય તેઓને હવે નવી ખુશી અને વી જીંદગીની આશા પેદા કરી આપનારી એક મહૂજ ચમતકારીક દવા મારી વરસોની યકવી નાખનારી મહેનત અને ચાલુ કોસીશ અને મોહટા ખરચથી ફતેહમંદ નુસકાઓ હાસીલ થાય છે. જેએવા તો ચમતકારીક છે કે આવી વીકટ બીમારીઓ કે જેને લાઈલાજ સમજી ગઈ છે તેને માત્ર ત્રણ દીવસમાંજ અસર કરી શકે છે અને પંદરથી ૨૦ દીવસમાં તો જાણે કોહોડ થયોજ ન હી હોય તેવી રીતે ડાઘ નાબુદ થઈ જાય છે.

એજ મુજબ રકતપીતની બીમારી પણ એટલીજ ટુંક મુદતમાં સમુલગી જતી રહે છે પછી તે ગમે તેવી પુરાણી અને ગમે તેટલી હદે હોય નહીં પુગી ગઈ હોયે—

વળી એ દવાની ખુબી એવી છે કે તે લગાડવામાં યા ખાવામાં કશીપણ રીતની અડચણ યા કડાકુટ જેવું નથી.માત્ર એકથી ૨ ટીપ ખાવાની અને એટલાંજ ટીપાં રોજ ડાઘો ઉપર લગાવાની છે. તેમજ વળી કાંઈ કરી પરહેઝ જેવું પણ નથી.

એ દવાઓ એટલી બધી તો અસરકારક અને ખાત્રી પુરવક છે કે દવાઓની કીમતનો એક ભાગ રોકડો લઈ બાકીનો ભાગ બીમાર સારો થવા પછી લેવાને માટે તૈયાર છીએ મહેરબાની કરી જવા બીમારોએ નીચલે સરનામે પોતાની બીમારીની પુરતી વીગત ઉપર કેટલા વખતની બીમારી છે, કોણ કોણના ઇલાજ કીધા છે. તે સરવ વીગત લખી જણાવવી. કોહોડના બીમારે ડાઘ કયારના છે અને કેટલા કેટલા મોહટા છે તે જરૂર લખવા તેયાર ઉપરાંત નીચલી અકસીર દવાઓ હાલમાં કબુક થઈ છે—માત્ર એકજ વખત મંગાવીને ખાત્રી કરશો તો માલમ પડશે એ દવાઓ ખાલી અને તીહારી નથી પણ ખરેખરી ફાયદા કારક એકેએક અકસીર દવાઓ છે. અને એની કીમતની એકેએક પાઈ પાઈ વસુલ કરી આપનારી છે:—

**રોગને ઇતેખાબ**—આ એક અકસીર તેલ છે એ તેલની માલીસથી પેરાલેસીસ જેવીવીકટ બીમારી થોડાજ દીવસમાં નાબુદ થઈ જાય છે.

એજ તેલથી ગમે તેવું ક્રોનીક રૂમેટીઝમાં પણ જડમુળથી જતું રહે છે- કીમત શીશી૧)ના રૂ.૧૫.

**સુરમો—નબર ૧.)**—આ સુરમો ગમે તેવું જુનુ અને સખત આંખનું જાળું-ફુલુ થોડાજ દીવસમાં કાપીને ઇનસાનને નવી રોશની અને નવી જીંદગી બક્ષે છે—કીમત ૧) તોલાની શીશીના રૂપીઆ ૬

**સુરમો નબર ૨)** આ સુરમાંથી રાત અંધ જાપણું માત્ર ૮ ) દીવસમાં દુર થઈ જાય છે, અને કદી પણ થતું નથી—કીમત શીશીના રૂ. ૫

**સુરમો નબર )** આ સુરમો દરેક માણસને હંમેશનો ઉપયોગી છે. એનાથી આંખની બીનાઈ છે-કીમત શીશીના રૂ. ૨

**સુરમો નંબર**-આ સુરમો, પણ નંબર ૩ ) ના જેવોજ છે. પણ એની કીમતમાં ફેર છે. કે જેથી દરેક અને નાચાર એનો ઉપયોગ કરી ફાયદો ઉઠાવી શકે—કીમત શીશીના રૂ. ૧ [illegible] જાણ આ તેલ રૂ.૫.ના ઉપરાંત સદ તર દૂર

કરી નાખે છે. અને ઉંદરીના ડાઘપડવા દેતું નથી એઉપરાંત ફુલા ફુંનસી વીગેરે ઉપર બહુજ અકસીર

છે, કીંમત ૫) તોલાની શીશીનાં રૂ. ૧)

રોગને ખરાબ આવો—આ તેલ માથાને બહુજ ઠંડક આપનારૂં તથા ભેજાને કુવત બક્ષનાર છે; એનાથી જે માણસને બરાબર ઊંઘ નહીં આતી હોય તેને ઊંઘ આવે છે, અને માથાનો બોરે દુર કરે છે—કીંમત શીશીના રૂ ૨)

રોગને બાવા સીર—આ તેલ હરસ મસા માટે બહુજ અકસીર છે, એ તેલથી એ બીમારને તરતજ રાહત અને આરામ થયા છે કીમત શીશી ૧ ના રૂ ૨)

સફુફે નવરતન—આ પાવડરથી બુખાર દુર થાય છે. ખાંસીને ફાયદો કરે છે. કબજીઆત દુર કરે છે. લોહી સુધારે છે. ભુખ વધારે છે પેટમાં થતે કરમ બહાર કાઢે છે. બચ્ચા જુવાન અને ઉમરે પુગેલા સર્વે મરદ ઓરતને માટે ફાયદામંદ છે. કીંમત દશ તોલની ડાબડીનો રૂ. ૧.]

સફુફે અકશીર ઉલ-દાધ—આ એક પાઉડર છે. અને તે માત્ર-પાણીમાં મળવાથી ગમે સાલદરાઝ પછી તે જુની યા નવી હોય કાળી યા નેવી હોય તેને માત્ર ચાર દીવસમા ઉખેડી કાઢી દરદીને તુરતજ રાહત અને આરામ બક્ષે છે કી. શીશી ૧ ના રૂ ૦॥

હુબ્બ અકશીર ઉલહાઝમાં—આ ગોળીઓ ખોરાક હજમ કરવા માટે-પાચન શાકત વધારવા માટે-ભુખ વધારવા માટે બહુજ અકસીર કીંમત ૪૦ ગોળીઓની શીશીના-રૂ. ૦॥)

પારાની ગોળીઓ—પારાની ગોળીઓ બનવી એક માજેજા સમાન છે અને તદન એકલા પારાની ગોળીઓ આજ સુધી બનવા પામી નથી ઇશ્વરની કુદરત ન્યારી ઝાડપાનમા કીરતારે મોટી ખાયસ્ત રાખી છે તે બુટીઓના પ્રતાપથીજ આ કમતરીને એકલા પારાની ગોળીઓ બનાવવામાં ફતેહ મેલવી છે. એ ગોલીઓ કેવી ઉપયોગી અને કેટલી કીંમતી છે. તે તો જગજાહેર છે એટલે તેનુ તુલાતવીલ બ્યાન કરવાની કાંઇ જરૂરત નથી. માત્ર એકજ ગોલી મંગાવો જે તમને અને તમારા કબીલાને હમેશ કામ આવશે અને ખુદ ખાત્રી કરી લ્યો કીંમત ગોલીના રૂ. ( ૧૦

ઓનીમીલ્લાહે એકત દવા છે, જે બાપડે મુંગે મહોડેના વાચા વગરપી કુલ જાનવરો માટે આશીવાદ સમાન છે, ગાય, બળદ, ભેંસ કુતરાં બીલાડાં યા કોઇપણ જનવરને ખુજલી થઇ હોય જખમ પડયો હોય ચીમડી થતી હોય યા ચામડીનો એવાજ બીજો કોઇ રોગ થયા હોય તો આ તેલથી માત્ર ૪) દીવસમાંજ ફાયદો થાય છે ખુજલી વીગેરે નાબુદ થઇ ઉડી ગયલ વાલો પાછા આવે છે. કીંમત બાટલી ૧) નો રૂ.

હોરસ કન્ડીશન પાવડર—આ દેશી જનાવરનો ઘોડાઓ માટે મસાલો છે—એ મસાલાથી ઘોડાને ભુખમાં વધારો થાય છે—પાણી બરાબર પીએ છે—પેટ આવતાં હોય તો તે બંધ થાય છે—અગર કબજીયાત હોય તો તે દુર થાય છે અને ઘોડાનું બદન ખુલી તૈયાર થાય છે—

કીમત ૧ રતલી ડાબડાનો રૂ. ૦॥

એ ઉપરાંત દરેક જાતનાં હર કીંમતનાં દેશી અત્તરો—સુગંધી તેલો પણ હર વખત સ્ટોકમાં તૈયાર રહે છે. એક વખત મંગાવવાથી માલ અને કીમતનો ખાત્રી થશે.

દરેક જાતના મુરબ્બાઓ ચટણીઓ જાત જાતનાં તઇયાર છે-બહુજ કીફાયત ભાવ અને ઉંચ માલની ખાત્રી આપવામાં આવે છે—

દરેક કીસમના બીમારો પોતાનો હાલ હમેરા પર લખશે તો તેઓ માટે ઘટતીજ દવાઓ તજવીજ કરાવી હમો પોતે પુરતી વગત અને સમજ સાથ મોકલા આપીશું—

ગરીબ માણુસો પાસે હમારી દવાઓની કીમતમાં ખાસ છુટથી કામ લઇશું—

વેપારીઓ અને જથ્થાબંધ માલ મંગાવનારને સારૂં ડીસકાઊંટ આપશું.

મોહટા શેહેરમાં હમારી દવાઓ માટે વરકીંગ એજન્ટોની જરૂરત છે-

કાગળપત્ર નીચલે સરનામે કરવો.—

એમ. ડી. બલસારા.

મેનેજીંગ પ્રોપ્રાયટર

એમ ડી. બલસારા એન્ડ કું

હાજી કોઝ—દીલ્હી

તારનું સરનામું નાના ''દલ્હી

# ગુલશન.

# Gulshan.

( પુસ્તક ૬ ઠું ) ઓકટોબર ૧૯૧૫ અંક ૧૦

## સાંકળ્યું.

# આ તમારે કાજે.

ગયા અંકમાં હું જણાવી ગયો છું કે "આ નાચીજ કલમથી એક ઐતિહાસિક વાર્તા આવતા અંકથી શરૂ કરવામાં આવશે" પયણુ શંકા જવા નીકળેલા શ્વાનજીના જેવી હાલત છે, કારણ કે તે બાપડો નીકળ્યો તો મોટી સફરે પણ રસ્તામાં સગાં વહાલાંઓ એટલાં મળ્યાં કે ઓચ્ચી ખજવાળી પાછું આવવું પડ્યું. હું નવી વાર્તા શરૂ કરવાના વિચારમાં હતો તેટલામાં તો કવિરાજ ભવાનીશંકરના "મણીપુરના મહારાજા" આવી પુગ્યા. મહારાજાને જોયા ને પીછાણ્યા ને ખુશી ને મારે જગ્યા કરી આપીને નવી વાર્તાપર હાલને કાજ મીંડાડું સુવડાવ્યું

કવિરાજ ભવાનીશંકર ને ગુલશનનાં વાંચકો ...નથી. કાઠિયાવાડના આ પુરાણા અને જાણીતા, માનિતા કવિરાજની સાહિત્ય સેવા આ નાચીજ કલમ પારણામાં હીંચકા વટીક ખાતી ન હતી તે આગમજથી શરૂ થઇ ચુકેલી હતી. મરહુમ મી૦ બેરામજી મલબારી આ કવિરાજની વાર્તાઓપર એટલા બધા ખુશ હતા કે તેમણે કવિરાજ ને વાર્તાઓજ લખવાનો આગ્રહ કર્યો હતો પણ "છોલેલાં બોર" વાળી આ જીંદગી કેવી સડકો લઈ સમાન છે તે તો "જીસ પર બીના બીતી હો" વોહીજ જાણે

કાઠિયાવાડના ઈતિહાસ પર આ વાર્તા કાંઇક નવીન ઉજવાળું નાંખશે. શરૂઆત જે વર્ણનોથી થઇ છે તે સુંદર છે અને ધીરે ધીરે વાર્તાનો ખરો રંગ જામી ગુલશનની, અનેક ચાલુ વાર્તાઓ કરતાં તે અધીક ધ્યાન ખેંચનારી થઇ પડશે એવી મને સંપૂર્ણ આશા છે.

આ માસિકને જડતાં તોડ ભદથી જેમ નિરાળું રાખ્યું છે તેમ ચીબાવલી પારસી ભાષાથી તો તેને ખાસ દુરજ કરેલું છે. કવિરાજ ભવાનીશંકરની સાદી અને સહેલી ભાષા મારા વાંચકોને ગ્રહણ કરતાં કદીએ અડચણ આવનાર નથી

આ અંકથી શરૂ થયલો જર્મન જાસુસ તમોને જર્મન કર્તુકોનાં અનેક ભોપાળાં બનાવી આપી જર્મનીની ઇગ્લાંડ તરફની લાગણી સંપૂર્ણ આકારમાં બતાવી આપશે. આ વાર્તાઓમાંની વિગતો દરેક અંકમાં તમોને અજબ કરશે. દરેક અંકમાં સંપૂર્ણ, નવી વિગતોજ આવશે.

બ્હેન રૂપાંબાઇ રબાડી જાણીતાં લેખક છે. ગણત્રીના કુનેહબાજ પારસી બાનુ લેખકોમાંના એઓ એક છે. એઓ બ્હેનની આ ગરીબડાં માસિક તરફ બહુ મમતા છે. એઓની સુંદર કલમથી દરેક અંકમાં બહુજ અગત્યના વિષયો પ્રગટ થનાર છે એમ જણાવતાં ખુશી ઉપજે છે.

આવતા અંકથી બલા બાઇ સસ્સોકા તીન પાઉ પોતાની ૭૪૭ અંગ્રી પારસી બાનુ લુપીનની વાર્તા પાછી ચાલુ કરનાર છે. ભલા મી૦ શીભકરામ જે દેશાઇ બેરીસ્ટર સાહેબ દરેક અંકની પંગીઇ કોલમ તપાસનાર છે. આ ઉપરાંત દરેક અંકમાં ગુલશનના ચાલુ ચાર કવિરાજો નિયમિત હાજરી આપશે. ટુંકી વાર્તાઓ અને બીજા પરચુરણ લેખો સાથે આ અંકની ઢબ પર દરેક અંક પ્રગટ થશે. બસ, હવે એથી વધુ શું જોઇએ છે!

# "મણીપુરના મહારાજ"

## ( હિન્દુ રાજ્યસ્તાનનો જુનો રંગ. )

### ( નવલકથા. )

લખનાર—કવિ ભવાનીશંકર નરસિંહરામ.

### પ્રકરણું ૧ લું.

#### "સ્વતંત્રતાનો સુર્યોદય."

સૃષ્ટિ સૌંદર્યતાની શોભાથી ને જર જવાહીરની અખુટ ખાણોથી જામેલા, અનગળ ખજાનાથી ને અલૌકિક બનાવોથી હિન્દ ભૂમિને વિષે આશ્ચર્ય પમાડનારા, તથા ઇશ્વરી પ્રસાદથી આશિર્વાદ પામેલા શ્રી સૌરાષ્ટ્ર દ્વિપકલ્પની સ્વતંત્ર ભુમિએ અનેક તરેહના રાજ્ય રંગો દર્શાવ્યા છે, અને તે રાજ્યરંગો કાઠિ–કવિ–પંડિતોની રસમય કલમથી કવિતામાં કચાયા છે. ઇતિહાસ વેત્તાઓએ ઇતિહાસ રૂપે અમર કર્યા છે, અને એ ચિત્ર વિદ્યામાં ચતુરાઇ બતાવનારા ચતુર ચિતારાઓએ ચિત્ર રૂપે પ્રકાશ કર્યા છે. સૌરાષ્ટ્રીઓના વીરત્વપણાની કહેલી કથાઓ તથા ભાટ ચારણોએ શુરવીર, ધર્મવીર પુરૂષોના શુરાતનનાં ઉંચા સુરમાં લલકારેલી કવિતા અને કવિતોના પડઘા આજે પણ સુરાષ્ટ્ર ભૂમિની ખડબચડી ટેકરીઓ, ઉંચાં શિખરોથી દિપાયમાન થયેલા ડુંગર–પહાડોથી ઉંડી અને અંધારી ખીણોમાં અનેક પશુ–પંખિઓ ગુંજારવ કરી રહ્યાં છે, નિર્દોષ મૃગલાં અને સસલાં વિગેરે પશુઓ નિર્ભય બનીને ઝરણાં અને નદિનાળાંપર ફરે છે, તે અરણ્યોમાં, ધાડાં જંગલ...... પડઘા સાથે અથડાઇને અદ્યાપિ પર્યંત પ્રત્યુત્તર આપે છે.

સૌરાષ્ટ્ર એ દેવિભૂમિ છે. મહાભારતના જીવનરૂપ ભગવાન શ્રી કૃષ્ણની ઉત્તર અવસ્થાનું નિવાસ સ્થાન-બૌધ સાધુઓનું નિર્વાણ સ્થળ, જૈન તિર્થંકરોનું મોક્ષ ધામ, આસ્તીક શિવ, વિષ્ણુ ભક્ત જનોનું વિરામ ક્ષેત્ર અને રણસંગ્રામને વિષે સદાયકાળ આસક્ત એવા ધીરવીર ક્ષત્રિઓનું નિરત્નપણું દાખવવાનું શ્રી સૌરાષ્ટ્ર રણક્ષેત્ર છે.

રાજ્ય રંગોના વિવિધ ફેરફાર આ દૈવ્ય ભૂમિએ જોયા છે, જાણ્યા છે, અને અનુભવ્યા પણ છે.

સ્વતંત્ર હવાનું પાન કરીને સ્વતંત્રમાં ઉછરીને પરિપકવ થયેલા ન્હાની મ્હોટી રાજ્ય સત્તા ધરાવનારા સંસ્થાનોના સરદારો કિલ્લેદારો, રાજા, ઠાકોરો અને તાલુકેદાર, જાગીરદારો અરસપરસની સ્પર્ધા ધરાવતા અને પોત પોતાની સરસાઇના ગીતો ગાઇને એક બીજા વચ્ચે સ્વતંત્રતા દાખવતા હતા. પોતપોતાની જાગીરોનું રક્ષણ કરવા-

ને બ્હાને પોતપોતાની હદમાં ન્હાના મ્હોટા કિલ્લાઓ અને ગઢો બાંધતા હતા; અને એ, પ્રાચિન કાળના કિલ્લા અને ગઢોની અંદર બાળકને પોતાના પૂર્વજોના પરાક્રમોની કથા કહાણીઓ ચારણો અને ભાટોનાં મુખથી શ્રવણ કરતા અને વિજયા પર્વ-ટાંકણાં-તહેવાર પર શૂરવિર પૂર્વજોના યશ કિર્તનના ગીતો સ્વતંત્રતાની ખુમારીમાં ગાતા હતા. રજપુતાણીઓ પોતાના લાડકા તનુજોને બાળપણથીજ રણશૂરા બનાવવાનું શિક્ષણ આપવામાં પોતાના કાળ નિર્ગમન કરતી, અને તેમના કુમળાં કાનમાં યશગીતોના ગાન શ્રવણ કરાવીને પારણામાં પોઢાડવાને પ્રયાસ કરતી હતી. ઘેર ઘેર સ્વતંત્રતાના મધુરાં ગીતો ગાવાતાં, રમતો પણ એવીજ શરીર ખીલવણીની રમાતી, અને વાજીંત્રો પણ કાઢી દર દરબારોમાં રાજ્યઅંગને સોહાવે, સ્વતંત્રતાને ઉછેરે, મનના જુસ્સાઓને સ્ફુરાવે એવાં સ્હવાર સાંજ વાજતાં હતા.

આ ન્હાનાં ન્હાનાં કાઠિ-ઠાકોરોનાં સંસ્થાનોને સ્વાધિનતામાં બાંધી રાખવાને માટે-મર્યાદુ માત જાળવી રાખવાને માટે ઐક્યતાની સાંકળ હતી. એ સાંકળે કરીને સઘળાં સંસ્થાનો આફત કાળે બંધાઇ રહેતાં, બંધાઇને ગમે તેવા બળવાન શત્રુઓનું બળ તોડી શકતાં, પણ તે છતાં સ્વતંત્રતાની ખુમારીમાં આ સ્વતંત્રપણુ રિવકારી બેઠેલાં સંસ્થાનો વચ્ચે વારમવાર વિના કારણે વિગ્રહ ઉઠતો ને તેમાં સેંકડે વીર પુરૂષોની ઘાત થતી હતી. પાવેરી રાવ-સરદારોને-ઠકુરાઇ ભોગવનારા ઠાકોરોના વિગ્રહથી રજપુતોનું કિમતી રક્ત વહેતું હતું ને આવી હાથીએ હાથીની લડાઇમાં ઝાડનો-પ્રજાનો પણ ઘાણ વળતો હતો.

સ્વતંત્રતાને અહોનિશ ચાહનારા, ક્ષત્રિઓ જેઠવા, ચુડાસમાં, સોળંકી, અને વાળા એઓજ આ કાળે જમીનના ગરાશીઆ રહ્યા હતા. ઝાલા, પરમાર, કાઠિ, ગોહેલ, જાડેજા વચ્ચેજ સૌરાષ્ટ્રની રાજ્ય સત્તા ઓછા-વધતા પ્રમાણમાં વહેંચાયેલી હતી. આ વહેંચાયેલી રાજ્ય સત્તા છતાં આ ક્ષત્રી સંસ્થાનો, ગરાશીઆ, જાગીરદારો, પરદેશિ હલ્લાની વેળાએ પરસ્પર ઐક્યતાની સાંકળથી બંધાઇ જતા અને એ બંધાઇ ગયેલી વીર પ્રજા સામટા બળ વડે કરીને બલભદ્ર અજીત શત્રુઓના દળ કટકને બાંધી-પરાધીન કરવાને સર્વકાળ સાવધાનને શક્તિવાન થતી હતી.

"જે ભૂમિ વિષે પોતાનો જન્મ થયો, જે ભૂમિ પોતાનું અને પોતાના કુંટુમ્બી જનોનું જીવનથી મરણ પર્યંત માતાની માફક પાલણ પોષણ કરતી, જે ભૂમિ વિષે અંતકાળની સુખનીન્દ્રા લેવાને શયન કરવાનું હતુ, એ ભૂમિને પોતાની માતુશ્રી સમાન માનીને તેનું રક્ષણ કરવુ એ પોતાનો પરમ ધર્મ છે, એમ એ કાળના ક્ષત્રિઓ માનતા અને નિજ પ્રજાજનને મનાવતા હતા. જે જનુંનીના પવિત્ર ખોળામાં હજારો લાખો શૂરવિર ક્ષત્રિઓ બાળપણથી મરણ પર્યંત ખેલતા, ખુદતા ને ખોળા પર બેસીને ખેલવાનો, રમવાનો વિદેશી જનોને હક ન હોતો. એ હકતો તેના બળવાન બાળકોજ ભોગવવાને હકદાર હતા, અને તેથી એ હકનું બળવત્તારીથી રક્ષણ કરવાને સૌરાષ્ટ્રના ક્ષત્રિવીરો સામર્થવાન હતા. અને તેને લીધેજ ગમે તેવા બળવાન વિદેશી રાજા — મહારાજાઓ ક્ષત્રિઓની ઉપકારી વીર માતા— સોરાષ્ટ્ર ભણી દ્રષ્ટિ કરવાને અસમર્થ હતા."

આ સૌરાષ્ટ્રની ભુમિની સ્વતંત્રતાનો સૂર્યોદય હતો. ધીરે ધીરે કાળ બળે કરીને અસ્તકાળ પણ થયો હતો અને હવે સ્વતંત્રતાના સોનેરી ઝળાં ઝળાં થતાં સૂર્યની પશ્ચિમ ભણીના દૈવી દરવાજામાં દાખલ થવાના સમયની પણ તૈયારી થવા માંડી હતી.

સૂર્યાસ્ત થતો હતો. આકાશમાંથી પીળા રંગના ફીકા સોનેરી કિર્ણો મણીપુરની સરહદપરના વિશાળ ક્ષેત્રોમાં પડવાના ચિન્હો પ્રકટ દેખાતાં હતાં. એ પણ પ્રારબ્ધનો વિચિત્ર ખેલ છે. અલૌકિક રંગ છે.

## પ્રકરણું ૨ જું.

### "સ્વતંત્રતાનો સૂર્યાસ્ત."

સૌરાષ્ટ્રના નૈરૂત્ય કોણના કિનારા પર આવેલું, ગગન સાથે વાતો કરતા શિતળ ગિરિરાજની કુળકુપ અને વિશાળ ખીણમાં "મણીપુર" આવેલું હતું. એ "મણીપુર" આબાદીમાં અને મજબૂતાઇમાં બીજા કાઠિ કિલ્લાઓ કરતાં વિશેષ મજબુત અને વિખ્યાત હતો, તે પરમાર વંશના પાયતખ્ત હતું. એક પરમાર વંશનાં પાયતખ્ત તરીકેજ નહી. ધંધા રોજગારને કળા કૌશલ્યતાની ચાચલ્યતાને ઉથલ પાથલ વડેજ નહી પરંતુ તેના પરાક્રમી પરમાર પૂર્વજોના પરાક્રમથીજ વીશેષ પ્રખ્યાતી પામ્યું હતું. એ પ્રાચિન કાળની પ્રખ્યાતી આજ કાલની પેઠે સરકારની વાહવાહ કરવાથી અથવા એકાદ ચળકતો ચાંદ મેળવવાથી મળતી નહોતી, પરંતું રણના મેદાનમાં હજારો પરાક્રમી યોધ્ધાઓને હરાવવાથી, પ્રજાનું પિતાની પેઠે લાલન પાલન કરવાથી અને જાતી સુખ વિલાસના ભોગ આપવાથી પ્રાપ્ત થતી હતી, અને એવી અક્ષય કીર્તિનાં યશોગાન સૌરાષ્ટની મંદમંદ હવા ભેદીને આસપાસની ભુમિમાં શ્રવણ થતા હતા.

"મણીપુર"ની સ્વતંત્રતાનું ભગવું નિશાન સૌરાષ્ટ્રની સ્વતંત્ર–શિતળ હવામાં ફરકતું હતું, અને એ ભગવાં નિશાન નીચે કુળવાન કાઠિ સરદારો, જાગીરદારો, અને ઠકુરાઇ કરનારા ઠાકોરો પોતાના કુળની લાજ રાખવાને, અજીત પરાક્રમ દાખવવાને દરેક પળ હાજર રહેતા, રક્ષણ કરતા, શત્રુઓને સંહારતા, ને રણ સંગ્રામમાંથી પ્રાણાંતકાળે પણ પાછી પાની ભરતા ન હોતા. ઐક્યતાથી એવા વીર પરાક્રમોથી અને આવી સ્વતંત્રતાની લાગણીથી "મણીપુર" બીજાં કાઠિ સંસ્થાનો પર સરદારી ભોગવી શકયું હતું. તેના તાબાના જાગીરદારો, ભાયાતો અને ઠાકોરો, તેની તાબેદારી સ્વાધિનતા સ્વિકારતા, સંકટમાં સ્હાય થતા, અને બીજી મન માનતી મદદ કરવાને સર્વકાળ બંધાએલા સમજતા હતા. આ સર્વોપરી સત્તા "મણીપુર" ના છેલ્લા સરદાર "જાલમસિંહજી" ના સમય સુધી સૌરાષ્ટ્રના આ છેડાથી બીજા છેડા સુધી એક સરખી સર્વત્ર સ્થળે જામી હતી. આ સત્તા જમાવવાને, જમાવીને એક સરખી ચાલુ રાખવાને "જાલમસિંહજી" ના બાહુને બહુ બહુ બળ બતાવવું પડયું હતું. જંગલી લડાયક જાતોને જોર કરીને તેમનો જોર જુલમ જડ મૂળમાંથી ઉચ્છેદન કરવામાં "મણીપુરના સરદારે" બહુ જવાંમરદી જણાવી હતી. લુંટારાઓને, ધાડ પાડુઓને, અને એવીજ બીજી ત્રાસદાયક ટોળીઓને, તીડની માફક વિખેરી નાખવામાં લાયક બળ વાપર્યું હતું. અને પ્રજાના જાન માલનું સંરક્ષણ કરવામાં તે શૂરા સરદારે પોતાની સબળ શક્તિનો ઉદારતાથી વ્યય કીધો હતો. આવા ઉદારચિત્ત વાળા શૂરવીર જોધ્ધાના સમયમાં સ્વતંત્રતાનો સૂર્યોદય થયો હતો. સૂર્યોદય થઇને તેની યુવાવસ્થામાં મધ્યાન કાળ–બપોર થયો હતો, અને તેના સ્વર્ગવાસની–શરીરનાં જીર્ણકાળની વેળાએ તેના સંસ્થાનનો સૂર્યાસ્ત પણ થયો હતો. તે એક છેલ્લો દિવસ હતો. છેલ્લી પ્રભાતના સોનેરી કિર્ણો "મણીપુરની" સ્વતંત્ર ભૂમિપર પડયાં હતાં. છેલ્લી મધ્યાનનો સૂર્ય માથે ચડ્યો હતો. તપ્યો હતો, તપીને તેના કકડતા તાપે અતી ઘોર પાપીને ખળ સરખા ક્ષુદ્ર જનોને તપાવ્યા હતા. તે એક છેલ્લી સંધ્યા હતી. સ્વતંત્રતાનો સૂર્યાસ્ત કાળ હતો. જ્ઞાની જનોને સ્વપ્નું હતું. જે સ્વપ્નામાં, જે સૂર્યાસ્તમાં જે સંધ્યાકાળમાં ગોમતી નદિનો ગંભીર પ્રવાહ ખ-

જ ખળ વહન કરી રહ્યો હતો. શિતળ સુગંધી મ દ મંદ વાયુ પૂર્વ ગતિ પ્રમાણે વાતો હતો. તરૂની ઉગ્ગી ટોંગોપર અને તેની વિશાળ ડાળીઓની અ દર રાત્રીએ ભટકનારાં પંખીયોના ભયથી ભય પામીને વિધવિધ રંગના નીર્દોષ પ ખિઓ ભરાઇ બેસવાને સતાઇ જવાને આતુરતા બતાવતા હતા આકાશ નિરકતપણાનો, અતિશય ઉદાશિનતાનો, ભગવો, આછો સિંદુરીઓ- ઝાંખા ઝાંખો પીળા વેષ ધારણ કરવાની તૈયારીમા હતુ. સાયંકાળ થવા માંડયું હતું દેવ મ દિરોમાં ઘંટનાદ અને અતીત, જગમ, વૈરાગીઓના આશ્રમસ્થાનોમાં મહોમાં શ ખનાદ થતો હતો, અને એ ન્હાના પ્રકારના નાદો વડે કરીને " મણીપુર " ની આસપાસની જગ્યા ગાજી રહી હતી. તે સઘળાં શોકદર્શક નિશાનીઓ હતી ભયસુચક બનાવો હતા. " મણીપુરે " પોતાની સ્વતંત્ર સત્તા ગુમાવવાની શોક જનક ભવિષ્ય વાણી હતી મણીપુરનો શુરવિર સિહ પચતત્વનુ પીંજર ખાલી કરીને દેવલોકની આ મૃત્યુલોક કરતાં વિશેષ સ્વતંત્ર, વિશેષ સુખમય સુવર્ણ ભૂમિમાં દોડી ગયો હતો તે સિહનુ પીંજર- શરીર પ્રત્યક્ષ અગ્નિદેવે પચ તત્વમા મેળવી દીધુ હતુ શુરવિર રજપૂતોના મ્હોઢાંપર ગ્લાની-ઉદાશીનતા છવાઇ હતી શૂર વિર ક્ષત્રીઓ કાયર પુરૂષોની સમાન અશ્રુ પાત કરતા હતા અસ્ત્ર શસ્ત્ર નમાવીને વીરધીર સામંતોને, સુભટો સ્વર્ગવાસી સરદાર ને ઉત્કૃષ્ટ માન આપતા હતા રણશિંગડાં એવાંજ ભયંકર ઉદાશીનતા દર્શાવનારાં વાજી ત્રોમાં શોકના રાગ ગવાતા હતા નગરવાસીઓની આંખોમાં જળ ભરાઇ આવ્યાં હતાં દાસ-દાસીઓ રડતાં હતાં " મણીપુરે " શોક ધારણ કર્યો હતો રણવાસમાં રાજ્ય ભવનમાં અને પ્રજા સદનમા રડારોળ થઇ રહી હતી તે સ્વતંત્રતાની પ્રભાત તે મધ્યાનકાળ, અને તે સાયકાળ છેલ્લી હતી, સ્વતંત્રતાનો સૂર્યાસ્ત થયો હતો તે સૂર્યાસ્તની સાથે " મણીપુરની " સ્વતંત્રતાની-ઐક્યતાની સાંકળ જાલમસિંહના જોર જુલમથી ભાયાતોના વેર ભાવથી ઘસાતી ચાલી, ઘસાઇ ઘસાઇને અત્રુટ્યા છેક નબળી પડી હતી અને એ નબળી પડેલી સાંકળ છીન્ન ભીન્ન કરીને તોડી નાખીને દક્ષિણ દેશના મરાઠાઓ "મણીપુરની" સરહદપર લુખ્ખાવરૂઓની માફક ભટકતા હતા

હિન્દમાં આ કાળે મરેઠાની નવીન પણ મજબુત સત્તા સ્થાપન થઇ ચુકી હતી. તેઓએ મહાન બળથી મુગલોની રાજ્ય સત્તા તોડી પાડીને જીતનો ડંકો વગાડયો હતો, અને એ જીતનો લાભ લઇને બીજા કેટલાંક પ્રાંતોની માફક કાઠિયાવાડને પણ પોતાના મજબૂત પંજામાં પકડવાની પેરવી કરવા માંડી હતી અને તેથી એ જાતીના ટોળે ટોળાં આ દૈવી ભૂમિપર દરોડો પાડવાની વાટ જોતાં ઉભાં હતાં તેવા વિપરીત સમયમાં આપણે "મણીપુરની" સરહદમાં આવી પહોંચીએ છીએ

## પ્રકરણ ૩ જું.

## " મણીપુરની સરહદ".

" મણીપુરની " સરહદપર આવી પહોચતાંજ અશુભ નિશાનીઓ આપણા જોવામા આવે છે કુદરત જાણે આ પ્રાચિન સસ્થાનની સત્તાથી રીસાણી હોય, તેના પર કોપનેત્રમા આવી હોય, અને તેના બદલામાં જાણે દ ડદેવાને અનુકૂળ તક સાંધી હોય એવુ તોફાન ઉઠવાની તૈયારી છે આકાશ વાદળાથી છવાઇ રહ્યુ છે સવિતા નારાયણ રૂપેરી વાદળાંમાથી ક્ષણવારમાં દર્શન દે છે, ને ક્ષણવારમાં અદ્રશ્ય થઇ જ ય છે રૂપેરી ભુરાં વાદળામાંથી સવિતા નારાયણ ભગવાનના સોનેરી કીરણો વડે પડતો તાપ મનુષ્ય પ્રાણિયોનાં માથાં તપાવી નાખે છે. દ્રષ્ટિ મર્યાદાની બહાર છેક નીચાણમાંથી વરસાદની કાળી વાદળીઓ ચઢ-

લાનો ઉંચા બુરૂજો અને આકાશ સાથે વાતો કરતાં ઉંચા મિનારા પર ગોઠવેલી નાના પ્રકારની પ્રાચિન કાળની બનાવટની તોપો આ સ્થળેથી આબાદ દેખાતી હતી કિલ્લાના કારીગરીથી ભરપૂર કંગુરાં અને મિનારાના મરોડદાર મહેરાબો સાથે બંદુક—તીર મારવાના ન્હાનાં બાંકોરાં સ્પષ્ટ વરતાતાં હતાં કિલ્લાને છેક માથે આવેલા એક ઉંચા મિનારા સરખા તખ્ત ઉપરની કાઠી પર " મણીપુર " ના પરમારવંશના સરદારનો ભગવા રંગનો ઝુંડો હવામાં ફરફર ઉડતો હતો. આ વાવટા ભણી અને આકાશ સાથે ઉલાળાં કરતા કિલ્લા ભણી આપણો અજાણ્યો ઘોડેસ્વાલડવૈયો એકી નજરે તાકી રહ્યો હતો. તેની આંખોમાં લોહી વરસતું હતું. તે ઘડીકમાં મનમાં ગણગણતો, અને ઘડીકમાં આવેશમાં આવીને ઉંચે શરે બબડતો હતો. તેના વિશાળ કપાલ પર ક્રોધથી કરચલી વળી હતી ને મ્હોટી લાંબી મુછો તથા ગુચ્છાદાર ચોટીઆના કાળા ભમ્મર સરખા વાળ ઉડતા હતા. હમણા વરસાદના તોફાને પણ તોફાની રંગ પકડ્યો હતો. સવિના નારાયણ વાદળાંથી છેક ઢંકાઇ ગયા હતા, અને આકાશમાંથી બોરબોર સરખા પાણીના બીંદુઓ પૃથ્વીપર પડતાં હતાં, તેની દરકાર કર્યા વગર તેનો બળવાન અશ્વ ઝાડી-ઝાંખરા અને ટેકરા ટેકરી વાળો રસ્તો કાપતો હતો. આવા મુશળધારના વરસાદમાં તદન ભીંજાઇ જવા છતાં આ અશ્વારૂઢ થયેલો મજબૂત કાઠીનો માણસ એકકી ટગરે " મણીપુર " ના આ પ્રાચીન કિલ્લાની સામે, કતરાઇને ઘુરકયા કરતો હતો ક્ષણવારમાં શાંત રહેતો ક્ષણવારમાં આવેશમાં આવતો અને મુછે તાવ દઇને પોતાના મન સાથે કાંઇક બોલતો હતો.

હવે છેક સાંજપણ થવા આવી હતી. વરસાદની કાળી વાદળીઓ પવન વેગથી દોડતી હતી; અને આપણો આ પરદેશી પરોણો પણ વરસાદનું તોફાન શમી જવાની ઇચ્છા ધરાવતો હતો. તે હવે થોડો ઘણો શાંત પણ થયો હતો. વરસાદમાં શરીર પલળવાથી કહો કે ક્ષુધાને શ્રમથી કહો પર તે થોડી ઘણી શાંતી તો પામ્યો હતો.

આવી શાંતિમાં પોતાના અશ્વનો વેગ ઓછો કરીને એકાદ આશ્રય પામવાના આશયનો માર ઉત્સુક થયો અને એ ઉત્સુકતામાં—વરસાદનું તોફાન શમી જવાના ખ્યાલમાં તે મ્હોટી કાળીઆંખો આકાશ ભણી ફેરવીને કાંઇક કલ્પના ખ્યાલ પર ચઢયો.

એ ખ્યાલ—એ કલ્પનાઓમાંથી રણશિંગડાંના ભયકર નાદે તે એકાએક ચોંકયો. વિચાર વમળમાંથી—સ્વપ્નાવસ્થામાંથી જાગ્રત થયો. તેની ચપળ આંખોમાં ચળકાટ વહેવા લાગ્યો. તેના સાવધ કાનોએ સાવધાની મેળવીને ક્ષણવાર પહેલાં તેના શરીરે, શરદીથી જે અતીશયથી શિથિળતા મેળવી હતી. તે શરીરમાં પાછી ઉત્સુકતા વિજળી વેગે રગે રગમાં ફરી વળી.

આવી અંધારી ઘોર મેઘલી રાતે આવા વેરાણ અરણ્ય જંગલમાં લશ્કરી કિલ્લાની લગોલગ રણશિંગડાંનો ભયાનક અવાજ આવતો હતો, તે ભણી હવે તેનું ધ્યાન ખેંચાયું. તેના વાઘ સરખા તીવ્ર મંડાણા વરસાદના જોસમાં જે વિજળીના ગગડાટમાં રણ શિંગડાંનો અવાજ સ્પષ્ટ જોઇએ એવો જોસમાં સંભળાતો ન હતો, પણ એક ભૂલા પડેલા, વરસાદથી ભીંજાઇને તરબોળ થઇ ગયેલાને ટાઢથી થરથર કાંપતા મુસાફરને લલચાવવાને માટે-ચિત્ત ખેંચવાને માટે તો તે અસરકારક ને આનંદદાયક હતો. આપણા મુસાફરે હવે પોતાના રાંક અશ્વનો વેગ છેક ધીમો કરી અવાજ ભણી નજર દોડાવી તો કિલ્લાની પડોશમાં તેનાથી છેક ઉતરદિશામાં એક ઢોળાવદાર ઉંચી ટેકરી જોવામાં આવી.

(ચાલુ છે.)

# ઝેહરે કાતીલ.

## યાને

# ત્રણ નવાઇની નાંજાઓ.

(ગયા અંકથી ચાલુ.)

ગુલશન માટે લખનાર-Daisy Bell.

## પ્રકરણ ૨૨ મું.

"તારાં એ અવિચારી પગલાં માટે મારા હાથો હમેશાના બંધ રહેશે".

---

રોશનીનાજ બોલોમાં કહીએ, તો 'ચંદર મિનાર' કોણ જાણે કયાંથી ગુહોની અસર હોઇ હો, તે એક ઓરડાનું બિછાનું જ્યાં આજ દિવસોથી એક આકાશ, આ અને પેલી દુન્યા વચ્ચે ઝોકા ખાતો હતો, તે જાણે એવું હોય, તેમ, રોશન, ખુબસુરતીની દેવીની સેવણ, નણીજની લાડકી, હજારો સુખમાં ઉછરેલી; ખુમાખી નખરાં બાજ ઓરત, અસલ દુઃખ ખમતી, પોતાના મામા આહમદના ઝુપડાંમાં તે ખુદારોગ, ગમના આશરા અને પનાહ હેઠળ દરદના અસંખ્ય મોજાઓમાં રિબાઇને જખ્માની હતી. રોશનીને શરીરનું દુઃખ જબરું થયું હતું. તેના ખમનું મોહું હાડકું ભાંગીને જુદો થઇ ગયું હતું, જેથી તેની ચીસાચીસની હદ હતી નહિ. રોશન ઘણી જોરાવર હતી, અને "મરે, તો મરે, પણ જાન તકદર તરે" તેમાની હતી, પણ હાડકું ભાંગવાથી, જે જોરાવર દુઃખ થાય છે, ને જેનો અનુભવ ઘણાંજ થોડાને હોય છે તે અસહ્ય દુઃખ ખમતાં તેણી થાકી થાકી જાય, થોડે થોડે વખ તે બેભાન બની જતી, વળી તનના દુઃખ સાથ જીવને નવે નામનો સંતાપ થયો હતો. આહમદની ઉશ્કેરાટ, અને અજાયબીને મારેલું સપનું બોલાઇ જવાયું, અને પોતાની બહેનની દીકરીને ઝુપડાંમાં જોઇ, તેને અજબ જાતની લાગણીઓ થવા લાગી. પોતે એક મુસલમાન ઓરતે પેટનું ફરજંદ છે એમ જાણતાં, તેના શરીરમાંથી, કંપારીઓ પસાર થવા લાગી. ખુદાએ આદમ કદી પણ જુઠું બોલનોજ નથી, એમ તેની નૂર ભરેલી આંખો અને કપાળ ઉપરની કદાપણની કરચલીઓ જોઇ, અમે તેવાં દુઃખમાં પણ તેને લાગ્યું, વળી તેણીનું ને ખુબસુરત નાક, હોઠ, અને દાઢીમાંનો ખાડો અજબ જેવી રીતે વદ(

એક સરખાં હતાં, જે મરહને તેની માતાનો ભાઈ ગણવામાં એક વધુ મુસ્તકીમ પુરાવો મળતો. સાખી છડ થઈ પડેલી એક પારસણ બાઈને જોઈ, આહમદના બને દીકરાઓ અજબ થતા. પણ રેશનથી જ્યારે આહમદે; બહેરામ મુનશી ની દીકરી હોવાનું જાણ્યું, જ્યારે રેશનને પોતા ની એક પુરી બહેનની દીકરી તરીકે ઓળખી, ત્યારે રેશન, અને બહેરામના સારા નશીબે ત્યાં એ છોકરાંઓમાંથી, એક પણ હાજર હતું નહિ. તેઓ બને તાકીદથી મદદ મેળવના લાહોર તરફ નીકળી પડ્યાં. જ્યાં સુધી કોઈ બાહોશ ડાકટર કે હકીમ આવી લાગે નહિ ત્યાં સુધી રેશનને દુઃખમાં ટળવળવા સિવાય છુટક હતો નહિ. રેશને, ફરદની ઉપરા ચાપરી ચીસો વચ્ચે પુછ્યું "અરે ભલા શખશ તું શું બોલેછ ! તારી બહેન કોણ ? અને હું શું તેની બેટી ? પણ કહે જલદી કહો, તારી બહેન કોણ હતી ? બતાવ, શીતાબીથી બતાવ કે તારી બહેન તે મારી માદરજ હતી."

"બેટા તું જરા ધીરી પડ. તકદીર આ કીસમથી આપણને મેળવે છે. જો કે તારા ભવિષ્યમાં ભલાને ખાતર, તારા પીતાની આબરૂને ખાતર મારા હાથો તુને દુન્યાના લોક સામે એક મુસલમીન માતાથી અવતરેલા ફરજંદ તરીકે ઓળખાવતા તદનજ ચુપ રહેશે. જેનું મને એક બીજુ પણ મુસ્તકીમ કારણ છે તે જાણજે. જાણ બેટી, કે આજે રાત્રે, તારી માતાને મેં ઘણે વરસે જોઈ હતી જેણી અમારા મુસલમીન કાળા પોષાકમાં ઉભરપર ઉપર આવી ઉભી છે અને ઘણી ગંભીરતાથી નાક ઉપર આંગળી મેલી મને તદન ચુપ રહેવાની ઇસારત કરે છે. જાણે તે હું સમજી જતો હોવું તેવું મોં કરી હા કહું છું કે તેણી અજબ જેવી રીતે, પણ સંતોષી જીવથી ત્યાંથી ગેબ થઈ જાય છે. મારી લાડકી, મેં મારી બહેનને ઘણાં ઘણાં મહિનાઓ થયા યાદ પણ કરી નથી. અરે તારી માતાએ, મારા પીતાને અનેક રીતોથી હુલકાવીઆ કર્યા. ને તે બુઢા મર્દ, વગર વાંકે, મારા તરફ ખુબ ખફા થયા. હું મારા બાપને પૈસો, વતન, બંને મારો હક મેલી મક્કે હજ કરવા ગયો ને ત્યાર પછી ઘણે વરસે હિંદુસ્તાન પાછો ફર્યો ત્યારે મારા બાપનું સઘળું વેચાઈ, સટાઈ જવાની, તથા હૈદ્રાબાદી સરકારમાં નાણું જપત થવાની વાત મેં સાંભળી. હું મારી ભલી બીબી ઝોહરા, જેને જો હું તારી મામી કહીશ, તો તને દુઃખ લાગશે તે ઝોહરા, અને હમણાં હતા તે બે બેટાઓ સાથ આનંદથી રહેતાં હતાં મારી ઝોહરા થોડાક વરસ થયાં ગુજર પામી છે, અને હમો આ અજાણી જગામાં કેટલુંક થયાં આવી ને રહેલાં છીએ. જો બેટી, તારી માતા પોતાના એક પુરા ભાઈ તરફ કેટલી નગુણી થઈ. તેણે મને ઘરમાંથી કાઢયો ત્યારેજ તે સુખ કરારથી રહી. મેં તારા પીતા બહેરામને કોઈ કોઈ વાર અમારા ઘરમાં આવતાં જોયો હતો. બેશક તે ખુબસુરત જવાન મર્દ હતો, અસરાફને ભલો હતો, નેક ને નમનતાઈ વાલો હતો પણ અમારા ઘરમાં મારા બાપના હુકમથી આવે, મારી હુરી જેવી ખુબસુરત બહેન સાથ હસે બોલે, તેની હું અતિ ઘણો સામે હતો અમારા સંસારી કાયદાઓનું આ રીતે ઉલંઘન થાય, તે મને જરા પસંદ હતું નહિ મારા બુઢ્ઢા પીદરની આંખો ઉપર તારી માતાએ ગોયા આંધળી ચાદર ઓઢાડી હતી તેથી જે નઠારૂં પરીણામ આવશે તેનું મારા ઝુઈફ રોગ પીતાને કશું ભાન રહ્યું નહિ. અંતે તારી મા ના અનેક જુલમથી એક દિવસ ચુપ ચુપ, મારાં પ્યારાં વતનને સલામ કરી હૈદ્રાબાદથી મક્કે રજીંદા દિલે ઉદાંગરી કરી મવો જ્યારે હું મક્કે ઠર પડયો કે મારા એક દોસ્ત તરફથી મારા જીવને આજુરદે કરનારો, એક બદબખ્ત રૂકો મને મળ્યો, જેમાં મારી એક પુરી, ખુબસુરત, પણ પાજી, ને કપટી બહેનના

કોઇ પારસી બહેરામજી મુનશી સાથે નાશી જવાને લગતી ખબર હતી. જે ખબર જે ચાક ચાક થતાં દિલે વાંચી. મારી ઉછાછલી બહેન, જેણે અમારા ખાનદાનને લાંછન લગાડયું હતું, જેણે પોતાના કુળને નીચે જોવાનું કરાવ્યું હતું તેની બેઅકુફાઇ માટે તથા તેણે ભરેલાં. ખરાબ પગલાં માટે મારી આંખમાંથી ગમના ઘણાંક આંસુઓ ચુપચુપ સરી પડયાં. મારો વહાલો પીતા તારી માતાના મરણ પછી, બેજાલતથી હોય કે કેમ બી પણ જલદીથીજ, તે સાહેબની દરબારમાં પહોંચી ગયો. જે સઘળું મેં મકકામાં જાણ્યું, પણ મારી વહાલી ઝોહરાને મકકા છોડી મુલકે હિંદુસ્તાન આવવાનું પસંદ નહિ પડવાથી મારા બાપની માલ મીલકત ઉપરનો હક પણ મેં બહુ ખુશીથી જવા દીધો. તે મેળવવા મેં જરા પણ દરકાર કીધી નથી. મારા બે બેટાઓ સાથ ગર્ભાઇછતાં, સુખને સંતોષમાં હું રહેલો છું, બેટી, આ તારા સનમુખ મેં મારી સઘળી તવારીખ જણાવી છે, પણ તું મારી બહેનની દીકરી જ છે, એ હજી મેં સાબેત કર્યું નથી. જરા થોભી જજે" અને એટલું બોલી, તે સ્વચ્છ લુગડું જ્યાં કામડાંની દિવાલ કરી હતી ત્યાં પાછળથી જઇ, એક દેવદારની પેટીમાંથી હાથમાં એક પડીકું લઇ આવ્યો તે લાલ કોસંબાના કટકાથી વીંટાળેલું હતું. કોસંબનો કટકો ઉપેરાઇ રહેતાં, વળી અંદર બીજાં સફેદ કપડાંથી લપેટેલું હતું. એવું તે ઘણી સંભાલથી જાળવેલું પેકેટ તેણે ખોળા ઉપર મેલ્યું ને ખોલ્યું. રોશનીએ દુઃખની હજારો અકરવકર છતાં પોતાનાં મોટી કાળી આંખો તદન ખુલેલીજ રાખી, તેના તરફ જોયા કર્યું.

એટલું આપણને યાદ રાખવું જોઇએ, કે આહમદ તરફનો પોતાની ભાણેજને આપેલો ફુલાસો, રોશનની ઘણી ચીસો, જે દુઃખની કળતરો વચ્ચે તેને પૂરો કર્યો હતો. તે સઘળું ખ્યાનથી સાંભળવા સાથે, દરદના ચમટાઓથી તમ રોઇ તમરાઇ જતી, પણ હું કારાઓ પુરી "પછી શું "આગળ બોલો "વગેરે કહી તેણે આખી વાત જાણી લીધી. વાંચનારને કંટાળો નહિ લાગે માટે આહમદનો હેવાલ ટુંકમાં જણાવ્યો છે.

પેલા પેકેટમાં બે ફોટોગ્રાફ મેલેલા હતા. તેમાંથી એક કાઢી, આહમદે નસીબ થઇ પડેલી રોશની હાથમાં મેલ્યો. "લે બેટા જો તારી ખાત્રી કર, કે આ સબી માહેલી સ્ત્રી, અને નારામાં કાંઇ પણ ફેર છે કે ! તારી માતાએ મારા સાથ જે ચાલ ચલાવી હતી, તેથી તેની સબી સાથે લઇને ફર એમતો નહિજ હતું. પણ મારી સાથે લીધેલા અસબાબમાં સબી, પેટીનાં તળીઆમાં પડી રહી હતી. કુદરતે મને એનાં મરણની ખબરથી વાકેફ કરવા પછીજ તે મારા નજર સામે મેલી હતી, એક દીન પેટી પખોરતાં મને તે મળી આવી, અને તેને ફાડી નાખીને તેનો નાશ કરી મરનાર તરફ કપટ બતાવું એવો મારો ખ્યાલ નહિ હોવાથી મેં તેને જાળવી રાખી છે. જમનાની ગીરદેશી એ તસવીર ઉપર ખુલ્લી જણાયછે તે ઘણી ઝાંખી ગઇ છે, અને કોઇ ગમથી ઉધાઇએ ખરાબ કરી છે. કહે છોકરી તારા મામાનું કહેલું તું સાચું માને છે, કે હજી પણ તેને તેમાં શક છે !

"બસ કરો બાબા મદ, મારા દુઃખમાં હું તદન મરી રહેલી છું. તેમાં મને વધુ બોલી હેરાન ના કરો. મારી પાકી ખાત્રી થઇ છે, કે તમો મારી મરનાર માના ભાઇજ છો. શું તમો તમારી મરનાર બહેને, તમને સ્વપનામાં દેખાવ દઇ, કરેલો હુકમ બજાવશો નહિ? શું મારી તોખમ વિષે લોકમાં હો, હા કરવાની તમારી મરજી છે? કહો બહુ જલદી કહો, ઓ ખુદા, તે બધું થઇ જાય તે પહેલાં, મા, મારી મા, જે પછી મુસલમાની હોય, મુગલાની હોય તેની ગોદમાં મોક લાવી દેજે ! એક મુસલમાન — પારસીનું બચ્ચું છું દુન્યાની નજર સામે જણાવું તે

પહેલાં એક કુતરાંના મોહતે મરવાનું હું પસંદ કરૂં. અરે બદગરતે સીતારા, કયા સબબથી તારૂં ચલણુ 'ચદરમીનાર' ઉપર આટલા જોરથી તુ ચલાવે છે ?'

"મારી બાનુજી, તેં તારૂં નામ રોશન કહયું છે. તું જે બહાદુરીથી દુઃખ ખમે છે તે જોઇ હું તારી હિંમત ઉપર આફ્રીન કરૂં છું, એક બહાદુર છોકરી જે લાહોરથી આટલે દુર સુધી સ્વારી કરી શકે, તે ખરેજ બહાદુર છે. વળી, તારા બોલવા ઉપરથી તને હું શાંત, નરમ ને વખતને તાબે થનાર અરકણી શકું છું. તારૂં નામ રોશન તે તારી મમાઇનું નામ હતું, મારી મરનાર મા, તોબાહ તે મરનાર માટે મને માનથી બોલવુ જોઇએ, પણ મારા પીદરને તેણે ઘણો સતાવ્યો હતો તું તે રોશન જેવી નથી એમ જોઇ, હું ઘણો ખુશી છું. તેવી એક ભલી છોકરી, જેણી આખર કરે ને મારી બહેનની દીકરી છે, તેણીને હું લોકની નજરમાં શા કામ હલકી પાડું ?—નહિ કદી નહિ—મે તને કહયું છે, તેમ તે જાણવા પહેલાં મારા હોઠો હમેશના બંધજ રહેશે. જાણજે મારી બાનુજી કે અગર સ્વપનામાં તારી માતા દેખાત દેતે, કે ન દેતો તોપણ આ વાતનો એક શબ્દ બી મારા મોમાંથી બહાર પડતેજ નહિ.

"તમારા દીકરાઓ પણ શું એ વાતથી અજાણ છે."

"બીલકુલજ, તેઓની એક ફુઇ કોઇ હતી, એમ મેં કદી જણાવ્યું નથી. તારી મરનાર મા માટે મારૂં બોલેલુ તને નહિ ગમશે પણ ઘણુંજ વરસે ફકત મે તારી આગળ, તેણીની ફરિયાદ કરી છે. ચુપ થા દીકરા, બહાર ગડબડ સડપાક છે. મારા દીકરાઓ, તારે માટે મદદ લાવ્યા હોય એવું જણાય છે."

રોશને તે ઝુંપડામાની દીકરીની નીચી ખાટલી ઉપર સુઇ, નવબાર આંસુઓથી રડતા જોયું. કે ગાડીમાંથી તેનો પીતા બહેરામજી મુનશી ને નરગીશ માટે રાખેલી નર્સ ઝપાટામાં ઉતરી, તે નીચી ઝુંપડીમાં દોડી આવ્યાં.

હાય, રોશન તું જેણી કિંમતી પલંગો ઉપરના રેશમી બિછાના ઉપર પોઢનારી, તેને આવી દોરડીની ખાટ, જે તારા મોર્તબણુંજ, કઠણ ને કડક હતું, પણ કાંઇ નહિ. એજ બધું તારો પાછલો ભવ પાર ઉતારવામાં તને મદદ કરનાર હોય, કદાચ હોયબી ?

આવી કંગાળ જગામાં આખમાં આંસુઓ સાથ રોશનને જોઇ બહેરામજીને દીલો ભરાઇ આવ્યો.

હા, એજ રોશન એકવાર પરવીઝ-કાંગાના આંસુથી કેટલી સુગાઇ ઉઠી હતી? તેણીને નહિ રડવા માટે કેવી ધમકાવી હતી! એજ રોશને પોતાના સુખવાસી વખતમાં પોતાની આહલીના ગરીબ ગુરબાઓની ઝુંપડીમાં જઇ, તેઓની દાદ લેવાનું કયારે યાદ કયુઁ હતુ! તે યાદ કેમ કરે! તેવણનો જીવ, ઝુંપડાંમાં જતાં કચવાતો હતો. તેવણને ગરીબાઇની ઉબકથી "વોમીટીંગ" જેવું થતું હતું. ક ગાળપત બોલથીજ તેવણનું નાકનું નસકોરૂં દોઢ ઇંચ ઉચે ચઢી જતું. તે મીજાજી, આપખુદ, અને સુખમાં લીન થયેલી છોકરીને આખી જીંદગીમાં આવો કડવો અનુભવ પહેલ વહેલોજ મલ્યો. કુદરત તેણીને ગુમાખીમાં કદંગા ચઢાણ ઉપરથી ગબડાવી, નમનતાઇનું નીચાણ ગોયા કબુલ કરવાની ફરજ પાડતી હતી, પોતાના વહાલા પીતાના દાખલ થવાથી તેણીને ઘણીજ હિંમત આવી; અને બહેરામજી મુનશી, ને જોઇ તેણીએ ભરાયલા દીલાને છોડી મેલી જીવને ખલાસી આપી. તે બાપ દીકરાની ખાટલી આગળ ગુંટણ મંડયે બેસી, પોતાના ઝહેરોશાતીર જેવી પણ હાલતમાં દુઃખથી બાજેજ બનેલી બેટી નું માથું પ્યારથી પોતાના ખભાં ઉપર મેલી, સાથે સાથે દયકાં ખાતાં હતા. બાપ અને દીકરી. બંને

નાં આંસુઓ એક બીજાં સાથે મળ્યાં. જે એક ખરેખર દીલ ઉશ્કેરનારો દેખાવ હતો. તે બુઢ્ઢા આહમદે ચુપચુપ ભીંજાયલી આંખો સાથે જોયા કર્યાં. પણ બહેરામજીનું ધ્યાન ઓરડામાના તે સખ્શના હાજરી તરફ ખેંચાયુંજ નહિ.

"મારી દીકરી તું ક્યાં? અને આ સઘળું શું બની ગયું? તો પણ હજુ ખુદાના શુક્ર કે તું હજી જીવતી ને સલામત છે. ઘણી જાહેલ માણસનો અંજામ આવી દુઃખ ભરી રીતેજ લાવે છે મારી બેટી!" તેવણે બેધ્યાન પણે દીકરીને દુઃખ ઉપર ધ્યાન દીધો.

"ઓ બાવાજી, બાવાજી, હું મુઇ. મને આ કંગાળ જગમાંથી એકદમ ઉંચકી જાવો. હવે સાથ, મનનું દુઃખ જાણવા સમજવાજ મને અહિં તે સાહેબે મોકલી હશે. મારી મગરૂરીને મજબુત ફટકો મારવાજ કુદરતે મને અહિ મોકલી હશે. થોડા કલાકમાં મેં જે દુઃખો ખમ્યાં છ, તેથી હું મોહત માટે ટળવળું છું."

"દીકરા, આટલાં નજીવીમાં 'એસભર ના- યા, તાકીદથી માણુસો પાલખી લઇ આવે છે, તેમાં સુવાડી, તને ત્યાં લઇ જઇએ. જ્યાં ડાક્ટરો તારી ઉકવેક માટે તૈયાર રહયા હશે. પગ ભાગ્યો છે તે થોડા મહિનામાં સરખો થઇ જશે. તે માટે જર અને જેહમત ખર્ચી, તને આગળના જેવી હું જોરાવર બનાવીશ તે સત જાણજે" તેવણે દીકરીનાં આંસુઓ લુછતાં કહ્યું.

"અરે બાવાજી, પગને ક્યાં સેઝો લાગ્યો છે. તમારા પાછળ કોણ ઉભુ છે. તેને જરા ફરીને જુઓ. હાય, મેં મારી ખરાબીના સમાચાર સાંભળ્યાછ" તે પોતાની સુકી ટસ આંખે. મારા ગમ ટીકી રાખીને બોલી. બેહરામજી જેવણ પોતાની દીકરીના દુઃખમાં અટવાઇ ગયા હતા તેવણે રો- શનના કહેવાથી પીઠ પાછલ જોયું તો આહમદ જમીન તરફ આંખો નમાવી. વાળેલી અદબ અને છાતી ઉપર નાખી દીધેલાં ડોકા સાથે તેવણને જણાતો થોડીકવાર નજર થેડવીને રાખ્યા પછી એક જબરી બુમ તેઓના મોંમાથી નીકળી પડી.

"ઓ આહમદ, દીલારામનો બાપ." અને એટલું બોલતાં દાબીને બન્ને હાથોમાં માથું પકડી લીધું.

"શું આ મુસલમાન, પોતાને મારો મામો કહે છે ને ખરૂંજ છે? બોલો, બાવાજી બોલો! એ બુઝરોગ મર્દ, મને એક મુસલમાન ઓરતને પેટનું ફરજંદ જણાવે છે તેમાં શું સચ્ચાઇ છે! જો બધું જાણી આ માણુસ મારી સુખ ઉપર નારાની રીસ મારે છે તેમાં તે વાજબી છે! બાવાજી કાંઇ એવું કહો કે જેથી એ ઘણી ખોટો પડે અને એક મુસલમાન માને ત્યાં અવતરેલાં બાળકની નામોશીમાંથી બચી શકું! પણ નહિ—તમારી ચુપકીદી, અને ગભરાટ, આ મરદની શાંતી અને સાદગન, એણે આપેલી સાબેતી, અને મારી મરનાર માતાએ, મને સ્વપ્નામાં દીધેલો દેખાવ આ સઘળી વાતની સચ્ચાઇ તારીફમાં જાય છે. ઓ! દુન્યા આપણી કેવી રૂશવા કરશે બાવાજી" અને તેણીએ પગમાં થતાં દુઃખથી એક જબરી ચીચીઆરી મારી મું પડી ગાજતી બેસી.

સાથે આવેલી નર્સ મીસ બેંનસન જેણી ગુજરાતીનો એક શબ્દ પણ સમજતી હતી નહિ તેણી બાપ બેટી વચ્ચે શું વાત થઇ તે એક બોલ પણ સમજવા પામી નહિ અને આહ- મદની આંખના એકજ ઇસારાથી તેના બેઉ બેટાઓ ઝુપડાંમાંથી સરકી ગયા હતા. અંતે બહેરામજીનો નસાઇ ગયેલો અવાજ આવ્યો.

"રોશન, રોશની દીકરા, હાલમાં ગઇ ગુજરી યાદ કરી, તારા દુઃખમાં વધારે કરવાની કાંઇ જરૂર નથ. તું એક વખત તરાર થા, અને દરેક ચીજ જાણજે. પોતાના માતપીતાએ લીધેલાં અવિચારી પગલાં તરફ બેટા બેટીઓએ ટીકા કરવા નહિ, એવી તુને મારી શીખામણ છે, મારી દીકરી, તે દરેક ચીજ

કેમ, ક્યાંય, ને ક્યાં બની, અને તે વખતે મારી અભાગ્ય બુધ્ધી કેમ કમી થઇ તે જાણવાને તું દાવો નહિ કરશે એમ હું માનું છું. મને આ મરદમાં અતિ ઘણો વિશ્વાસ છે, જે પોતાની બહેનની દીકરીની એકજ નાદેશીની વાત બહાર લાવી, નખ્ખોદ વાલતાં અટકશે ને તેથી બહેરામજી મુનશી જેવા એક પુરૂષથી, એકથી અને કે ફાયદાઓ મેલવતાં બે વાર વિચાર કરશે" બહેરામજીએ ઘણું દમામથી, આંખ્યો આહમદ સામે ટીકી રાખીને બોલવાનું પુરૂં કર્યું. બસ આહમદને કોઇ અજબ જેવી રીતે, ફરી પોતાની મરનાર બહેન ત્યાં ઝુપડામાં ઘુરકેલા ડોળા, અને નાક ઉપર હાથની આંગલી મેલી ચુપ રહેવાની ઇસારત કરતી હોય તેમ દેખાવા લાગી તેને જરા વાર પોતાની આંખો તાઇટ બંધ કીધી અને પછી પોતાના સુફેદ ઝભાને હાથમાં પકડી, ઘસી, ઘરીને કપાળ લુછયું.

'બહેરામ મુનશી, ઘણેજ લાંબે વખતે આ પણે શાલે ભાઇ અને બનેવી મળ્યા છીએ. તું મારો માફ કરી દેવાનો, નાખતી કરવાનો, કોઇને કદીબી દુ:ખ નહિ દેવાના સ્વભાવથી અજાણ્યો હોય, તો તારી દીકરીના ભવિષ્ય વિષે તેણીના નાશ વિષે તું ડર રાખજે, તુંને અને તારા લાગવગથી ફાયદાઓ મેળવવાની વાતોથી લલચાવાની કશી જરૂર નથી. તું પણ જો મારાજ જેટલો કંગાળ હતે, તારાથી મને કશો બી લાભ થવાની આશા નહિ હતે તો પણ એ વાત કોઇને ખાતર નહિતો મારી મરનાર બહેનને ખાતર પણ હું છુપાવતેજ તે ખાત્રીથી જાણજે. જરા પણ ડર્યા વગર તું તારૂં કામ આગળ ચલાવજે. ને યાદ રાખજે કે, તારાં આ અવિચારી પગલાં માટે મારા હોઠો હમેશના બંધ રહેશે. ચાલો, હવે રોશનને પેલા માણસો પાલખી લઇને આવે છે તેમાં મારા બેટાઓની મદદ લઇ સંભાળથી મુકયે. આ સાથે આવેલી ફીરંગણ તરાપો ડુબાડે તેમાંની નાદ હશે "

" નહિ, બીલકુલ નહિ—મારા ભાઇ આહમદ, તેં આજે ઘણેજ વરસે મારી છાતી ઉપર એકાએક આવી પડેલો એક જબરો પથ્થર ઉંચકી, મને ખુલાસાથી દમ લેતો કર્યો છે. ભાઇ મારાં, મારા શેઠનું નીમક ખાઇ, તેજ શેઠને હું નામોશીમાં નાંખવા જેટલો બેઈમાન હું નહિ થતે. પણ તારી બહેનના જુસ્સાથી હું દંગ થઇ ગયો—તેણીની ખુબસુરતીથી હું અંજાઇ ગયો—અને તેણીના દબાણથી હું આજેજ બની ગયો—મારી જીંદગી, મારા શેઠનો નાશ કરવાના ગુનાહ માટે, એક ઘડી પણ ઘણીઆણીથી મળતાં સુખની મેં મેળવી નહિ, છતાં તેના તરફથી મારી વફાદારીની ઇનાણી તરીકે, તેણીના મરણ ને વરસો વહી જવા છતાં બીજી ઓનો કદી ખ્યાલ કર્યો નથી.' રોશની જે આ વખતે દુ:ખથી બેભાર બની, આંખો બંધ કરી, લગભગ બેશુધ્ધ જેવી બની પડી હતી તે આ સઘળું નથી સમજતી એમ બહેરામજીએ જોયું ત્યારે નજદીકમાં આવી, આહમદને બધું કહયું. આ વખતે એક ડોળી સાથ રોશનને ઉચકી જવા ઘણા માણસો આવ્યા હતાં તેઓએ ઘણીજ સંભાળથી તે માઝનદારાન છોકરીને પાલખીમાં મુકવા માટે ઉંચકી, તે વખતે તેણે થતાં દુ:ખથી એટલીતો કલાબકોર કરી મેલી કે તેઓ સઘળાના હાથ ધ્રુજી જવાથી, તે કિંમતી બોજો હાથમાં છટકી જમીન ઉપર અફળાયો. રોશન માટે તે ઘણોજ બદબખત દિવસ હતો. ઘણીજ જોરાવર હોવાથી તેણી બેશુધ્ધ પણ થતી હતી નહિ, કે જેથી દુ:ખના ઝટકાઓ નહિ લાગે. પાલખીના જમીન ઉપર પડવાથી રોશનને વધુ દુ:ખ થયું પણ તે સઘળું ખમે નહિ તો કહે કોણ ખમે? હાથો પાસાને ખમવા સિવાય છુટકો હતોજ નહિ અને તેમ ઝડપથી " ચંદર મીનાર " તરફ તેણીને ઉઠાવી જવામાં આવી, કે જ્યાં નરગીશ તબાક થોડાજ વખતની જાગ્રત થઇ નર્સ કે મીનુ વગર બીબાઇજીની સંભાળમાં હતી ત્યાં

રેશનના ચીસા ચીસ કરવાના અવાજો તેના કાને પરગરા આવવા લાગ્યા જ્યાં. એક મરણ તોલ આઝારી છોકરી હતી, ત્યાં મીનારમાં બીજી એક વધી રેશન નખમી થકાય, તેનું દુઃખ ખમતી, હાલમાં બચ્યાં જેવી કમજોર બની બિછાનામાં પડેલી હતી. વાંચનાર તારો દિવાસો, તે આગલી ઝેહરે કાતીલ પણ હાલમાં દુઃખથી નસોસ થઇ પડેલી છોકરી માટે ફાજલ નહિ પાડી શકે!

## પ્રકરણ ૨૩ મું.



### રેશનીના વિચાર.



તુલસી સુખ પર, સુળ પડો,
હરી હૃદયસે જાય.
કૃપા હોય જો દુઃખકી,
તો પળ પળ રામ કહાય.

રેશનના પગના થાપાનું હાડકું ભાંગી ભુકો થયલું સરજ્યન પામરને માલમ પડયું. થાપાના મોટાં હાડકાનો ભુકો થઇ, તેની કોથળી વળી ગઇ હતી. તેવી હાલતમાં માણસને થતી વેદના અતિશયં જબરી હોય છે. બહાદુર રેશની જે મુંગે મોઢે દુઃખ ખમતી હતી તેથી ડાકટરો અને નર્સો અજબ થતા; બહેરામજી મુનશી જેવ-ણને સુખ આપવા ઘરમાં એક હેતવંતી ધણી-યાણી હતી નહિ, કે હસીને આવકાર આપવા એક આપાણુ મહેરદાર હતી નહિ. ને એક બેટી, જેણી પણ પ્યારા પીદરને સુખ આપવાની કળા હુન્નરથી અજાણ; પિતા તરફની પ્રીતમાં પાછળ, અને પોતાના જીવને 'જી' માગનાર હતી. તેથી ઘરનું સુખ તો તેવણુ માટે ટાપસે ને સુપડે હતું. પણ લોકમાં જે ઇજતને માન મરતબો હતો તેથી ઇંરને આનંદ આપવાનું કરતા. ઘરનાં ઓછાં સુખને લીધે ઘરની બહારના બહાર રોકાઇ રહેતા. ગમે તે હતું પણ આખી દુન્યામાં તેવણુ રેશાને અખંડ પ્યારથી ચાહતા. પોતાની સ્ત્રી, કે દીકરા, બાપ કે બાઇ, મા કે બહેન, એ સર્વેની હૈયાતીની ગેર હાજરીમાં તે સર્વે પ્યારનો અખંડ રેલો, પોતાની ઝહેરે કાતીલ જેવી દીકરી માટેજ રેડાયલો રહેતો. તેણી ગમે એવી હતી, ભુંડી હતી, તે મીજાજી હતી, માથેતોઝાર ને ઝહેરે કાતીલ જેવી હતી; અંહકારમાં મરી રહેલી હતી પણ તેણીની સઘળી ખામીઓથી બહેરામજી માહીનગાર હતા. પણ તેથી પોતાની દીકરી તરફના પ્યારમાં એક લેશમાર પણ ઘટાડો થનો નહિ. ઉલટું આ કીસમની દીકરી, પોતાને પેટે હોવાનું કારણ એક જુદ્દીન સ્ત્રી સાથના લગ્નનું પરિણામ ગણી, સઘળો દોષ પોતાને માથે વ્હેરતા તેવણ મનસાથ વિચારતા—"એક ખોટું પગલું—એક ચુક—એક ભુલને—જીંદગીમાં ધુળી એક જુદ્દીન ધણી આણી અને જીંદગીમાં ધુળધાણી! તોપણ શુક્ર તે પરવરદીગારના કે મારા આ નાશકારક પગલાંની વાત, મારી ધણીઆણી! પોતા સાથે એક દમ દાટી દેવા પામી છે. અને તે કોઇ કયામતમાં મારા મોંમાથી બહાર આવને નહિ" એવી જાતના સખ્યારાથી તેવણ મનને મનાવતા પણ હાલમાં અહમદની એકા એકની હાજરીથી શાંતીમાં ખલલ થઇ જોકે આદુમરે આપેલાં વચનોમાં તેવણને પુરેપુરો વિશ્વાસ હતો પણ "હોઠ બહાર તે કોટ બહાર"ની કહેવતમાં તેવણ બહુ માનવાવાળા હતા. તે બધું તો એકગમ રહયું પણ પોતાની ચહેરે નમુન દીકરી, જેણી પોતાના શરીરનો પગ જેવો અગત્યનો અવયવ હમેશ માટે ખોઇ બેઠી હતી; ને હમેશની લંગડી બની હતી તેથી તેવણની આંખમાના આંસોઓ સુકાતાં નહિ. બીખાઇજીનો જા વખતનો તેરજો દીપેલો દિ.સો "બાઇ મોરા, હાર હશી તો માસ અમસી મેરે આવશે,

પગ આપુને લાકડાનો મુંડાવનાં કોણુ મારેછ, હરવઇ ગઇ તો માથે ધરતી લઇનેજ ફરની છી, ને ફ્રાંજની તો કોઇનું કંઇ માનતીજ નહિ ''વગેરે બધું બોલેલું તેવણુને મન ફ્રોકટ હતું. તેવણુ એકદમ ઘણુાજ ગભીર થઇ ગયા હતા. અને કોઇ સાથ કાંઇ વાત કરતા હતા નહિ. જેવણુ દિવસના દિવસ ઘરની બહાર રહેતા, તેવણુ રોશનીને થયલા અકસમાત પછી મહિનો દિવસ થયા પગ બહાર કાઢયો હતો નહિ. તેવણુ રોશનનો પોશ્યો ધરી, એક કદરવંત માતાની અદાથી બેઠા હતા

નથીમનો પાસો જે અજબ ફાંસમથી ઉલટાઇ પડયો હતો, તેથી રોશની અજબ યતી. મીનુ મોટાફરામ તેને દુઃખમાં ઘણોજ યાદ આવતો. મીનુને જલદી પોતનો ધણી બનાવવાની, અને નરગીશને જલદીથી ખુદાને ત્યાર પહોંચી જવામાજ ડહાપણુ સમાયલું છે, એવી ગણત્રી કરવામાં તેણી સજડ થાપ ખાઇ ગઇ. તે સઘળુ જોઇ જાણીને સમજી, તેણીનું સંકટ વધાનું થઇ પડયું તે પોતાના જીવ સાથ વાત કરતી.—

"અરે મીનુ, કદીબી લંગડી ઓને પોતાની ધણીઆણી કરે ? હું મુઇ, વળી એક મુસલમાન માતાના પેટનું ફરજંદ બસ એટલુંજ જાણતા, એ મારાથી કમકમી દુર જશે. એના મનની વાત હું બરાબર જાણું છું. એ ગમે એવા કંગાળ ઓને પોતાના હાથને હૈયાની માલેક કરશે, પણ તેમાં કશીબી રીતનું હંબગ પસાર થવા દે, તેમાનો એ આદમી નથી. મારા ખુદા, તેં મને કદી વખતસર ચેતવણી આપી નહિ? અરે તેં મને નજીવી, નાની નાની થોકરો ખવાડી અરે રસ્તે મેલી નહિ? મારી આંખ ઉપર ફરી વળેલો અહંકારનો પરદો તેં કોઇબી વખત ઝપાટામાં ઉંચકી નાંખ્યો નહિ. મને તકોબરી, અને હેંકરાઇની વાતાવરણુમાંથી ફુદારા મારના અટકાવી નહિ અરે મારા પરવર, નહિ, નહિ, નહિ તને હું બદનામ કરું છું તેં તો મને હજારો તક, મારી મગરૂરીને તોડવા—મને નમનતાઇનું નીચાણુ કબુલ કરવા—મને સુધારાના શીખર ઉપર ચઢવા— —મને નાચની ખાઇમાં ગબડી પડતી અટકાવવા–તેં તો ઘણીબી તક આપી, પણ મેં મીજાજમાં મરી રહેલીએ, મેં હેંકારમાં અથાઇ રહેલીએ –મેં શીશીઆરીમાં ફુલાઇ રહેલીએ-મેં માલ મીલકતથી મસ્ત બનેલીએ–મેં જર ઝવાહીરમાં જામેલીએ હજારો ઉપકાર માની તે તકોનો લાભ લીધો નહિ. ઓ પરવર ! જો કે પરગજુ બનવાને તેં મને કેટલી બધી સવડતા કરેલી ! પણુ હવે મને સુધારવાજ તેં આ શિક્ષા કરેલી લાગે છે ! કોઇ પણ ચીજ જે મારા ઉપર, મારા સુખના વખતમાં અસર કરી, મને સુધારવા નહિ પામી તે, મને લાગેછ કે મારી આ ભયંકર આંદગી મને શીખવી શકશે. હાય, હાય, રોશન મુનશી હવે હું એક આગલી અપંગ ઘોડેસ્વાર નથી રહી. મારી માનીતી મિત્ર બિજલી અને મારા નીમકહલાલ દોસ્ત " દીલાવર " કેવાં નથી તાઇથી જમીનનાં પેટાંમાં તમો પોઢયાં છો ? અરે ? અરે ! તમારી આ શેઠાણીની ગતી પણુ તમારા માફક કેમ ન થઇ? ઘોડેસ્વારી, હાય! વહાલી ઘોડેસ્વારી, તને છેલ્લી સલામ. આ લંગડી રોશન મુનશી રાઇડીંગની કસરત વગર હવે મુઝાશે. તકદીર, બસ તકદીર નહિ તો બીજું શું ! મારો જોબન છતાં, મારી કાંતી ખુબસુરતી છતાં મારા બાપના પૈસા, તથા ખાનદાન છતાં તેના લાડીવગ છતાં હવે પછી હું એક ખાટલે પડેલી લંગડી રોશન મુનશી બનસ અને મારી સર્વ કારકીરદી ધ્યાનમાં લઇ મારા તરફ કોણુ જોશે! મારા વહાલા પીતાજી, મેં તમોને સુખી રાખવાને કેટલા ઉપાયો કામે લગાડયા હતા ? નહિ, બિલકુલ નહિ. એક નાહ ! મેં કદી દરકારજ તે વીશે કરી હતી નહિ. ઓ કેવું શરમ ભરેલું ! મારા બાદશાહ જેવા

બાવા જેઓ મને એક રાણીની માફક સુખ આપવાનું કરતા, તેવણુનો ઉપકાર મેં કઇ રીતે વાળ્યો ! કોઇ દિવસથી, તેવણ માટે મેં માથાના બે સખુન વાપરયા નથી. અને આજે-આજે તેવણુ મહિનો મહિનો દિવસ થયા મારૂં માથું પકડી બેઠા છે. તેવણુની લાડકી દીકરીના દુઃખમાં તેવણુ દુખી થેયા છે. ગરીબ ગાય જેવાં બીખાઇજી તેવણુ તરફની મારી સતાવણીઓ જબરી હતી, અરે એ દિલસોજ, મા તોલનાં મારાં સગાં તરફથી, હું ચહાતે તો કેવો ઘાડો પ્યાર મેલવી શકતે ! મને કાંય નહિ એ બી માઇજીનીજ હાય નડની હોય ! જે હોય તે મારે તે મુગે મોઢે ;કશા પણ બડબડાટ વગર ખમવુંજ જોઇએ.

"પેલી પરવીઝ કાંગા, ઓ તેને હું મારૂં એક સાધન કરવા માગતી હતી. બીનું મોટા ફરામને હું તેના પ્યારમાં નાખી, છેક છેલ્લી ઘડીએ હું પરવીઝ મારફતે તેને પ્રેમ ઘેલો બનાવા ધારી, છેલ્લે તેને રંજીદા કરવાની પાપી મશુરીઓ કરતી, ત્યાર પછી ફીસટાઇ ગયલા સંજોગો ધ્યાનમાં લઇ, બનારસી નરગીસ તબાકના મહેલ નજદીક આવતાં મોહતથી હરખાઇ હરખાઇ જઇ તે હરખને શાંત પાડવા લાંબે સુધી ઘોડેસ્વારીએ જઇ આવવાની, ઓ સ્વારી દરમાન એકાંત રસ્તાઓ ઉપર, હરખતા ગોટે ગોટાઓ ને ધુળના ધુગારાંઓ ઉડતા કરી, ખુશ સહેરમાં લાન થઇ, હું ઉછળતાં જીગરે જતી હતી તે વખતે તે ખુદાઇ ફટકાની અસરથી, તે મહાનાભીના કરેલા તાકીદના હુકમથી મારો તેજ હરપી, તેજ ધુળના ધુગારાંઓમાં ઉંચે ફરી; એકદમ સમાઇ જઇ, આખર ધુગ બનો ગયો ! હાય—માશા, બગ, અને સૌંદર્ય, મારા મારૂં નાશ પામ્યાં. હવે જો કોઇબી ચીજ, મને આ દુન્યામાં મારી આ લંગડી હાલતમાં મને મદદ કરી શકે તો ફકત, મારા તરફથી બીજાઓ તરફ દેખાડવામાં આવતું પરગજુપણું, નમનતાઇ, ને માયા છે. ઓ ખુદા, મારા આ ઝેહરેકાતીલ સ્વભાવ પર આગ મુક ! મારી ટંકારાઇને સળગાવી દે ! અને અગરબતી જેવી જાતી ભોગ આપનારી બનવાને મને તું બુધ્ધિ આપ જે અગરબતી પોતે જળી જતાં બીજાંને ખુશબો આપે છે.

"અરે દુઃખથી હું સિંહણ એક બારી બની છું, હું એક વાઘણ ગાય બની છું, એક વીછણ, એક નાનાં કુતરીઆં જેવી નરમ થઇ ગઇ છું. ખરેજ હું શાંતીની શોધમાં છું. હું હવે ભલાંઓની દોસ્તી માટે તલપું છું પણ તે બધું હવે મને કોણ આપશે ? હજી નરગીસ આવી નહિ. એને આજે એટલું મોડું કેમ થયું. એના વગર હવે મને એક ઘડી ચાલતું નહિ' પોતાના જીવસે સંબાણ વાત કરી બગાપો કરી, દુઃખથી સુધરી ગયલી રોશનીએ હવે આંખો વીંચી ઉંઘાવાની તજવીજ કરી.

"ચંદર મીનાર" માં કાંઇ અજબ નાટક થયું હતુ. રોશનને પાલખીમાંથી બિછાને લાવી નાંખવામાં આવી હતી, તેજ વખતથી નરગીસ તબાકની હાલત સુધરવા માંડી હતી અને ત્યારપછીના બાર દિવસમાં પલંગ ઉપરથી ઉઠી રોશન આગળ જઇ શકી હતી. આ તેના શરીરમાં થયલા અચબુંબ ફેરફારથી ડાકટર પણ હેરત થયો હતો.

પોતાના ગાલને હાથ ઉપરના મોટા દાઘ જોઇ, દુઃખથી તે દુઃખો ઝારઝાર રડી, પણ બીખાઇજીનો દિલાસો તેણી માટે તેયારજ હતો. નરગીસ તબાકના મનમોહન ખાસાંથી, ઘરમાના દરેક નોકર ચાકર વગેરેનો પણ દયા ઉશકેરી શકી હતી.

(અપુર.)

# કોણ સરસ ?

## (એક ટુંકી વાર્તા)

લખનાર–દીનાં (નાગપુર)

તે કુશાદે બંગલાનાં એક ઓરડાની સીલીંગ ઉપર અજવાળુ જોઇ જોકે હેરયત જાગૃત થઇ બીછાના ઉપર ખડો બેઠો. તે રોશની તેનો બાપ હેરયત કે જે એક દીવસ આગમજ લંડન ખાતે ઉપડી ગયો હતો તેનાં "સ્ટડી" રૂમમાંથી પ્રકાશતી હતી.

તે બુઝોરગ પીતાએ પોતાનાં તે બાર વરસના બાળકને ઘર છોડની વેળાએ તેને ચીતાવ્યો હતો, જે કાંઇ પણ બીહવા જેવું નથી પણ હું મારો સ્ટડી રૂમ સલામતીને ખાતર બંધ કરી જાઉ છું. જનરલ હેરયત તે સમયમાં દેશનાં ભલામાં આગેવાની ભર્યો ભાગ ભજવતો હતો અને તે બાળક બેરો સારી રવેસે જાણતો હતો જે તેનાં અગત્યના દસતાવેજો તે રૂમમાં બંધ હતા.

જયારે તે જાગૃત થયો ત્યારે રાતના ત્રણનો અમલ હતો અને તે રૂમમાં કોઇનો સંસારો માલમ પડતો હતો.

તે આદમ બીછાનામાંથી ઉઠ્યો ને એક પલ વીચાર કરતો થોભ્યો, જે ખરેખર તે ઓરડામાં કોઇ હોય તો તે કેમ તેઓની સામે થશે-એમ વીચાર કરતો તે સડસડાન ધીમેથી દાદર ઉતરી ગયો, અને તેના બાપનાં સ્ટડી રૂમનાં ઓરડામાં તેણે શું જોયું ! તે ઓરડામા બે માણસો ઝડપથી શોધ ચલાવતા અને સઘળા દસ્તાવેજો એની રીતે વેર વીખેર પડેલા હતા, કે જેથી તે ચતુર બાળક તુરત સમજી ગયું જે તે વાકીત માણસો તેનાં બાપનાં દસ્તાવેજો માટે ખાસ અવેલા હોવા જોઇએ. પણ હજુર તે કાંઈ વધુ વીચાર કરે–તે આગમચ ત્યાં અંધારૂ પથરાઇ રહયું અને તે ઓરડાની બારીમાંથી તેણે તેઓને બાહાર આવતા દીઠા અને તુરત તે પોતાનાં બચાવ અર્થે દીવાલની ઓથે ઉભો. પણ તેણે પોતાનો બચાવ મોડો કીધો હતો, કારણ ને બેમાનાં એકે તેને જોયો હતો અને જેવા તેઓ બહાર આવ્યા કે એકે તેને બગલીમાંથી પકડી બહાર ખેંચી કહાડયો અને પોતાની ભાષામાં તે કાંઇ બડબડયો. એકે પછી તે બાળકને ઇંગ્લીશમાં કહયું જે "હમો તને સાથે લઇ જઇએ છીએ."

જોકે કાંઇ બોલ્યો નહીં, પણ મુગો મુગો તેઓ સાથે ચાલુ મુકયું થોડું ચાલ્યા ન હશે કે તેઓ એક મોટરકાર ઉભી હતી ત્યાં થોભ્યા કે જેની ઉપર C. H. M S. એવા અક્ષરો લખેલા હતા. તેઓ તે બાળકને લઇ અંદર બેઠા કે પછી ઝડપમાં ચાલુ મુકયું. રસ્તામાં તે બાળકને આજુબાજુ નજર ફેંકતો જોઇ એકે તેને કહયું "જો બુમ પાડી કોઇનું બી ધ્યાન ખેંચવાની હિમ્મત કરતો ના" પણ તે ચતુર બાળક પણ સારી રવેસે સમજતું હતું જે એવી કંઇ બી હીલચાલ કરવી ફોકટ હતી કારણ તે કાર ઘણી ઝડપે જતી હતી, અને તે ઉપરાંત તે બાળકને ધિરજ હતી જે જ્યાં વેર તે તેઓની સાથે ચુપકીદી અખત્યાર કરી રહેશે ત્યાં વેર તેનાં બાપનાં દસ્તાવેજો જે તેઓ પાસે હતા તે સલામત રહેશે.

એમ આખી રાત મુસાફરી કીધા પછી સવારના તેઓ ન્યુકાસલ આવી પુગ્યા અને

કાર એક બાજુ ઉભી કરી તેઓ એક હોટેલમાં નાસ્તો લેવા ગયા. તે હોટલમાં દાખલ થવા આગમજ પેલા એક શખ્સે કે જેને" કાર" માં પણ તે નિર્દોષ બાળકને ધધરાવનારું કહ્યું હતું તેણે તે બાળકને એક વીંટી કે જે તેનાં આંગળાં ઉપર હતી તે બતાવી કહ્યું જે તે કાંઇપણ કોઇને તેની હાલત વિષે ચેતાવશે તો તે તુરત પેથી વીંટી કે જે ઝેરી હતી તે તેનાં શરીર પર દાબી તેને મારી નાખશે. અને હજી પણ તે નિર્દોષ અને હિમ્મતવાન બાળકે ચુપકીદી પકડી. હોટલમાં તેઓ સાથે નાસ્તો લેવા બેઠો. તે શખ્સો તેઓની વાતમાં મશગુલ હતા જ્યારે જોર્ડ પણ આસ પાસ નજર ફેંકતો તેઓની બાજુમાં બેઠો હતો. એમ કરતાં તેની નજર ત્યાં એક બીજા ઉંચાં પાતળા આસામી ઉપર પડી કે જે દેખાવે એક સોલજર જેવો લાગતો હતો. તે ચાલાક બાળકને એક વિચાર સુઝ્યો. તે ટકોરા મારી વાતચીત કરી જાણતો હતો—કે જેને Morse Code કરી કહે છે.

તે મુજબ પોતાનાં ચમચા વતી કાંઇ ચોકા માર્યા—

"તમો સમજી શકો છો ?" તેણે પુછ્યું. અને તે સંદેશા માટે થોડીકપળ થોભ્યો—ગોયા તે આસામી સમજતો ન હોય. પણ એકાએક તેણે આંગળીઓ મારી—

"હા, મારી મદદ જોઇએ છે?." તેણે પુછ્યું.

"મદદ" — તે બાળક ગોયા બેદરકારીથી ટકોરા મારતો ગયો.

"મારા બાપ–જનરલ હેરમત. અને આ માણસોએ તેમનાં દસ્તાવેજો ચોર્યા છે. કોણ જાણે તેઓ મને ક્યાં લઇ જાય છે જો——" પણ હજી તે પુરૂ કરે તે આગમચ તે શખ્સોએ અચાનક જોઇ તેનાં તરફ ગુસ્સામાં જોયું. જાણે તે ચમચો અફાડી તે તેઓને ચીડવતો હોય તેમ કરવા લાગ્યો કે એકે તે ચમચો દુર ઉપાડી નાંખ્યો,

"કમબખ્ત કાંઇ સીગનલ કરે છે"— તેઓમાંના એકે ઝનુનથી કહ્યું "ખબરદાર "!. પણ જોર્ડે જોશમાં કુદી પડયો અને ટેબલ વિગેરે ઉથલાવતાં ઓરડાને નાકે જઇ ઉભો. જ્યારે પેલા સોલજરે ધીમેથી બારણું બંધ કર્યું અને તેઓની સામે પીસ્તોલ ધરી ઉભો. "એક પણ પગલું આગળ ભરશો તો તમારો જાન જશે "—અને બેઉ ખુણામાં દબાતા તે ઝનૂન હથિઆરથી બીકાતા ઉભા.

જ્યારે જનરલ હેરમત પાછા ફર્યો ત્યારે તે બે શખ્સોને તવંગર જર્મન તરીકે ઓળખ્યા— જેઓએ ઘણાં અગત્યનાં લડાઇનાં દસ્તાવેજોના હુશયારીથી ચોરી કીધી હતી, અને જો તે નાના બાળકે ચાલાકી વાપરી ન હતે તો તે દુશ્મનોનાં હાથમાં જઇ પડતે.

નાનો જોર્ડે ખુશીથી ઉછળતો હતો, જ્યારે તેના બાપે તેનો ઉપકાર માન્યો "ઘણી વેળા મને લાગ્યું કે તું ખરેખર હુશયાર છે" તેણે કહ્યું "હું એવો જોખમ બેદના માટે ગધેડો હતો. જ્યારે આજે હું સૌ કરતાં મગરૂર બાપ છું."

---

## સુખી સ્વપનો

"કેમ આજે તું કંઇ ઘણી મેજમાં છે સુના !" પીલાંએ પુછ્યું. "કોઇને જાળમાં સપડાવ્યો કે શું !"

"અરે નહી રે. અમુને તો તાચકમક પરીછ" સુના બોલી," પણ હું એની સામે લગનનો કેસ તોડવા સારૂં ફરમાદી માંડયા તેમાં મોટી રકમ મળશે તેના ખુશ ખ્યાલમાં છેઉ!"

(ચોસન)

# "સિનેમાનું સંકટ"

## ચાને

### "પ્યારની ચાર આંખ"

---

લખનાર "હુરમીસ"

"મેરી! વહાલી દીકરી! મેં તુને વારંવાર કહ્યું, જે ત્હારો અભ્યાસ કરી, તું માસતર પીટરને વીદાય કરવા, તેમની પાછળ બાગમાં ના જા!" માતાએ કહ્યું."

કાંય માયજી! માહરા વહાલા શિક્ષક, કાંય જેવાતેવા શિક્ષક નથી, એવનના રૂડા શિક્ષણથી મને ઘણીજ ઉંડી શિક્ષણ મલી છે"–મેરીએ દઇ જવાબ વાલ્યો.

"તે ગમે તે હોય! પણ તારા બાપ, જેનનું મને ઘડી ઘડી કહેવું છે!" માતાએ કહ્યું.

"મારા પીતાજી એવું મનમાં જે લાવતા શિખ્યા છે તેમાં એવનનો વાંક જરાપણ ન કહેવાય! પણ એવનના ખેરખાહ મિત્ર મી. મેકનઝીનો કહેવાય!" મેરીએ જવાબ દીધો.

"કાંય! તેરનને કાંય બદનામ કહે છે, બીચારા કેવા ભોળા, અને રાંક" માતાએ કહ્યું.

"સરોવરના શાંન્ત પાણીની તળેટીએ શું હોય છે તે આપણે જાણતા નથી. નિભંર સુનેલા ઓને ધરતીકંપનો આંચકો અચાનક લાગશે, એ મુએ ખબર હોતુ નથી. તમે પોતાની મેસેજ જોયા! હું એટલુંજ વહાલી માતા તમોને કહું છું જે હું કદી એવું કામ કરિશ નહી કે જેમાં મારા માન પીનાએ કોઇને કહેવું પડે"! મેરીએ જવાબ દીધો.

"ગઇ કાલેજ તારા પીતાએ તને માસ્તરના કોટને ગુલાબથી શંગારતા જોયા?" માતા બોલી.

"ત્યારે તો પિતાજીએ જાણવુંજ જોઇએ કે ગુલાબના શણગારમાં સજ થાયે તે મહરથ કેવો હોવો જોઇએ." મેરીએ જવાબ દીધો.

આ વાતને ઘણો વખત વહી ગયો. જે અર સામાં મી. મેકન્ઝીની કાનાસોરીથી, મી. જોનનો વસવસો પોતાની દીકરી ઉપર વધતોજ ચાલ્યો કારણ કે "મેકનઝી, મેરીને ચાહતો હતો, પણ ચિચોડા સારા હતા," અને મી. જોન જરા લાલુચમાં લલચાયા હતા.

મી. મીકેન્ઝીએ એક ચોકઠું માંડ્યું, જેમાં એવી મતલબ હતી કે, મેરીના માસ્તર મી. પીટરની ચાલની કાંઇ સેવડી કરવી અને તેને બદનામનો બનાવવો.

રાબેતા પ્રમાણે તેઓ જે ઓરડામાં રટડી કરતા હતા, અને રટડી ઉપરથી કાઇ૯" ડીલી ડાલી" ચાલતી હતી (કારણ તેઓ પ્યારથી ખરેજ બંધાયા હતા) તેવામાં ચકોર પીટરના કાનમાં "કરરરરરરર" અવાજ આવ્યો તે સમજી ગયો અને મેરીને કહ્યું–" વહાલી, અવાજ સમજે છે કે!–(તેણીએ અમારનથી ના પાડ્યું)–આપણા કામને સીનેમેનોમાંઢ લેવાયો છે, અને લેવાય

છે. ( મેરી ગભરાઇ ગઇ) ના ડીયર ગભરાતી ના ! હું એનો રસ્તો કરીશ.

મી. મીકેનઝી ખરું કહો તો સીનેમેતેગ્રાફની ફીલમ ઉતારી ગયા. તેવને નાના સેન્સને તદબીરથી બાકોરામાં ગોઠવ્યો હતો. અને પોતાના કામમાં લાવ્યા હતા. સેવન ફીલમ ઉતારી, તેને (ડેવલપ) યાને દવામાં ધોઇ, તેને દેખાડવા જેવી હાલતમા બનાવવા ખાતર, એક જાણીતા, સીનેમાના આર્ટીસ્ટ પાસે લઇ ગયા, અને સઘળો ખર્ચ આપી, તે ઘણીજ સરસ રીતે ધોઇ, ઉતારવા આપી આવ્યા.

જ્યારે આ વાત બનતી હતી, તેટલા વાડીમાં બીજો સીનેમાં તેજ સાંજે કોઇનાથી જોવામાં આવ્યા વગર લેવાયો. એ પ્રિય વાંચક ધ્યાન રાખજેને

અંધીરા છુવના મી. મીકેનઝીએ, આર્ટીસ્ટે જે ફીલમ તૈયાર કરી આપી, તેને જરાબી વધારે લાંબો વખત ન રાખતા, તરતજ દેખાડી દેવાની તૈયારી કીધી.

મી૦ જોનના ઘરમાં એક નાની પાર્ટી, નજદીકના સ્નેહીઓને તેમાં ભાગ લેવા બોલાવ્યા હતા.

મી૦ પીટરને પણ બોલાવવામાં આવ્યા, પણ ફીલમ ચલાવવાની અગાઉ, મી૦ પીટરને મી૦ જોને સ્વાલ કીધા કે, " તેઓએ કાંઇબી, મેરી સાથે, છુટ લીધી હતી કે નહી ? જો એ ખાલેસ દીલથી એકરાર કરવામાં આવે, તો મી૦ પીટરને માફી મલે !"

મેરી તેમજ મી૦ પીટર, આ સાંભલી હસ્યા, અને જવાબ દીધો કે " એવું બોલવા માટે મી૦ જોનને શું કારણ મળ્યું ! "

" તે તમો હવે જોશો ' મી૦ જોન છેડાયા. "ચાલો મી૦ મીકેનઝી, તમારૂં મશીન ચલાવો!"

નાના સફેદ કેનવાસના સમચોરસ ટુકડા ઉપર સીનેમા શરૂ થયો-પ્રથમ બાગનો દેખાવ નજરે પડયો-પછી મેરી બાગમાં આવતી જણાઇ. તેણી આવીને બાંક પર બેઠી-ચોપડી વાંચતી હતી- તેવામાં મી૦ મેકેનઝી આવ્યો-મેરીની પડોશમાં ગયો -હસીને સલામ કીધી-શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો-પણ મેરીએ કહ્યું જોવું હો યજ નહી તેમ કીધું મીકેનઝી છેડાયો-(ગરીબ બી ચારો મીકેનઝી એવો તો દીગમુઢ બન્યો કે ફીલમ અટકાવવાનું ભાન રાખ્યું નહી.)

પણ ફીલમમાં ત્યાર પછી આવેલી રંગત, એવીતો હતી, કે તે ગુસ્સાથી ચરાડયો 'કાવત્રુ'.

પણ ફીલમ જોવા, આવનારના મનમા ઓર વિચાર આવ્યો. તેઓ જોઇને ધુમ હસવા લાગ્યા. પણ મેરીના માત પીતાનો ગુસ્સો રહયો નહી. તેઓ મી. મીકેનઝી ઉપર ખુબ ખખાળ્યા, અને તેવનને આખ્ખી ફીલમ દેખાડવા, અથવા ફેરવવા, ફરજ પાડી જે સઘળી જોતા, જોનારો માં ભારે ખુશાલી તથા હુરેરેના પુકારો થયા.

વાંચનાર ! તું ચેતી ગયો હશે.? ફીલમમાં આપણે સાભલી આવ્યા તેમ મી. મીકેનઝીને મેરીનો શેકહેન્ડમા હાથ ન મળતા, ઉસ્કેરાત પેદા થયો અને તેવન મેરી ઉપર તાણુ જાણી, પછી ધાક ધમકી, પછી અંગ ઉપર ધસી તેણીને, બાથમાંથી પકડી, અપમાન કરવા જતા હતા તેટલાં મી. પીટર દોડી આવ્યો. મી મીકેનઝીને પકડી નિચે નાખ્યો. અને ત્યારેજ મીકેનઝીને જાણે ભાન આવ્યું હોય ! તેમ ઉઠી માફ માગવા પડયો. તેને મેરીએ શેકહેન્ડ કરી વિદાય કીધો. અને ઉસકેરાયલી મેરી બાંક ઉપર-દમ લેવા બેઠી, જ્યારે મી. પીટર મણીજ માનતી અદાથી ઉભો રહયો.

આ સઘળી રંગત સીનેમામાં સઘલા જોઇ વળ્યા બીચારો મીકેનઝી પાણી પાણી થઇ રડવા થઇ, બહાર પડયો. અને કોઇના પ્યારની વચ્ચે કદી ન આવવાનો કસદ કીધો.

જ્યારે થોડા દીવસ ગયા પછી માતપીતાની ભારે ખુશાલી વચ્ચે તેઓની દીકરી મીસીસ પીટર થઇ.

જ્યારે લગનના પવિત્ર ગાંઠથી જોડાયા, ત્યારે મી. પીટરે ખરી હકીકત કહી સંભળાવી! જેથી કશો ઉપાય રહયો નહી.

"હા પણ ત્યારે, પીટર, તમોએ એક ગંભીર ચોકડું કીધું." મી. જેન લમાર કરડા થઇ બોલ્યા

"નહીજી–ફીલમ લેવાનો મી. મીકેનઝીનો હલો "ટેસ્ટ" કહેવાય! જ્યારે મ્હારી ફીલમે નાદર "ટેસ્ટ"થી નાદર રંગત દેખાડી હતી? સબળાંઓની હસી વચ્ચે વખત પસાર થયો.

મી. પીટર સીનેમાનુ કામ સરસ જાણતો હતો, તેણે જે ફીલમ આપણે સાંભલી ગયા તે તેણે ઉપજાવી હતી. અને આબાદ મી. મીકેનઝી ના કપડામા બનાવટી મીકેનઝી ઉભો કીધો હતો. અને ખુદ ફીલમ જ્યારે ધોવાઇ તૈયાર થવા ગઇ હતી, ત્યાંજ તે ધોવાઇ તેની આગમજ, પોતાની ફીલમનો બોક્ષ મુકવામાં આવ્યો હતો. જે ફર્મના માલેક સાથે મી. પીટરને ધાડો સંબંધ હતો. એ રીતે મી. પીટરનુ કામ સરંજામ થયું હતું–પણ આપણને વીચાર આવે છે કે એ કામ ખોટું થયું? પણ પાછો જવાબ મળે છે કે "પ્યાર મારેની હરીફાઇમાં સબળાં હરો પ્યારાંઓને સ્વાધિન છે"!

---

"તેં પેલા સોરાબ પર લગનનો કોલ તોડવાની ફરયાદી માંડી તેમાં તું જીતી ને તુંને આખી રકમ મળી ખરી કે પીલાં !."

"હા. હું મારા વકીલ સાથેજ પરણી ગઇ!"

### ઠોકર લાગી હોશે!

કુમી.–જ્યારી જાંગશો મને જોતા વારજ મારા પગ આમળ પડયો!

કેટી.–અરેરે હજુર તુને લાંબા પગ કરીને બેસવાની આદત ગઇ નહી? બચારાને તારા પગની આંટી લાગી હોસી.!

### શાની જરૂર વધારે છે?

બાઇ–(નોકરીના ઉમેદવારને) મને તો એક એવું માણુસ જોઇએછે કે જે હું કહું તેમ કરે. બડબરાટ કરો કરે નહી. સામણું બોલે નહી–ને બસ–"

"બાઇજી, તાહરે તો તમુને એક તાબેદાર ધણીની ધણી જરૂર છેજી!" ઉમેદવારે એટલું કહીને ચાલતી પકડી.

### બહેશતમાં જશો કે દોજખમા?

વેણીલાલ મહેતાજીએ છોકરાઓને બહેસ્ત અને દોજખ"ની સમજણ આપી. પાએક કલાક સુધી માથાફોડણ કર્યા પછી તેવણે છોકરાઓને પુછ્યું.

"હવે જે છોકરાઓ બહેસ્તમાં જવા માગતા હોય તેઓ ઉભા થાય!"

જેમી નામના એક છોકરા સીવાય બધા ઉભા થયા.

"કેમ અલ્યા જેમી તારે શું બહેશતમાં નથી જવું"

"નહિ સાહેબ"?

"હાંય, નહિ કાંય!"

"તો સાહેબ આય બધા છોકરાઓ હયાં મને ખુબ મારેછ ને હેરાન કરે છે, તો ત્યાં એ લોક બધાઓ મારી સાથે આવે તો તાંહબી મને હેરાન કરે. એ લોક તાંહ જવાના હોય તો મારે એ લોક સાથે નથી જવું"

(સોલન)

# જર્મન જાસુસ.

## ( જર્મનીની ભેદી હીલચાલનો એક સફો. )

## ઈંગ્લાંડમાં જર્મન કાવત્રાં

( ગુલશન માટે ખાસ )

### બે બોલ.

આજ વર્ષો થયાં જર્મની યુરોપમાં એક મોટી લડાઇ જગાડી પોતાનાં બળનું સર્વોપરીપણું બતાવવા વલખાં મારી રહ્યું હતું તે જાણીતી વાત છે. ઉગ્રી ફ્રાન્સ વિરૂધ્ધની લડાઇ પછી ફ્રાન્સ અને રશિયાને સદરબદર કચડી નાંખવા તે અધીરાઇથી કોશેશો કરી રહ્યું. જાપાન વિરૂધ્ધ રશિયાની લડાઇમાં રશિયાની શક્તિ જણાઇ આવતાં આવતી તકનો લાભ લેવા તેને વધુ ગમતું હતું કેમકે સુલેહ પછી રશિયાએ પોતાની ગુમ થયલી કીર્તિ પાછી પ્રકાશિત કરવા જબરાં પગલાં ભરવા માંડયાં હતાં. ઓસ્ત્રીઆ અને ઇટલીને જર્મનીએ પોતાના પક્ષમાં લીધેલાં હોવાથી ફ્રાન્સ અને રશિયાને કચડી નાંખતાં તેને સહજ પણ વિલંબ લાગે તેમ ન હતું. દુન્યામાં પોતાની નામનાનો ડંકો વગડાવી એક મહાન શાહનશાહત સ્થાપવાની જર્મની અને તેના હાલના શાહનશાહ વીલીઅમ પંચમાની ઉમીદ હતી પણ તે ઉમીદોમાં સૌથી મોટી નડતર બ્રિટિશોની હતી. બ્રિટિશોની કીર્તિ, બ્રિટિશોની જાહોજલાલી તથા દુનેહ જર્મની અદેખાઇથી બળી મારતું હતું. કોઇ પણ કારણે તે બ્રિટિશ શાહનશાહતને કચડી નાંખવા આતુર હતું. ફ્રાન્સ અને રશિયાને તાબે કરી ઇંગ્લાંડ પર હુમલો કરવાની જર્મનીની ધારણા હતી. અંગ્રેજો તરફ જર્મનોનો એટલો કહેર હતો કે નિશાળમાં જતાં બાળકોને વટીક શરૂઆતથી તેવું જ્ઞાન આપવામાં આવતું હતું.

નજદીકના ભવિષ્યમાં ઇંગ્લાંડ પર હુમલો કરતી વખતે પોતાની હીલચાલોને કદી ખી અલવલ ન આવે તે માટે જર્મનીએ પોતાના જાસુસોની ફોજને ફોજ ગ્રેટ બ્રિટનમાં છોડી મુકી હતી. ધારવા મુજબ આ સંખ્યા પાંચ હજારની હતી. આ જાસુસો જેઓ જે તે ઠેકાણે વસવાટ ક-

રી રહેતા હતા તેમને જે તે જગ્યાનો ભેદ પાતો હુમલા વખતે જોઈતી સામગ્રીઓની દરેક માહીતી મેળવી આપવાનું કામ સોંપવામાં આવતું હતું. આ જાસુસોની દેખરેખ 'ઇન્સપેક્ટરો' રાખતા હતા જેઓ દર માસે તેમની મુલાકાત લઈ તેમનું કામ સોંપતા, તેમના રીપોર્ટ લેતા અને તેમને માસિક પગાર આપતા હતા. આ પગાર માસીક રૂપિયા દોઢસોથી પાંચસેનો હતો. જેવો જેવો જાસુસ તેવો તેવો તેનો પગાર હતો. જાસુસ તરીકે સ્ત્રીઓ પણ મોટી સંખ્યામાં કામ કરતી હતી.

આ જાસુસો ખાસ કરીને જર્મનો તો હતાજ નહિ. તેઓ જર્મન ઉપરાંત બેલ્જીઅન, સ્વીસ અથવા ફ્રેંચો હતા અને જૂદા જૂદા ધંધાને લગતા હતા. દરેક જાસુસને નંબર આપવામાં આવતું હતું અને તે પોતાના નંબરથી ઓળખાતો હતો. દર ૭ માસે જર્મન છુપી પોલીસનો વડો જેના હાથમાં આ ખાતું હતું તે દરેક રિપોર્ટ તપાસતો હતો અને જે જે જાસુસ તરફથી અગત્યની ખબરો મળતી તે તેના પગારમાં જોઈતો વધારો કરી આપતો હતો. આ લાલચે જીવતોડ મહેનત થતી હતી.

ઇંગ્લાંડનાં જાસુસોના વડા તરીકે એક જર્મન કામ કરતો હતો કે જે પોતે ઇન્સપેક્ટરોને ચોક્કસ હુકમો આપતો હતો અને ઇન્સપેક્ટરો જાસુસોને ખબર આપતા કે જેઓ આખા દેશમાં ફરી વળેલા હતા.

ઇંગ્લાંડ છૂટાપણાનો હિમાયતી હોવાથી આ જાસુસોને દરેક ફાવત મળી જતી હતી. તેઓ ધમધોકાર સાહુકારીથી પોતાનું કામ કરતા હતા. ધીમે ધીમે આ જર્મન ઝેર તરફ ઇંગ્લાંડનું ધ્યાન ખેંચાયું અને જર્મની ઇંગ્લાંડ તરફ કેવી નજરે જોતું હતું તે જાહેરની વાત થઈ પડી હતી. છતાં ઇંગ્લાંડ જર્મન જાસુસો પર કશો પણ અટકાવ નાખી શક્યું હતું નહિ. અને તેનો લાભ જર્મન જાસુસોએ ખૂબ લીધો. બ્રિટિશ દરિયાઈ સર્વોપરી સત્તાને ધોક્કો લગાડવા જર્મનીએ પોતાનો કાફલો વાહોમ વધાર્યું ગયું. ઈ. સ. ૧૯૦૮ના અક્ટોબરની તા૦ ૨૮ મી એ જર્મન કેઝર, શાહનશાહ વીલીઅમે ખુલ્લું જાહેર કર્યું કે "મારી પ્રજાના મધ્યમ અને ગરીબ વર્ગમાં ઇંગ્લાંડ માટે મિત્રાચારી ભારી લાગણી નથી એ ઉઘાડ વાત છે." છતાં જર્મની ઇંગ્લાંડ સામે કશું કરી શક્યું નહિ. તેણે કાવાદાવા ભરી રાજનીતિ ચાલુ કરી અને પવિત્ર વચનો અને કોલકરારો કરી તક મળતાં પગે ચમદી નાખવાનો ઠરાવ કર્યો. જર્મન કાફલાને વાહોમ વધતો જોઈ જ્યારે પોકાર ઉઠયો ત્યારે બ્રિટિશ, પરદેશ ખાતાંના વજીર, સર એડવર્ડ ગ્રેને ઈ. સ. ૧૯૧૫ના માર્ચની તા૦ ૨૯ મીએ આમની સભામાં કબુલ કરવાની ફરજ પડી હતી કેઃ—

"જર્મનીએ જે નવીન રાજનીતિ અખત્યાર કરી છે તેથી મામલો સદંતર બદલાઈ ગયો છે. આ નવી ગોઠવણ સંપૂર્ણ થતાં આપના કિનારા નજદીક જર્મની તેત્રીસ નવી ડ્રેડનોટો નો કાફલો તૈયાર કરી શકશે કે જેથી દુન્યાના કોઈ પણ કાફલાથી બળવાન થઈ પડયા વિના રહેશેજ નહિ. આ નવી પધ્ધતથી આપણા કાફલામાં જોઈતા સુધારા વધારા કરી તેને, નવી ટબ પર મુકવાની આપણી ફરજ છે......' આ ઉપરાંત તેમણે જણાવ્યું કે,

આપણને મોઢેથી પણ ચોક્કસપણે જણાવવામાં આવ્યું છે કે જરમની પોતાના કાફલાના બધારણમાં મોટો વધારો કરશે નહિ. ૧૯૧૨ ની આખેરી સુધીમાં તેર ડ્રેડનોટો કરૂઝરો સુધ્ધાંથી વધુ તે તૈયાર કરશે નહિ."

પણ તેજ દિવસે જર્મન પાર્લામેંટ પરદેશ ખાતાના વજીર પ્રીન્સ બ્યુલોએ તથી કેસરોજ ખોલાસો કરતાં જણાવ્યું કે,

"ગ્રેટ બ્રિટને સજ્જ્ઞા થઈ આવવાને જર્મન સરકારને પુરતું કારણ આપ્યું નથી. દરિયાઈ કાફલામાં વધારો નહિ કરવાના સવાલમાં બંધાઈ જવાનું જર્મન સરકાર માટે અશક્ય છે. એ એક રાજદ્વારી સવાલ છે."

છેલ્લી બોઅર લડાઈ વખતે જર્મન કયસરે બોઅરોની પ્રશંસા કરનારો તાર પ્રેસીડેંટ ક્રુગર પર મોકલ્યો હતો. તે વખતે તો તે જર્મન કેઝરના ખાલી ફાંફા તરીકે જણાવવામાં આવ્યો હતો પણ પાછળથી પ્રીન્સ બ્યુલોએ જર્મન રાજસભામાં કબુલ્યું હતું કે આ તાર કાંઈ જર્મન કેઝરના ફાંફાનું પરિણામ ન હતું પણ તે તો જરમન રાજનીતિનું પરિણામ હતું.

ધીમી ધીમે ઈંગ્લાંડનું ધ્યાન જર્મન જાસુસો તરફ ખેંચાયું અને આ "મરકી" નો ઉપદ્રવ અટકાવ કરવા સરકારનું ધ્યાન ખેંચવામાં આવ્યું પણ સરકારે તેની દરકાર કરી નહિ. મી૦ વીલીઅમ લીકવે-નામના જાણીતા લેખકે "૧૯૧૦ માં ઈંગ્લાંડ પર હુમલો" એ નામની વાર્તા પ્રગટ કરી જર્મન તૈયારીને ઈંગ્લાંડની ઢીલનો રસીક ચિતાર દોર્યો ત્યારે તે બાપડાને સરકારે ખાલી ધાસ્તી કરાવનારો લેખ્યો પણ જ્યારે જર્મન જાસુસોની એક પછી એક વિગતો જાહેરાત પામી ત્યારે સરકારની હાલત છછુંદર ગળેલા સાંપના જેવી થઈ પડી. ૧૯૧૪ માં ભડકો ફુટ્યો અને જર્મનીએ પોતાની નેમ પાર પાડવા નજીવું બહાનું કાઢી ફ્રાન્સ અને રશિયા સામે લડાઈ જાહેર કરી. બેલ્જીઅમનાં રક્ષણ અર્થે ગ્રેટબ્રિટનને આ લડાઈમાં ઝીપલાવવું પડ્યું અને ત્યારે જર્મનો ખરા રંગ રૂપમાં દુન્યાની સમક્ષ જાહેર થયા છે.

આ લડાઈ હજી પૂર ઝનુનમાં ચાલે છે, જો કે જર્મન ઉમેદોને મોટો ફટકો પડ્યો છે અને છેવટમાં જર્મન પરાજય ખુલ્લો છે છતાં જર્મન કાવાદાવા કેવા પ્રકારના હતા તે આ લડાઈએ ખુલ્લી રીતે જાહેર થયા છે. બ્રિટનના બાળી બાળે ખોટી ગણત્રી જર્મનીએ કરી હતી. ઘરી બખેગથી બ્રિટનની જ્યારે સંસ્થાનો આવ્યાં અને આ લડાઈનો જીરજાન હાલ ગ્રેટબ્રિટન થઈ પડ્યું છે. પૈસા અને દારૂ ગોળાની મદદ ગ્રેટ બ્રિટન પોતાનાં મદદગાર રાજ્યોને કરે છે અને પોતાનાં બળવાન લશ્કર વડે જર્મનોને ફાવતાં દરેક ઠેકાણેથી અટકાવે છે. હવે મિત્ર રાજ્યો જર્મની તરફ ધસશે, અને તે વખતે લડાઈનો ખરો રંગ જામશે. જર્મની પોતાના ઘસારાથી થાકી ગયું છે; જર્મન પ્રજાને જે આશા આપવામાં આવી હતી તે ભ્રષ્ટ થઈ છે એટલે તે સુલેહના વલખાં મારવા મંડ્યું છે. વે મિત્ર રાજ્યો ને છુટાં પડી સુલેહ કરવા સમજાવે છે પણ દુન્યામાં વધુ વાર જર્મન જુલ્હાપીનો દોર ન ચલાવવા મિત્ર રાજ્યોએ કસદ કર્યો છે અને તેથી જર્મન દોર તુટશે નહિ અને ફરેસ્તાના સાહવામાં રહી શયનનિક ક્રમ કરતા જર્મનો સદર બહાર કયડાશે નહિ ત્યાં તુલીક સુલેહ થશે નહિ. પરમાત્મા બ્રિટન અને તેનાં મદદગાર રાજ્યોને દરેક ફત્તેહ આપો.

એ બોલ તરીકે હું ધારું છું તેમ પુરતી વિગત આપવામાં આવી છે. દરેક અંકમાં એકેક સંપૂર્ણ વાર્તા પ્રગટ થશે અને તેમાં જર્મન જાસુસો ઈંગ્લાંડમાં કેવા કેવા પ્રપંચો કરે છે તેનો ચિતાર રજુ કરવામાં આવશે. વિગતો કાંઈ અલ્લાઈ ટપ્પેની નથી. તે બધી ખરાં બનાવો પરથી લેવામાં આવી છે. મને દરેક આશા છે કે હાલમાં હિંદમાં સંપૂર્ણ વફાદારીનો રોહ જોશબંધ વહે છે તેવ વખતમાં દુશ્મનોના કાવાદાવાને લગતી આ વિગતો હોંશથી વંચાશે. જર્મની જેણે પોતાના સુધારા અને કેળવણીથી પોતાનું નામ મશહુર કર્યું હતું તે કેવું તકલદી હતું તે આ વિગતો ખુલ્લું કરી આપશે. વધુ ન લંબાવતાં હું અત્રે થોભી મારી પહેલી વાર્તા પર ઉતરીશ.

ની ગપ્પાં મારનારો હતો; તેમ છતાં તે ઉત્સાહી હતો અને અજબ ખંતીલો હતો. બાપની લાગવગથી તે ફરીથી થનારાં ઇલેક્શનમાં મેમ્બર તરીકે નીકળનાર હતો પણ તે પહેલાં જર્મન જાસુસોના સવાલે તેનું ગંભીર લક્ષ ખેંચ્યું અને પોતાના પીતાની વિગતોને ખરી ઠેરવી આપવા તેણે કસમ લીધા. જર્મન જાસુસો જે ધમધોકાર કામ કરી રહ્યા હતા તેમને કોઇ પણ કિંમતે ગુંચવાડામાં નાંખી દેવાનું તેણે તમારા સેવક સાથે બીડું ઝડપ્યું અને તેનું શું પરિણામ આવ્યું હશે તે જાણવાનું હું મારા વાંચક વર્ગ પરજ છોડીશ.

— માયલ ડોકયાર્ડની દક્ષણે. પાયદળ લશ્કર માટે સંતાવાની જગ્યા... મશીન તોપો ખુણે ખુણે...ખાઇની નીચે લોખંડની મોટી જાળી.

જી (નિશાની પ્લાનમાં)—, ફેરી ટેકડી વાળો કિલ્લો માટી ને કોંક્રેટનો—ઉંડી ખાઇઓ —ખેંચવાના પુલો... લોખંડનું કવર... દારુગોળો રાખવાની જગ્યા — બે ૯-૨ ઇંચની તોપો ને ૭ ૭-૫ ઇંચની તોપો છે. ખાઇમાં લોખંડની જાળી છે.

એચ(જુવો પ્લાન)-ટોરપીડો તથા સબમેરીનોથી બચવા માટેનું સાધન—૪ ઇંચની ઝડપી ગોળા ફેંકનારી તોપો-લોખંડની જાળી—પત્થરની દીવાલ પણ બંદુકો છોડવાના બાકોરાં.

આઇ. (જુવો પ્લાન) બખતર સાથની મજબુત જગ્યા કે જ્યાં—

રોસીથ બંદરનાં પહેલા પ્લાનો ચોરાયા હતા તેમાંના એક ભાગનો તરજુમો.

સર રેમંડ જર્મન જાસુસીપણા માટે પાર્લામેંટમાં ધુજારો ચલાવવા પછી સંખ્યા બંધ પત્રો દેશના જુદા જુદા ભાગોમાંથી તેમના પર આવતા ગયા કે જેમાં જર્મન હીલચાલોની વિગત હતી. તે પત્રો પ્રગટ થતાં ભારે હોહાકાર થયા વીના રહેત નહિ. બે મહિનાની જીવતોડ મહેનત પછી જૉન અને મેં કાગળોમાં સમાવવામાં આવેલી અનેક વિગતોની સંપૂર્ણ તપાસ કરી. તેમાં જે વિગતો હમોને મળી તે ખરેજ હેરણફાડ કરાવનારી હતી. જુદે જુદે ઠેકાણેની વિગત બહુજ ચોંકાવનારી હતી. ત્યાંની પોલીસ અજબ જેવી સુસ્ત પણ પાછળથી મળેલી ખબર મુજબ જર્મન હીલચાલો તરફ આંખ મિંચામણા કરવા તેમને ખાસ સુચના થયલી હતી.

જે શોધ ખોળ પર હમો બન્ને મીત્રો નીકલ્યા હતા તેની વિગત ગુલઅશનની કટારો દર માસે આપતા રહીશું. આ તપાસમાં હમો બન્ને ઉપરાંત પોર્ટસમથના એડમીરલ સુપરિન્ટેન્ડેન્ટ સર ચાર્લસ વેલેસની સૌથી નાની એક દીકરી મારી નામની હતી વાત એમ હતી કે મારી ને જૉન અરસપરસ ચાહતાં હતાં અને ખરું પૂછાવો તો દેશ સેવા બજાવવા આ અગત્યનું પગલું ભરવા જૉન ને સમજાવનાર મારી હતી.

હવે લંબાણ ટાહેલું ન કરતા. મુળ વાર્તા પરજ હું ઉતરીશ. ચોકકસ ખબરોને આધારે હમો એડીનબરો આવ્યા હતા. ત્યાંથી નીકળી ડાલમેની આવ્યા અને ત્યાંથી નીચાણમાં આવેલી "હોવીઝ ધર્મશાળા" માં જવા સૌ પગથ્યાં ઉતર્યાં અને દરિયાની સપાટી આગળ બેસી પેટની પુંજા કીધી. ત્યાંથી નીકળી બોટમાં બેસી હમો કવીન્સ ફેરીના ઉતરભાગ તરફ ગયા કે જે સામે કિનારે હતો. ત્યાંના આલબર્ટ હોટેલમાં હમો સગવડે ઉતર્યાં કે જે હોટેલ ફોર્થ નદી પરના ગંજાવર પુલનાં બારકાંઓની નીચે આવેલો હતો.

નવેમ્બર માસ હોવાથી રાત અંધારી દીસ્યા ન હતી અને ઝરમર ઝરમર વરસાદ પડવો ચાલુ હતો. હોટેલના ઓરડામાં હમોને દરેક સુખ અને સગવડ મળતાં હતાં. કમનસીબે નહાનપણથીજ તમારા રીદ્ધી જેક જેમ્સને લબાન કર-

વાનો અને ડીટેક્ટીવ થવાનો અભખરો હોવાથી શરીમ ધરીમ જેવો પાંતરીસ વર્ષનો બાવાજીનો બુચો બન્યો હતો છતાં તે અભખરો કમતી થયો ન હતો. મને હાલની મારી શોધખોળોમાંથી કાંઇ મોટું જ્ઞાન મેળવવાની આશા રહેતી હતી.

મારો આઇસ્લાસ -નું છતો હું વિચારમાં પડયો કે ગ્રેટ બ્રિટનના આ અગત્યના બંદર ના નવા પ્લાનો જો ચોરાયાજ હોય તો પછી ત્યાં આવી પડવાની શી જરૂર હતી ? હજી હું મારો બ્હીરકી પૂરો કરૂં તેટલો તો જૉને જણાવ્યું કે વખત થયો છે માટે ચાલો. બરાબર દસને ટકોરે હમો ઓવર કોટો પહેરી બહાર પડયા.

અર્ધ અંધારામાં તે નાની પણ અજબ સીધી ઉભી ટેકડી પર ચડી ઉતર ક્વીન્સ ફેરીની પોસ્ટ ઑફીસ આગળ આવ્યા. અહીંથી રોકસ બર્ગ હોટેલ તરફ જવાની ગલ્લી હતી ત્યાં જોન ઉભો અને ટીકી ટીકી ને જોવા લાગ્યો. ગલ્લીને નાકે એક મોટો તારનો થાંભલો હતો કે જે પર પચાસ સહાક તારો હતા. આ તારો બધા જુદા જુદા મથકના હોવાથી તે જગ્યા મોટાં મથક જેવી હતી.

જૉન તે તારો ધ્યાનથી જોવા લાગ્યો પચાસ સહાક તારો ઉપરાંત તે થાંભલા ઉપર બીજો થાંભલો આપેલો હતો કે જે પર બીજા તારો હતા. પહેલા તારો ફ્નાર તરફ જમણી બાજુએ જતા હતા ત્યારે બીજા ડાબી બાજુએ જતા હતા. બરાબર જોઇ જોન ડાબી બાજુએ ફર્યો અને ચુપચુપ હું તેની પુઠે ચાલ્યો. હું જાણતો હતો કે જોન મગેની ખબરો મુજબ ચાલતો હતો એટલે તેને મવાલો પૂછી નાહક સતાવવાની કશી જરૂર ન હતી. તે રસ્તે વાંકા ચુકા થઇ હમો ચાલ્યા પણ ટેકડી પર ચડવાને બદલે નીચે ઉતર્યા અને થડખા કલાકમાં તો હમો બંદર આગળ આવી ઉભા કે જ્યાં સામે લાંગર કરી પડેલી મનવારો પોતાની સર્ચ લાઇટોથી સુંદર રોશની આપી રહી હતી. વરસાદ બંધ પડયો હતો અને દક્ષિણની ટેકડીઓમાંથી ચંદ્રમાં છૂપાઇને પોતાની ફીકકી રોશનીનો પ્રકાશ આ દુન્યવી સપાટી પર પાથરી ત્યાંના દેખાવને અજબ ભવ્યતા આપી રહયો હતો. જૉન હવે બહુ ઉશ્કેરાયલો હતો. તે દરેક થાંભલા આગળ થોભતો હતો અને વિજળીક બત્તીની મદદથી તે થાંભલાને જમીનથી છ ફીટની ઉંચાઇએ ધ્યાનથી તપાસતો હતો.

આ પ્રમાણે પંદર સોળેક થાંભલા તપાસવા પછી તે રસ્તાની વળાંણ પર આવ્યો. ત્યાં તપાસતાં તે એકદમ ઉશ્કેરાઇ ગયો અને જે ચીજની તે શોધમાં હતો તે તેને મળેલી લાગતી હતી. તેણે મેગ્નીફાઇંગ ગ્લાસથી તે થાંભલો તપાસ્યો. હું પણ આગળ આવ્યો. ધ્યાનથી જોતાં મને તે થાંભલામાં ત્રણ નાનાં બાકોરાં પાડેલાં જણાયાં કે જે આ મુજબ હતાઃ

'જેક, તાર ગણતો' જોને જણાવ્યું.' છવ્વીસ છેને ?'

'હા,' મેં તે ગણીને જણાવ્યું.

તે વિચારમાં પડયો અને હવે બે ધ્યાન પણે બીજી બાજુએ જોવા લાગ્યો ત્યાંથી હમો હવે ધીમે ધીમે આગળ ચાલ્યાં. અને દરેક થાંભલો ચીપીચીપી ને તપાસતા હોડીની જકાત લેવાના નાકાં પર આવ્યા કે જ્યાંથી ધોરી રસ્તો તથા તારો ડમફરલાઇન તરફ જવા જમણી બાજુએ વળાંણ લેતા હતા તે છોડી હમે ડાબી તરફનો માર્ગ જે કિનારા તરફ જતો હતો તે તરફ વળ્યા ત્યાં આગળ ટેલીફોનના તારો હોવા ઉપરાંત નાના નાના બંદરના વિભાગો હતા. ત્યાંથી નીકળી હમો "સીમપેટ નેસ" આગળ આવ્યા અને એક બે માઇલ ચંદ્રમાની રોશનીમાં ચળકતાં પાણીની બાજુમાંથી થઇ એક મોટી ઇમારત આગળ આવ્યા કે જેને ફરતે ઉંચી લોખંડના કટેરાઓની વાડ હતી. દાખલ થવાનો દરવાજો મધ્યમાં હતો અને મકાનની બંન્ને બાજુએ નવ નવ બારીઓ હતી. બાજુમાં થોડે દૂર નાનો બંગલો હતો જ્યાં પહેરેગીરો રહેતા હતા.

'જેક, આ રોસીથનું બારૂં છે ને આ ઇમારત દરિયાઇ ખાતાંની ઓફીસ છે કે જ્યાંથી પેલા પ્લાનો ચોરાયા હતા.'

'જગ્યા તો એકાંત છે ખરી!' મેં જણાવ્યું.

'સામે દૂર પેલી ટેકડી પર બાંગેલો જેવો કિલ્લો દેખાય છે ત્યાં ઓલીવર ક્રોમવેલની માતા જન્મી હતી. આ જગ્યાએ નવાં બંદરની ગોઠવણુ થનાર હતી. ચાલ, આપણે પેલી બાજુએ જઇએ. ત્યાંથી બરાબર દેખાઇ શકશે.'

'બંગલામાં કોણુ રહે છે?'

'પેહરેગીરો. તે બધા વિશ્વાસુ છે. ટેકડીને મથાળે પેલાં મકાનમાં મદદનિશ અમલદાર રહે છે જે કામ પર દેખરેખ રાખે છે.'

આગળ ચાલતાં ટેકડી પસાર કરી, જંગલના ભાગ તરફ હમો આવ્યા. તેની જમણી બાજુ એક બે ઝુપડાં હતાં ત્યાંથી નીકળી હમો એક સાંકડા રસ્તા પર આવ્યા કે જ્યાંથી નીચે પાણીની તરફ ઉતરી જવાતું હતું. આ રસ્તે જતાં એક મોટા દરવાજા આગળ થોભ્યા.

'હંયાં નવી શરૂઆત થનાર હતી. પેલી સામે બત્તીઓ દેખાય છે તે ધ્રુસ હેવનની છે.'

'આ ચોરાયલા પ્લાનોની વિગત જરા મને ફરીથી જણાવ' મેં ત્યાં થોભી વિચાર કરતાં જણાવ્યું.

'વિગત કાંઇક વિચિત્ર છે' મારા મીત્રે જણાવ્યું 'તું જાણેછ તેમ હું પંદર દીવસ બહાર ગયો હતો પણુ તેટલો વખત હું કાંઇ ચુપ રહ્યો ન હતો. એમ છે કે જ્યારે પહેલા પ્લાનો ચોરાઇ ગયા અને જર્મન પેપરોમાં પ્રગટ થઇ ગયા ત્યારે આપણાં દરિયાઇ ખાતાંએ બીજા બે પ્લાનો તૈયાર કર્યા અને તે બાબે તપાસ કરવા હયાં એક કમીશન આવ્યું, જેણે મહિનાઓ સુધી હયાં રહી કયો પ્લાન ઉપયોગી થઇ પડશે તે બાબે વિચાર કર્યો. આખરે તે બેમાંનો એક વધુ ઉપયોગી જણાયો. તે બાબદના ટ્રેસીંગ પેપરો ખાસ કરીને પેલી ઓફીસની એક મોટી તીજોરીમાં મુકવામાં આવ્યાં. આ ટ્રેસીંગ પેપરોમાં બંદરને લગતી દરેક સામગ્રીઓના પ્લાન નાના તેમજ મોટા દોરવામાં આવેલા હતા. બધા મળી ૨૩ ડોકયુમેન્ટો તીજોરીમાં મુકાયા હતા. અલબત બચાવના સાધનોને લગતા બીજા પ્લાનો વડી ઓફીસમાંજ સલામતી માટે રાખવામાં આવ્યા હતા. આ તીજોરીને બે કુંચીઓ છે, જેમાંની એક સુપરિન્ટેન્ડેન્ટને હસ્તક છે તથા બીજી મદદનિશ અમલદાર પાસે છે. બંને જણા ઓફીસથી દુર રહે છે. તીજોરીમાં એવી કરામત છે કે બંને જણા સાથે હોય નહિ ત્યાં તુલીક તે ઉઘડી શકે તેમ નથી. એટલે ઓફીસમાંથી કોઇ ફુટયું હોય તેમ લાગતું નથી. મારી ખાતરી છે કે બહારથીજ કોઇ ઘોંટાળો કરે છે. કોઇ બી ડોકયુમેંટ ચોરાયું નથી કે કોઇ પર શક ગયો નથી છતાં બે વિચિત્રતા બહાર આવી છે. પહેલી એ કે ગયા જુંલાઇ માસમાં લીલાઉવાળાઓને ત્યાં નોકરી કરતા એડવર્ડ જેપસન નામના કલાર્કની લાસ ટેમ્સ નદીમાંથી ચીસ વીક બાદ બહાર આવી હતી. તપાસમાં જે છોકરી સાથે તે અહરાયો હતો તેણે જણાવ્યું હતું કે આઠેક દિવસ થયાં તેની રીતભાત સદંતર બદલાઇ ગઇ હતી. તેની માતાએ પણુ તે વિગતને ટેકો આપતાં જણાવ્યું હતું કે તે ગુમ થવા આગમજ ચાર દિવસ પર કોઇ બહાર ગયો હતો અને ત્યાંથી આવતાં બહુજ ઉશ્કેરાઇ ગયો હતો અને બોલ્યો હતો કે 'થોડા વખત સેવકનાં નગારાં પેપરોમાં વાગી રહેશે', મરનારનાં શરીર પર થોડાક પૈસાને થોડાંક કાગળો મળ્યાં હતા. આ કાગળોમાં એક બ્લુ રંગનું કાગળ હતું. તે પર જર્મન ભાષામાં લખેલું હતું. તપાસ કરતાં જણાયું કે તે રોસીથના નવાં બારાંને લગતી ટોરપીડોથી બચાવ કરવાના સાધનની ગોઠવણુ હતી. અસલ લેખ સાથે મેળવી જોતાં

આ તેની ખરી નકલ જણાય, અને નૌકા ખાતાંને ભારે વમાસણ થયું.'

'શું ત્યારે તપાસ થઈજ નહિ?'

'ખાતાંએ તજવિજ તો બહુ કરી પણ કશું જણાયું નહિ. તે ભેદ એમને એમ રહ્યો. તે જવાનના હાથમાં તે પ્લાન કેમ આવ્યો તે કોઇ કલ્પી શક્યુંજ નહિ. તે ભલો ને નમાનો જવાન હતો. અને તેને નૌકા ખાતાં સાથે કશો સંબંધ ન હતો......બીજી ખબર મુજબ રેટમીઅરને નવા મોટા પ્લાનોમાંના એકની છબી બતાવવામાં આવી હતી અને તેણે જણાવેલી વિગતની સચ્ચાઈ નૌકા ખાતું ના પાડી શક્યું ન હતું.'

'ત્યારે તો જાસુસો હર્યાજ કામ કરતા હોવા જોઇએ' સેવકનો અલટીમેટ થયો.

'હું પણ તેમજ ધારું છું' જવાબ મલ્યો. અહીંજ જર્મન જાસુસો ઉભરાવાજ જોઇએ કેમકે ફ્રેંચ બંદરના દરેક બેડા જાણવાની જર્મનોને જરૂર છે. શરૂઆતના હુમલા વખતે આ અગત્યની ખબરો તેમને બહુ કામ આવે તેમ છે. અહીં બચાવના બહારથી દેખાવ નહિ આપનારાં સાધનો તથા મોટી મોટી તોપો એવી કિસમથી ગોઠવાયલી છે કે અજાણ્યુ કાફલાનો ચુરે ચુરો થયા વિના રહેજ નહિ. આ બધી ભેદી વિગતો જર્મનો જાણવા તલપે છે.'

'પણ જર્મનો જો ફ્રેંચનો પુલ ઉડાવી મુકે તો પછી આપણો કાફલો તો ભેરાય જશે' મે સમજાવ્યું.

'અલબત્ત એમ કાંઇક છે ખરૂં!' મારા મીત્રે સમજાવ્યું. 'પણ તેનો અટકાવ કરવા માટેજ આ બારાંનું બાંધ કામ થનાર હતું એમ મને લાગે છે.'

'તેના પ્લાનો ચોરાવા છતા?'

'હા ત્યાં વાળા બધા તે વિગતો હસી કાઢે છે, ઓફીસમાંથે એક પણ ડોક્યુમેંટ ચોરાયલું ન હોવાથી તેઓ કશું માનતા નથી.'

'ત્યારે વાત વધી છે ખરી.'

'હા એમ છે ખરૂં. આ ભેદ કેમ ઉકેળવામાં આવે છે તે શોધી કાઢવાનું કામ તારૂં ને મારૂં છે.'

ફરી ફરી હમો પાછા હોટેલમાં ગયા અને ફરાગત થઈ સુઇ ગયા.

બીજી સહવારે હમો પાછા નીકળ્યા અને પુલ પરથી જવાને બદલે બોટમાં બેઠા. બોટવાળાને મછવો હંકારવા ના કહી જોને પોતે હલેસું લીધું. અને પોતે હંકારવા માંડ્યું. સ્ટીમબોટમાં જવાને બદલે સાધારણ મછવો જોને શા માટે પસંદ કર્યો તે હું સમજી શક્યો નહિં. ભરતીનો વખત હતો. ધીમે ધીમે મધ્યમાં આવતાં જોને મછવાને ગમે તેમ ચાલવા દીધો. તે પુલનાં ગંજાવર બાંધ કામના એક ભાગ આગળ મછવો ઘસડાયો રખે મછવો તેની સાથે અથડાય કરી જોને તે તરફ લાંબો કરી હાથ મુક્યો. તેના હાથમાં કાંઇક ચીજ આવતાં તેણે ઉશ્કેરાઇને તે ખેંચી કાઢી તપાસી.

તેજ પળે એક ટ્રેન હમારી ઉપરથી મોટો અવાજ કરતી પસાર થઇ ગઇ.

હું તે જગ્યા તરફ ધ્યાનથી જોવા લાગ્યો ત્રણ મને કશુ નવાઇ જેવું લાગ્યું નહિ. ફક્ત મોટી ભરતી વખતે આવતાં પાણીના મારકાથી બે ફુટ ઉંચો લોખંડનો સળીયો તે બાંધકામમાં જડ કરેલો મને જણાયો. તેને એક પાતળા તારનું દોરડું વળગાડેલું હતું જે પાણીમાં પડતું હતું. માછીઓ તે વડે પોતાના મછવાઓને લાંગરતા હોય તેમ જણાતું હતું.

તે બરાબર તપાસના બાદ જોને મછવાને બીજા બાંધકામો તરફ ફેરવ્યો પણ કશુંએ ન જણાતાં હમે પેલી બાજુએ ન જતાં પાછા ફર્યા અને જમીનમાં કરવામાં આવેલાં પુલનાં બાંધકામોની તપાસ લેતાં તેમાંના એકમાં તેવોજ સળીયો જમીનમાં ઉતરી જતો જણાયો.

પાછા હમો બોટમાં બેસી પેલી બાજુએ ગયા અને જોન પોરટ અને તાર ઓફીસમાં ગયો.

ત્યાં જઇ તેણે તારના ફારમ પર જર્મન ભાષામાં એક તાર પોતાના એક મીત્ર પર બર્લીન મોકલવા લખી આપ્યો. તાર જોતાંજ રીગનસર બાઇ તેનું મોઢું જોવા લાગી કે જોને સમજાવ્યું. કે તેને આશ્ચર્ય છે જે જર્મની તારો તેણી મોકલવા શકિતવીન હશે.

'હા,' જવાબ મળ્યો. 'મને આશ્ચર્ય નથી. એવા અનેક તારો અત્રેની ગોલ્ફ કલબનો જર્મન વેટર બર્લીન મોકલે છે એટલે મહાવરો પડી ગયો છે.'

'આ તરફ તેજ એકલો જર્મન છે કે શું? સાધારણ સવાલ થયો.

'બીજા કોઇને તો હું નથી પીછાણતી, ' ટુંકું સભ્ય જવાબ મળ્યો અને પૈસાની રીસીટ સાથે જ તેણે ચોલુ મુક્યું.

પોસ્ટ ઓફીસની પછવાડે આવેલા ડમફર બાઇન ગોલ્ફ કલબનાં મોટા મકાન તરફ હવે હમો બન્ને ગયા. ત્યાં કાંઇ રમતું જણાયું નહિ પણ અંદર જતાં એક એસ્કી જર્મન વેટર જણાયો. ત્રીસેક વર્ષનો તે મૂછાળો, ફાંકડો જુવાન હતો. તેને વાતમાં રોકી રાખવા મેં કોઇ સાધુ સ્મરાવ્યાની ખબર પુછવા માંડી. જોને કલબનો મેમ્બર થવા માટે કાયદા કાનુનની ચોપડી માગી કે જે મળતાં ધીમેથી હમો બન્ને પાછા નીકળ્યા.

'કેમ?' પાછા ફરતાં મેં પૂછ્યું.

'એ જર્મન છે એટલોજ છે શક છે ' જોન હસીને જણાવ્યું.

તે સાંજના હમે દરિયા ખાતાંની ઓફીસમાં વડા સત્તાવાળાઓની રજાથી ગયા અને અમલદારોને મળી તીજોરીની તપાસ કરી. તેઓ હમોને સરસ દીવાનાજ સમજવા લાગ્યા કેમકે આજ સુધી કોઇ પણ જાસુસ તેમની તીજોરી ફોડી શક્યો ન હતો. દરેક ડોકયુમેન્ટ તેની જગ્યા એ સલામત હતું. તેઓ એટલા બધા નચિંત હતા તીજોરી આગળ પાહરો રાખવાની રાત્રે પણ તેમને જરૂર પડતી ન હતી.

તે છતાં ત્યાર પછી પાંચ રાત હમે તે જગ્યાએ કુનેહ ભરી તપાસ રાખી પણ ફોકટ. હમોને લાગ્યું કે જર્મનો તે જોઇતી વિગત મળી ચુકી હતી.

હવે મારો ઉત્સાહ નરમ પડી ગયો અને હું લંડન જવાની સલાહ આપવા લાગ્યો પણ જોન નો જીવ માને નહિ.

'જોકે મને લાગે છે...... કાંઇક અચોક્કસ થાય છે કાવત્રું હજી ચાલુ છે, અને જાસુસો આપણી ફરતાજ છે!'

લે, મને બીજું વધારે શું જોઇએ! પંદર દીવસ હમે તે તરફ ફરવા હરવામાં તોડી પાડયા. પેલા જર્મન વેટરપર જોન પોતે દેખરેખ રાખતો હતો. તેનું નામ હેનરી કનોબર હતું અને આગળ પણ તેણે લંડન ખાતે વેટરની નોકરી કરી હતી. તે ઠીકઠીકયાલો હતો પણ શકમંદ ન હતી. તે પોસ્ટ ઓફીસ સામેના એક ગરીબ વિધવાના ઘરમાં રહેતો હતો. થોડે દુર રહેતી એલસી રોબીનસન સાથે તે અહરાયલો હતો અને દરેક રીતે તપાસતાં તે કરકસરીયો, મહેનતુ અને ભલો માણસ જણાઇ આવ્યો.

એક રાતના કાંઇક વિચિત્ર બન્યું જોન કાંઇક અગત્યના કામે તે જર્મન પર જાસુસી કરવાનું મને સોંપી લંડન ગયો હતો. હેનરી એક રાત્રે આઠ વાગતે પોતાના રહેવાના મકાનમાં ગયો. ત્યાંથી અગ્યારેકને સુમારે તે બહાર નીકળ્યો. અને હમેશ મુજબ પોતાની પ્રિયાને મળવા જવાને બદલે તે ટેકરીને છેક મથાળે ગયો કે જ્યાંથી દરિયાનાં ઉછળતાં પાણી જોઇ શકાતાં હતાં.

ઉપર જઇ તે એટલો બધો અચબુસ થંભ થઇને ઉભો કે રખે તે મને જોય કરી બાજુમાંના એક ખૂણા મા હું ભરાઇ ગયો. ત્યાંથી બહુ સંકોચથી હું તેને જોવા લાગ્યો. તેણે ગજવામાંથી એક નાની બત્તી કાઢી સળગાવી. તે આંઇલીકંસ ' લેંપના

જેટલી મોટી હતી અને તેનો હાથ લીસો હતો બાજુમાંની ઉંચી જગાએ દરિયા તરફ લીસો કામ રાખી તેણે તે બત્તી મુકી અને સીગાર સળગાવી તેનો ધુંવો કાઢતો તે થોભ્યો.

મેં ચોપાસ નજર દોડાવી તો ચોમેરની બત્તીઓ સ્થિર બળતી હતી તો પછી આ બત્તી વડે તે જર્મન કોને નિશાન આપતો હતો? અડધો કલાક તે થોભ્યો. તેને તેની નિશાનનો જવાબ મળ્યો કે નહિ તે હું જાણતો નથી પણ ધીમેથી તે પાછો પોતાને મકાને આવી સુઇ રહ્યો.

બીજી બે રાત આગમજથી હું તે જગ્યાએ જઇ ભરાયો પણ તે ત્યાં આવ્યો નહિ. તેવામાં જૉનનો કશો જવાબ ન મળતાં મેં લંડન જવાનું નક્કી કર્યું. જૉનને મકાને જતાં તેના બટલરે જણાવ્યું કે કોઇ બાઇ મળવા આવતાં શેઠ તેની સાથે ગયા હતા તે હજી પાછા ફર્યાજ ન હતા. એક અઠવાડિયું મેં જૉનની શોધમાં ગાળી નાખ્યું પછી ચુપ બેઠો. તેવામાં પર્થ બાનેનાં સ્ટેશન પરનાં હોટેલમાં તાકીદે મળવાનો તાર મને જૉન તરફથી મળ્યો, કે બીજી સહવારે નવ વાગતે હોટેલમાં જઇ પુગ્યો.

ખબર કાઢતાં શેઠ તો પોઢેલા જણાયા એટલે બારણું ખોલી હું અંદર ગયો ને તેના પલંગ પર બેઠો અને મારી તપાસની હકીકત જણાવી.

'આહ, જેક! હું ધારતો તેમજ બધું બનતું હતું દીકરા, આજે તું બાઇસીકલ લૅંપ ને શીશો કામ લગાવી લઇ જા અને તેજ જગ્યાએ તેજ વખતે તે બત્તી મુક. મને લાગે છે કે ધારવા કરતાં વાત જદુ ભયાનક છે. દુશ્મન આપણી વચ્ચે છે ને બહુજ ચાલાકીથી કામ કરે છે." તું આ લે. કદાચ કામ આવશે' એમ કહી તેણે એક રીપીટર રીવોલ્વર મારા હાથમાં બીછાનામાંથી કાઢી દેઇ દીધી.

રીવોલ્વર જોતાંજ મને પણ લાગ્યું કે કોઇ નવું જૂનું થનાર હતું ખરું. તે સાંજના હમે બન્ને સાથે જમ્યા. અગ્યારેકને સુમારે તેણે મને બત્તી સાથે ટેકડી પર મોકલ્યો અને અડધા કલાક પછી રૌસીથ તરફના ચોકસ રસ્તા પર મળવા જણાવ્યું.

હું એકલો ગયો અને બત્તી બતાવવા લાગ્યો. અડધા કલાક પછી હું નિશાની આપેલી જગ્યાએ ગયો તો મેં જૉનને ત્યાં ઝાડીમાં ભરાયલો જોયો. તેજ પળે ચીથરે હાલ પોષાકમાં સજ્જ થયલી એક સ્ત્રી ત્યાં આવી. તેણીના અવાજ પરથી મેં તેણીને જૉનની પ્રિયા, મારી તરીકે ઓળખી.

'બીચારી એલસી તેના આશકની રાહ જુએ છે' મને ચાંપીને શેક હેન્ડ કરતાં તેણી બોલી 'છાવો, આજે તેને મળવા આવનાર હતો પણ આવ્યો નથી.'

'તારી પાસે ચીઠ્ઠી છે કે?' જૉને પૂછ્યું 'પેલા હાર્ટમાન માટે મેં કહ્યું છે તે ધ્યાનમાં રાખજે!'

'હા' જવાબ મળ્યો, અને પછી મારા તરફ ફરીને મારી બોલી. 'જેક, તમો બન્ને સંભાળ રાખજો હું! જીવ પર આવે લાગો સાથે તમારે કામ લેવાનું છે જો.' અને તેણી સાંધી અંધકારમાં હમારી નજરથી ગુમ થઇ ગઇ.

હવે હમે બન્ને રૌસીથ તરફ નીકળ્યા. થોડે દૂર જવા પછી જૉને મને જણાવ્યું કે મારે સંભાળથી ઓરીસ આમળ જઇ ઝાડીમાં સંતાઇ તે આવે ત્યાં સુધી તપાસ રાખવી. ગમે તે થઇ જાય, ગમે તે હું જોઉં પણ મારે ઉતાવળ મારવી નહિ

રાત વધુ અંધારી ન હતી પણ ઠંડી તો કહે જે મારું કામ. સંભાળથી ઓરીમ બરાબર જોઇ શકાય તેવી જગાએ આવી હું ભરાયો અને આકના ઓથામાં રહી જોવા લાગો. ધીરે

'એક બાનુ હયાં કલાકેક પર આવ્યાં હતાં' જૉને પુછયું 'તેઓ ક્યાં છે?'

'કોઈપણ બાઈઓ આવી નથી' તે હુમકી દાઢી વાળા જર્મને સફાઈદાર અંગ્રેજીમાં કરડે કલેજે જણાવ્યું 'મહેરબાની કરી કહેશો કે અહીં આવવાનું તમોને શું કારણ છે?'

'કારણતો એટલું જ કે મારે જર્મન નૌકા ડીપાર્ટમેન્ટ ખાતાવાળા જાસુસ લેફ્ટ્સ શૌલ્ટઝ ઉર્ફે આપ સાહેબને મળવાની જરૂર હતી.' જૉને ઓરડાનું બારણું ઠોકી તે તરફ પીઠ કરતાં સફાઈથી જણાવ્યું, 'તમે મને ઓળખો છો? તમે તમારા સુરખી દરમન હાર્ટમાનના મકાનમાંથી બહાર આવતાં મને જોયો હતો ને?'

'તેનું શું?' તે જર્મને બેદરકાર પણે જણાવ્યું અને હમેશ કર્યા કરે તે પ્રમાણે તેણે પડદા પરથી ટ્રેસીંગ પેપર ફાડી કાઢયું અને તેનો સફાઈથી ડુચો કરી પોતાના ગજવામાં ઠેબવી દીધું.

'એ મને આપો' જૉને નરમાશથી સમજાવ્યું પણ જવાબમાં તે જર્મન ધિક્કારથી હસ્યો.

'બીજા ડોકયુમેન્ટોની પેઠે એ પણ તું ફોરેઈન ઓફીસમાં પાછું મુકી આવવાનો હતો ને?' જૉન તુચ્છકારથી તરડાયો. 'કેમ, અચો ચોસમોટાઓ થઈ ગયો છે કે! તાજેતરનો સાથી વાગા બમસહારો ગેરટ્ઠ ક્લબના મેમ્બર છે ને? તેં એમને તેમનાં ગજવાઓમાંથી ગાસ્ખાંના અને તીજોરીની ચાવીઓ લઈ, બદમાશ, તેં મીન પર છાપ લઈ લીધો હતો ને? એ કરવા તું ત્યાં વેટર થયો હતો ને? આ કુંચીઓ ગ્લાસગો ખાતે તમે તૈયાર કરાવી હતી કે જેથી તેમની મદદથી તમોને દરિયા ખાતાને લગતી દરેક વિગત સફાઈથી જાણી શકો!'

'હમે કોનો બાપ માર્યો છે! હમે ક્યાં ચોરી કરી છે?' શૌલ્ટઝ બગડયો. 'ગાય હટ, જવાદે!

'પહેલાં ગજવામાંનું કાગળ આપ' જવાબ મળ્યો.

'કદીઓ નહિ. તારાથી થાય તે કરી લે.' તે જર્મને ગજવામાંથી રીવોલ્વર કાઢતાં તરડાઈને કહયું.

બીજી પળે જૉનની રીવોલ્વર નીકળી અને તેની નેમ જર્મન તરફ જવાને બદલે સામે ખુણામાં મુકેલી લાકડાંની એક નાની મજબુત પેટી તરફ ગઈ.

'મીઈન ગોત (મારા ખુદા!)...ના' તે ફંગોળ, જૉનનો વિચાર પામી જઈ ભારે ગભરાટમાં ધ્રુજતો પુકાર્યો. 'ખુદા ખાતર એ ન કરીશ હું—હું—'

'આહ!' જૉન હસ્યો. 'હું ધારતો હતો તેમ જ છે ખરું' જર્મન હુમલાની ખબર મળતાંજ તમે બદમાશોએ ફોર્થનો પુલ ઉરાડી દેવાનું કાવત્રુ રચ્યું છે ને? ખીલાઓ સાથના તારોની નીચે દારૂખાનાનાં પેટયાં પાણીમાં નાખ્યાં છે ને? દરેક સામગ્રી બરાબર રાખી છે. તારા આ વેટર સાથીની નિશાન મળતાંજ જર્મન વહાણ રાત્રે દારૂગોળાઓના પેટી લાવીને ઉતારી આ બાગમાં લાવી મુકે છે ને? આ દારૂખાનું બાજુમાં તેં ગઠાયું છે ને? તારા ઉપરીનો હુકમ મળતા એક કલાકમાં પુલને જમીન દોસ્ત કરતાં વીસ જ લાગે તેમ નથીને? કેમ તારે શું કહેવું છે?'

તે જાસુસે દમ દાટી તો ઘણી કરી જોઈ પણ જૉનનો મક્કમ વિચાર જાણતાં તેને પોતાની રીવોલ્વર પાછી ગજવામાં મુકવાની ફરજ પડી.

'જૅક, જરા જોને, પેટીમાં શું છે?' જૉને સુચવ્યું.

બીસ્કીટના સાધારણ પેટપાં ત્યાં હતાં. મેં એક પછી એક જણ પેટયાં ઉપાડયાં તો નીચેથી એ ગોળ એક ફુટ જાડાં કેક મળી આવ્યાં કે જે દરેકમાં કાણાં પાડેલાં હતાં. પાસે સીમેન્ટના નાના દાબડાઓ રાખ્યા હતા.

'ખાને ખરાબીનોજ બધો સોદો છે!' મેં તે બંબગોળા જોતાંજ જણાવ્યું.

'હમોને જવા દે!' તે બદમાશો બરાડ્યા.

'હવે તો તમારી ઝડતી લીધા વિના જવા દઇશ નહિ!' ટુંકોને ટચ જવાબ મલ્યો. 'જરા ચેં ચૂં કરશો તો આ ગોળાઓને ફોડી તમારો ચુરે ચુરો કરી નાંખીશ.'

'પણ તેથી તું ક્યાં બચવાનો છે!' ભયથી ધ્રુજતો તે જર્મન પુકાર્યો.

'હમોને હમારા જાનની દરકાર નથી. તેમ થઇ બ્રિટિશ સરકારનો મહાન ભેદ સચવાશે એટલું હમારે મનથી ગનીમત છે' છેલ્લે પાટલે નો જવાબ મેલ્યો.

બે બદમાશો હવે સંપ કરી બારણાં તરફ ધસ્યા પણ મારી રીવોલ્વર તૈયાર હતી. બીજી પળે ભયાનક ધડાકો થયો અને રખે તે બંબગોળા હમો ફોડયે કરી તે કંગાળો તડખાયા. હવે તાબે થવા વિના કશો માર્ગ રહયોજ ન હતો એવું જાણતાં તે કોરગાઓ તાબે થયા. શોલ્ટઝે પોતાની રીવોલ્વર ફેંકી દીધી કે મેં તે બન્નેને અણીથી પણી વેર તપાસ્યા.

તે કમબખ્ત વેટરના ગજવામાંથી એક રફ પ્લાન, કેટલીક જર્મન નોંધ સાથનો મળી આવ્યો કે જે પાછળથી ઇન્ચકીથના કિલ્લાને લગતી વિગતો આપનારો જણાયો. શોલ્ટઝનાં ગજવામાંથી મેં રોસીથના પ્લાન વાળું કાગળ મેળવ્યું.

બરાબર તપાસ થવા પછી સેવક તરફની એકેક લાતના સરપાવ સાથ મેં તે બન્ને બદમાશોને તેમની ધરવાળીની ભારે અજાયબી વચ્ચે બહાર કાઢયા. તે બાપડી બહેરી હોવાથી તે કંગાળો તેણીને સહાઇથી બનાવી ગયા હતા.

તે મકાનમાં બધેબધ તપાસ કરતાં મરીનો કશો પત્તો મળ્યો નહિ. મકાનની નળીના ભોયરાંમાંથી દારૂગોળા અને બો-

બોનો મોટો જથ્થો હમોને મળી આવ્યો કે જે પુલનો નાશ કરવા માટે લાવવામાં આવ્યો હતો. બાજુમાંની એક બેગમાંથી ફોટોગ્રાફ કરવામાં આવેલી અનેક પ્લેટો મળી. તે બંદરનો મહાન ભેદ એમનો એમ ઉતારવામાં આવેલો હતો. પણીજ કુનેહથી બદમાશો એકેક પછી એકેક પ્લાન ચોરી લાવી તેનો ફોટોગ્રાફ લઇને પાછો તેની જ જગ્યાએ તીજોરીમાં મુકી આવતા હતા એટલે કોઇને સહજ પણ વ્હેમ પડતો ન હતો. જૉન હવે બી જી તપાસ કરવા લાગ્યો. ધીમેથી તેણે બાજુમાં પડેલાં જર્મન લશ્કરી તારના બે યંત્રો શોધી કાઢયાં જે સહાઇથી બહારના તારોને જોડી દેવામાં આવતાં હતાં અને તે મારફતે તે જતા આવતા તારોની વિગત મેળવવામાં આવતી હતી.

'વલ્લાહ!' જૉન તે તપાસતાં બોલ્યો. 'આ તો ઠીક કામ આવશે ખરું.'

તે બહાર ગયો અને થાંભલા પર ચઢીને તે નવી બેટરીના તારો તેણે જોડયા. નીચે ઉતરી તેણે પીત્તલની દાબડી પેલા ત્રણ કાણાંઓમાં ચોઢ દીધી અને પછી "કલીક કલીક" કરવા માંડયું.

'શાબાશ!' તે પુકારી ઉઠયો. 'ઇનવરકેથીંગની ઓફીસ જાગતી દેખું. મેં પોલીસ બોલાવી છે. આપણે ચાલી જઇશું તો બદમાશો હયાં આવી બધું ઉપાડી જશે. મારીનું શું થયું તે મને સમજ પડતી નથી. ઇગ્લાંડમાં જર્મન જાસૂસોના વડા તરીકે કામ કરતા હરમન હાર્ટમાન તરફની ચીઠ્ઠી તેણી લાવી છે કરી મેં તેણીને મોકલી હતી પણ એ તો કોણ જાણે ક્યાં ગઇ છે. પોલીસ આવે કે આ સોંપી આપણે તેણીની શોધમાં જઇશું.'

જર્મન કાવત્રાં અને યુક્તિથી હેરત થયલો હું દીલમુંઢ થઇ ત્યાં ઉભો રહયો. મને વિચારમાં પડેલો જોઇ જૉન હસીને ખોલાસો કરતો બોલ્યો.

'આ બાબતમાં મારી કેટલીક અનુમાનો અચુક ખરી ઠરી છે. પહેલાથ જ મને શક ગયો કે જસુસો હયાં રમતા રમતા હશે કે તારના

વ્યવહારમાં ખલલ કરતાં હશેજ. આ મારી ગણત્રી પહેલી શરૂઆતમાં ખરી હરી
ત્યાર બાદ પુલની સાથના ચોકાં બાબે વિચાર કરતાં મને મજબુત વ્હેમ આવ્યો. તેને તારી વિગતોથી પુષ્ટિ મળી. કલબમાંથી તે વેટરે કરેલી ચોરી બાબે તો મેં સદંતર નાશ્યુંજ માયું હતું પણ ટકકો આવાઃ લાગ્યો. મને એ કમબખ્ત પર મજબુત વ્હેમ ગયો હતો. મારી તપાસમાં એ ગુનેહગારજ પુરવાર થયો હતો. તને પેલા જવાનની ખબર છે કે જેની લાસ નદીમાંથી મળી આવી હતી તથા જેના ગજવામાંથી જર્મન ભાષામાં લખાયલો પ્લાન મળ્યો હતો. આ જવાનને લડનમાં હેનરીએક સાથે દોસ્તી પડી હતી તે ત્યાં તેને મળવા આવ્યો હતો. એક દિવસ ત્યાં તેની ગેર હાજરીમાં આવતાં તે જાણવા પામ્યો હતો કે તેનો મિત્ર જર્મન જાસુસ હતો. તેને સપડાવવા તે પોતાની સાથે તે જોહતી સાહદત લઇ ગયો હતો. હેનરીએકને પોતાનો ભેદ ખુલ્લો થઇ જવાની ધાસ્તી પડતાં તેણે તે જવાનને ફરવા જવા ફુમસાવી અને દગાથી તેને મારી પાણીમાં ફેંકી દીધો હતો. આ બાબે મને જોહતા પુરાવા મલ્યા હતા રેટગીઅરને જે પ્લાન મલ્યો હતો તે તો રદ કરેલા પ્લાનોમાંનો એક હતો!'

'અજબ!' હું ખુશ થતો પુકાર્યો. 'રખે આપણી ફતેહમાં બીચારી મારીને કાંઇ ઇજા થઇ હોય!'

'મારી મારી પર મને પુરતો વિશ્વાસ છે' જૉને સાદાઇથી જણાવ્યું. 'મારા દેશની સેવા બજાવતાં હું અંગત ભોગોની દરકાર કરતો નથી. જર્મન જાસુસો આપણી વચ્ચે હરની ફરતી ખાતે ખરાબીના યોજનાઓ તૈયાર કરે છે તે આજે હું ખુલ્લી કરી શકયો છું. અબઘડી પોલીસ આવશે. કે તેને બધું સોંપી આપજે મારીની શોધમાં જઇશું.'

આવતા અંકમાં "સબમેરીનનો ભેદ"
અને
દરિયાની અંદર આવતી અવાજ નગરની ગોઠનો ભેદ જલના ગોરની જર્મન યોજના કેમ ઉઘાડી પડી તે વાંચવું.

# I hang My Head in Shame.

## German Submarine Commander's Story.

The following are the extracts from the story of a letter said to be written to J. J. Bosda, of Cambridge, Mass, president of the Alliance Universal, by a friend of Capt. Lieut. Hersing, who was in command of one of the submarines concerned in destroying the great liner Lusitana:

"Thanks to an unexpected general order I am able to address you this letter. I have been here for two days, but at first I could not find a way to communicate with the members of our circle. It is just like returning from years of exile, things look so different.

After some time, I succeeded in finding several of the comrades, all women. Male members are missing, some at the front, either living or dead, and others in prisons. I am more proud of those who have gone to prison than to the front.

Beneath the unpardonable horrors which are resounding from the four corners of the known world against our once proud fatherland there beat millions of German hearts, Socialists and non-Socialists, whose pathetic yearnings and terrible sufferings have not yet found speech to express their tortured feelings.

You accuse us of killing our weak neighbours for fear of being killed or imprisoned by our "brass-buttonry."

For the present I hang my head in shame and make no answer. But there is an incident which I wish to relate to you, and which occurred very recently. This incident is representative of thousands of others. No one takes noice of these, and no one would think it worth while to relate them. What I am about to write to you is true.

I think it was either on the first or the second day of May—at that time I was stationed at Heligoland—we received word that the admiralty was serious in its declaration that an exemplary attack would be made

against a certain transatlantic passenger steamer.

In the officers' quarters, even this evidently serious declaration was discounted by some as a simple warning to discourage the Americans from patronising British vessels. I myself believed, and my views were shared by many of my fellow officers, that an attack upon a British transatlantic passenger steamer would be attempted less to inflict punishment on the British than for the internal, domestic effect.

For the unthinking folks in our country who had an exaggerated faith in our naval prowess were beginning to doubt our invincibility both on land and sea, when the enemies' vessels were sailing the seas unmolested as though they had not heard of the great world conflict.

Our ruling element may dispute or, rather, deny this contention, but knowing our domestic feeling as I do, I assure yon this is the primal reason of our subm trine warfare that has shocked the entire civilized world.

In the officers' quarters I have heard no less than six submarine commanders curse the author of such an order. I have heard one commander stamp his foot and shout sterly. "I am a soldier, not a thug. I would rather sink my ship than execute such orders."

On the third day of May, nine submarine commanders were closeted with the commandant of our Heligoland base. They were in conference more than three hours. No other naval officer was permitted to take part in the secret deliberations After the conference the submarine commanders came out and marched straight to their vessels. I was stationed at the— Point. I purposely stationed myself near the submarine landing The stern, tragic, pale-faced officers marched without speak mg a word to one another

The sight of them was pathetic. One could envy those who are doomed to be their victims rather than these poor souls who had hearts, but no individual courage. Yes, their hearts were just as yours and mine, perhaps more tender than mine. I do not think that eight men doomed to be hung would have looked more affected than these eight unfor

tunate commanders who were being sent out to murder thousands of innocent souls. I can hardly dwell upon the subject. I know many Germans, men and women are being tortured, thinking of this great shame. The commandant accompanied them to the landing and, with a forced smile, offered his hand to one of the submarine commanders, who walked straight to his ship without even noticing the hand that was offered to bid him bon voyage The commandant stood there motionless, like a blank statue.

We did not receive the sad and tragic news with rejoicings. Far from it, we whispered it, we murmured it. We discredited it. We denied it.

One of my brother officers walked back and forth in his room all night long, uttering bitterly, "After the war, after the war! How can I face men of other nations and say I am a German!'

I was on board—when Lieut. Hersing of U 21 arrived from his murderous assignment. There was a suppressed, restrained feeling among those who stood silently as the "successful crew" marched between silent, statue-like rows of men. Suddenly I heard whispers of taunts and hisses. These did not emanate from the common seamen. Had this been the fact they would have been shot instantly. The taunts and hisses came forth from the high ranking officers

Later, when Lieutenant Hersing visited the officers' quarters, one bold naval officer handed him a newspaper containig the account of the sinking of the Lusitania. Captain-Lieut. Hersing crumbled the sheets with fury, cast it on the floor and faced the insulter threateningly. The offender stood unmoved. The two officers faced each other for a second or so. Then the offending officer shook his head and, in low tone, said "No, not with you." I could readily understand and appreciate how Cain must have felt.

Still later, when Captain-Lieut. Hersing entered a room where I was seated with many other officers, all but five left the room. The poor haunted commander, on seeing that at least five officers were not so cruel as to further insult an alredy suffering soul, walked to the small group and seated himself abjectly. I know he was under the strain of tremendous mental agony. He had a child's tender heart, but no head; and his very heart appeared to

cry, and, like that of a child, offer excuses for his act.

He did not raise his head, and without encouragement, he murmured "I hated to do it, but I felt that I must"

"Even discipline has its limitations," retorted one of his listeners

Lieutenant Hersing seemed, crushed I truly pitied him from the bottom of my heart. And if you had been present there you yourself would have pitied him.

He rose from his seat, walked slowly to the door, stood on the threshold for a moment or so, and then wheeled around and returned to the silent group. I felt that at last he would deliver himself of his soul's burden There were large tears standing in his eyes

He said: 'I am not a monster, Every glance of yours is like poisoned arrow in my heart From the moment I received the admiralty orders to proceed to the English coast and sink the steamer Lusitania my soul became sad and gloomy I wanted to shout loudly 'No, but I could not My speech failed me I beg you to believe me I sincerely hoped, and then I deceived myself to believe, that some accident would happen to my ship, and that I would be prevented from committing this dastardly act During the cruise, none of my fellow officers or men knew the nature of our mission. Several times I wished to tell my subordinates and crew all about our special black mission. I dimly wished one of my subordinates had more courage that I. I had an inexplicable wish than my crew would mutiny, and kill me. The very recollection of it tortures me At last we arrived at the Lusitania's route We lay in wait for hours I thought I could not stand this awful waiting much longer. I thought of turning from the steamer's route and missing it purposely Then I discovered that another submarine was in the neighbourhood. The doomed steamer was nearing its fate. I submerged once more. By this time our other submarine had taken a position on the oposite side. The doom of the steamer was absolute. She had not the slightest chance to escape. Once more I came to the surface. I saw people gathered on the deck. In another moment every inch of the doomed steamer seemed to be filled with humanity No, I could not do it! I again submerged. Then I discharged I do not know whether, or not my colleagues also discharged. The ship was struck, our orders were carried out I wanted to escape from the terrible scene. I speeded some distance from the torpedoed steamer. Then I came out to the surface The water was covered with struggling people. I could hear their distant shrieks It might have been hours—I cannot tell; but I watched the struggling of the dying people, dazed and motion-less and with a strange insane fascination My God, my God! I can still hear them."

# THE EMPIRE'S PRAYER.

by–Trimbakrai Jadavrai Desai, Barrister-at-Law.

---

**G**et up, ye Sons of India!
**O**n high your *Prayer* sing:—
**D***efend, O God! Britannia,*
**S***ave George, our Gracious King!*
**A** year of terrible battles,
**V***ictoria's Grandsons* fight;
**E**ventful are the *Records,*
**T**hat *Papers* bring to light;
**H***eroic British Navy,*
**E**ngulfs *the German Fleet!*
**K**nocks down, Sir French with Frenchmen,
**I**n France, the *Foe*, complete.
**N**ay, *by Thy Grace, Almighty!*
**G**oes on *the War* alright;
**E**xcept in Eastern Poland,
"**M***ight*" is repelled by "*Right,*"
**P**ull up *the Pandav Forces,*
**E**ternal God! Divine!
**R**eclaim *the Knotty Kauravs,*
**O** *let the Righteous shine!*
**R**e-crown the King of Belgium,
**G**ive him a *Hero's Fame*!
**E***fulgent* make in *Annals,*
**O** God! *King George's Name*!
**R**egardless of all *sequence,*
**G**oes on our *Righteous Fight*!
**E***ternal Law ordaineth.*
**V***ictorious are the Right*!
*"God save our Gracious King!*
*Long live King George the Fifth,*
*God save the King!*
Send him Victorious,
Happy and Glorious,
Long to reign over us,
God save the King!"

# ચિત્ર—વિચિત્ર.

(ગુલશન માટે ખાસ લખનાર.)

સેવક, ભોળો ઢાળો.

કહેછ કે બધાજ હવે ગુલશનમાં કાંઇને કાંઇ સારૂં જેવું લખે છે તો મને પણ વિચાર આવ્યો કે રે જીવડા! તું શા માટે ચુપ રહે? લે કલમ, ને ચીતરી કાઢ! બધુ અગડમ બગડમ ચાલ્યું જશે! નાકે ઝુલ લગાડી જે ગમે તેથી ભરત્યું કરતાં ચોપાન્યાઓની કયાં ખોટ છે કે... સબર આપો! આવો પડોસણુ લડયે તેવી વાત મારે આજે કરવી નથી પણ વખત જતાં જોઇશું કે......વેલ, ભવિષ્યનો ભુરકો નકામો છે. એમ તો હમારા અધિપતિરાજ પણ અવાર નવાર હમો આમ કરીશું ને તામ લખીશુંની મોટી મોટી વાતો કરી......બળતું ઘર ભાડે લેવાની કાંઇ જરૂર છે વારૂં?

\+ * ×

જરમન કયસરની કમબખ્તી લાગેલી તે યુરોપમાં લડાઇ જગાડી ચુકયો છે મારો વહાલો તો ચવાઇ, ચગદાઇ, ચુંથો થઇ ગયો છે ને કહેરે મોઢાં શું ભાવે છે વાળાઓએ તેની સારી પેઠે ઢીંગ કાઢી સાફી માફી કાઢી છે. સબ સુતા ઓર અલ્લાહ જાગા વાળી વાત હું કરૂં છું. કહેછ કે કયસરના જન્મ વખતે તેની માતા ઘણી બીમાર થઇ જવાથી કોઇએ તેના પર ધ્યાન આપ્યું ન હતું તેથી તેના ડાબા હાથમાં ખોડ આવી હતી તે વીસમે વરસે તે હાથમાં એક મશીન મુકી તેને ચાલુ હાલનનો કરવામાં આવેલો છે હોય બા! ભલાં માણસોએ તેને જન્મતી વખતેજ કાં નહિ પડેલો રાખ્યો! કરોડો નિર્દોષ જાનથી આ વેળા દુનીયાં નહિ બચત! કેવી મોટી ભુલ કીધી?

× + +

કહે છે કે લડતાં લડતાં બી લશ્કરીઓને વાંચવાનું જોઇએ છે તેથી ચરોમા ફ્રેન્ચ સીપાહો સત્તાવીસ ન્યુસ પેપરો ટકોરા બંધ કાઢે છે. બ્રિટિશ સેપાહો છ કે સાત પેપરો પ્રગટ કરે છે અને બેલ્જીઅનો એક પેપર બહાર પાડે છે! મારા વહાલાઓને તો જાણે મરવાની બ્હીકજ નથી! વાચતાં વાંચતાં ગોળો આવીને પડયો કે......ઓખરે મારા દાદા!

\+ × ×

ફ્રેંચ લશ્કરમાં હાલ અદ્રશ્ય થઇ જવાની યુકિત અજમાવામાં આવી છે. તેનો શોધક મેજર કોપેનહેગન છે. તેની શોધ ૧૯૧૩માં અજમાવવામાં આવતાં પચીસ સેપાહોને તેણે અદ્રશ્ય કરી મુકયા હતા. એટલે તેમની આસ પાસ ને ઉપર એવું ધુમાડાનું વાદળું ફેલાવી દીધું કે એક હજાર ફીટથી તેમને શોધવાને મચ્યો કલાક એક વીમાનીએ ફોકટ ફાંફાં માર્યાં

આ ત્રણ ઉપાય છતાં પાટલો નહિ ફાવ્યો તે બીબી મચકુંદી કરતા રહ્યાં તો જાણજો કે તમારામાંજ મીઠું નથી અને તમો મરદની મરોડી નથી! અલબત ઐરીને પૈસે મજાહ કરવા માંગતા હોય તો પછી તેરી મેરી કરવામા મ ન શું? ચુપચુપ સપાટનો માર ખમવોજ જોઇએ! તમે, સમજ્યાને?

* + *

મને કહેશો કે આ દુન્યા કેટલી પુરાની છે? જુઓ બા, હું કાંઇ જોઇ કે જાણી આવ્યો નથી,તેમ તમો પોતાને અનુભવ નથી એટસે ભુગોળ જોઇ તમો કહેશો કે દુન્યાની હસ્તીને દશ કરોડ વર્ષ થયા છે પણ હાલમાં એક વિદ્વાન પ્રોફેસરે પહાડો અને ડુંગરોની અજમાયશ કરી ગણત્રી કાઢી છે ફકત ૭ કરોડ વર્ષ થયાંછે! તફાવત કાઇ નથી રે! એક દશ કહેછ ને બીજો ૭ કહેછ! કહેછ કે પહેલા તો ચંદ્રપૃથ્વીનો ભાગ હતો પણ પૃથ્વી તે વખતે વધુ પ્રવાહી હોવાથી ફરતાં ફરતાં ટુકડો ઉડી ગયો તે ચંદ્રમા થઇ ગયો તે ઉડવાની સાથે બીજા નાના નાના કકડાઓ ઉડી ગયા હતા તે હવે ધીરે ધીરે ખરતા તારાના આકારમાં નીચે આવે છે. પાતાળમાં કહેછ કે ગરમી ઘણી છે અને ત્યા શું છે તે જાણવાની જરૂર જણાય છે. પણ તે ખોદકામ કરવાને કોઇ કાળા માથાનો માનવી હજી શકિતવાન થયો નથી છે કોઇ બીબી જાયો, હિંદુસ્થાનમાં? નામનું નામ થશે ને કામનું કામ મળશે!



## હીમ્મતજ નહી ચાલતી.

"તમારી તાકાત શું? તમારી હીમતજ શું કે તમે મને બહારના આવેલાં ગયલાંના દેખતા ધમકાવો?" સુના બહારનાઓ મળવા આવ્યાં હતા તેઓના ગયા પછી ધણીજીને ધમકાવતાં બોલી.

"શું કરૂં ડીયર, આપરે એકલાં હોઇએછ તાહરે તુંને ધમકાવવાની મારી હીમત નથી ચાલતી!"

"ખાણાપર દારૂ તો પાણીની માફક વપરાયો! એક દોસ્તે કહયું.

હારે ને વળી તેરટમાં તે તેવોજ લાગ્યો!" બીજાએ ટેકો આપ્યો.

## બરાબર છે!

ધણી-હું ધારૂંછ કે હવે આપુંને ઉઠવાનો વખત થયો.

ધણીયાણી-કાંય વરી તે શા પરથી તમે બોલોછ?'

ધણી-તે જોની, બેબી આપણી રાત રર રર કરીને હમણાંજ ઉઘાવા પરયુ છ!'

## કંઇ જરૂર નથી.

"મારે હસતું મોહુ રાખવાની કંઇ જરૂર છે કે? શાપુરજીએ સર્ગી પડાવતાં ફીરોમાઇરને પુછયુ."

"ઉં ઉ, કંઇ જરૂર નથી સાહેબ. ખરું ને આબાદ હોય તેજ પાડવું એમાંજ અમારી સ્પેશ્યાલીટી છે!"

(સોલન)

# ઇંગ્લાંડમાંનું મારૂં "મિશન."

## મને થયેલો દગો.

(ગુલશન માટે ખાસ દુરમાસથી)

(આ અદ્ભૂત લેખને પ્રેસબરોએ ઇંગ્લાંડમાં પ્રગટ થવા દીધો હતો.)

લખનાર-મીસીસ રૂપાંબાઈ દોરાબજી રબાડી.

૧૯૧૫ માં મારાં જાસુસી મિશનોનો એક પર એક ચોડો એકઠો થયો હતો. થોડાંક વર્ષથી યૂરોપનાં સઘળાં મિત્રમંડળોમાં જર્મનીનું સરકારી મંડળ અતિ તોફાની બારકસ થઇ પડ્યું હતું.

મોટે ડારલો તરફનો મારાં મિશનનો નાટક પૂરો ૨૪ મોરોકકોનાં મામલામાં ખિલી નિકળ્યો. એ વેળા બાલ્કન્સ લડતની આગમજ ઇંગ્લાંડ, જરમની અને ઓસ્ટ્રીયન વચ્ચે "કાળાં જંગલ" માં ચાલેલી છુપી મસલહત અને તેને લગતાં કાવત્રાં ઇત્યાદી નરમ પડી ગયાં હતાં-એટલે આજનું દુઃખ પરિણામ-સુરોપે કદિ ન કહેલી કે અનુભવેલી ભયભીત લડાઇ માટે રૂથણું પોતાનું બળ-જોર-કૈવત એકત્ર કરી રાખેલું હતું. અંગ્રેજ, જર્મન અને ઑસ્ટ્રીયન પ્રધાનો વચ્ચેનો "કાળાં જંગલ" માં ચાલેલી શરતો હજી પોત પોતાનાં સંસ્થાનો તરફથી મંજુરીયાત મેળવવાનું અને સહી-શાખ કરવાનું બાકી રહેલું હતું. "મંજુરીયાત મેળવવાનું હજી બાકી રહેલું હતું." એટલું તમારે ધ્યાનમાં રાખવાનું, કારણ કે, ૧૮ નવેમ્બર ૧૯૧૧ માં જે 'મિશન' માથે લેવાની મને જરૂર પડી તેનો ખોલાસો તેમાંથી વાંચનારને જડશે.

વીલહેલ્મસ્ટ્રેસ ખાતે આવી રિપોર્ટ કરવાનો મને નાખેતા મુજબનો હુકમ મળ્યો. કાઉંટ વૉન વેડેલની આગળ લઇ જવાને બદલે મને આ વેળા જાસુસી ખાતાંના દરિયાઇ સેનાપતિ સામે લઇ જઇ ખડો કરવામાં આવ્યો. ત્યાં દરિયાઇ જાસુસી ખાતાંના વડા સાથે પિછાણ કરાવી. કેપટને મને ટુંકમાં ખબર આપી મને ઇંગ્લાંડ મોકલવાનું દુરસ્ત ધારવામાં આવ્યાથી તેવો ઠરાવ થયેલો છે. એ ખરાબ સમાચાર મારા મનથી હતા, જેનું કારણ આગળ ચાલતાં વાંચનારને માલમ પડશે.

જર્મન અમલદારોની ખાસિયત પ્રમાણે, એ કેપટને ટુંક પણ સભ્ય રીતે બીજાં ત્રણ દરિયાઇ અમલદારો સાથે મારી ઓળખાણ કરાવી. એક બાંધકામ ખાતાનો અમલદાર હતો. બીજો નિશાન કરનારાં ખાતાનો હતો અને

ત્રીજો તોપ અને સુરંગ ખાતાનો અનુભવ હતો. એક પછી એક પોત પોતાનાં હુન્નર અથવા કામમાં મને અજમાવી જોયો કલાકના કલાક મોટા મોટા "ડાયાગ્રામો" અને નકશાઓ ઉપર લક્ષ દેતો જોતો હું બેઠો અને મારી બંન્ને બાજુએ બે દરિયાઇ અમલદારો ઉભા રહ્યા તે પછી ઓરડાની ભિંત બરોબરનાં ઉંચા મોહટા નકશા સામે મને લઇ ગયા એ નકશાઓમાં બ્રિટિશ નૌકા ખાતાંના દરેક વહાણો અને મનવારોની ચોકસ નિશાનુ લંબાઇ-પહોળાઇ દેખાડી આપતી હતી. એટલુંજ નહિ, પણ છગલીશ દરેક લડાઇનાં વહાણોઅને મનવારોનાં સ્વરૂપોનો મારે અભ્યાસ કરવાનો હતો.

**સર્વો પરી સત્તા.**– ખુલ્લી રીતે એ ખાસ કેળવણી આપવામાં ઉંડો મર્મ સમાયલો હતો, ઇંગ્લાંડ તરફનાં મારાં મિશન નો એક ભાગ એ હતો કે, રફ઼ેઉિટ્રે કોસ્ટ ઉપર ની બ્રિટિશ લડાયક મનવારોની કવાયદો અને તૈયારીઓ ઉપર મારે ચોક્કસ નજર રાખવાની હતી. તમે સહેલાઇથી અનુમાન કરી શકશોકે ઇંગ્લાંડ અને જર્મની વચ્ચેની સ્થિતી વિલક્ષણ હતી. "કાળાં જંગલમાં" ચાલેલા ગુપ્ત કોલકરારને બંન્ને રાજ્યનાં મુખીઓની ગજુરિયાત મેળવવાની હજી બાકી રહેલી હતી. 'સશલેન ગેનબાદ'ની નજદીકમાં થયેલા બનાવથી રૈયત નો થોડોક ભાગ કહોકે દરેક મુલકનાં દસ-બાર આસામીઓ પણ જાણીતા ન હતા. રાજદ્વારીઓ એ લડાઇનું બકડણ એવું ઉંચે ચઢાવી રાખ્યું હતું કે, બે પ્રજાનાં લોક યુધ્ધમાં ઝીપલાવવા તત્પર હતા. યુધ્ધ જગાવવા દિવાસળી સળગાવા નીજ ઢીલ હતી. એવી દેહશત ભરી ચાલુ દીશામાં કાંઇ અકસ્માતિક બનાવ બની જશે એવું ધારી કૈસરે પોતાનાં રાજદ્વારી કાવત્રાં કમી નહિ દીધાં હતાં; બલ્કે તેમાં વધારો કર્યો જતો હતો. ખુલ્લી ખરે ખરીજ હકીકત છે કે બે પ્રજાની વચ્ચે સુલેહનાં કોલ કરાર થયા કે તેઓ એક બીજા ઉપર વહેમીલા થાય છે. નિદાન એ કોલ કરાર તો કઠોર પણે ફાડી સુરા કરવામાં આવ્યા હતા. ઇંગ્લાંડની સત્તા સર્વો પરી હોવાજ જોઇએ. સ્કૉટલાન્ડ તરફનું મારું મિશન આ કારણે સોંપાએલું હતું મને મળેલા હુકમો માં એમ પણ હતુ કે રોઝીથનું બંદર છોડી જતી બ્રિટિશ મનવારોની હીલચાલ ઉપર પુરતી ચોકસી રાખવી, અને એ હીલચાલની ખબર તુર્ત તુર્ત જર્મનનાં નૌકા ખાતાને આપતું રહેવુ. એવીજ વખતે આકૃતિ નાં નકશાનો અભ્યાસ અમુલ્ય થઇ લાગે છે. રાતનાં વખતે, કે વરસતા ધુમ્મસમાં કે સફકારે પ્રભાતમાં, બ્રિટિશ વહાણોને તેનાં નામથી પિછાણી શકવાને હું શક્તિવાન નહિ થાઉં પણ સઘળા દરિયાઇ ટાઇપોનાં ઢાળો વગેરે જાણતો હોવાથી હું પિછાણી શકુ કે કહી શકું દાખલા તરીકે— સઘળા અમુક પ્રકારનાં "ડ્રેડનોટ" બળવાન ક્રુઝરો, અને ટૉરપિડો બોટો જાણતો હોવાથી ક્યાં ક્યાં વહાણો દરિયાની મુસાફરીએ નિકળ્યાં તે તુરત હું કહી શકું. નકશો સઘળો મારી યાદીમાં ઠસાવ્યા બાદ મારા ઉપરીઓએ તે નકશો ઢાંકી દીધો અને તે ટાઇપો મોહડે બોલી જવા કહ્યું. જેમકે " આ કવીન મેરીનાં જાતનો ડ્રેડનોટ છે; પેલુ વાઇપર જાતનું ડીસ્ટ્રોયર છે;" ૪૦ ૪૦ એ સઘળા આકારો મને મોઢે નહિ થયા ત્યાં લુલીક બર્લીન છોડી જવાનીજ પરવાનગી મને મળી નહિ.

એ ઉપરાંત મારે તે જગ્યાનુ સવિસ્તર વર્ણન અને ભૂમિતિ વગેરેની મારે ૪ ૪ માહિતી મેળવવાની અગત્ત હતી. ઇંગ્લાંડમાં મને આપેલા સલાહમાં એવું અને કહેવામાં આવ્યું હતુ કે, એડીનબરોની નજદીક રોસીથની અને ઉત્તરમાં કોમેરટીનાં બંન્ને નવાં દરિયાઇ બંદરોની તળેટીઓની ચોકસ બનાવટ અને

અવસ્થા ઉપર અવલોકન કરવા ખાતર તદ્દન ગણત્રી કરવાની અગત પડશે. મારે મુખ્ય કરીને રોસીયની નવી તજેરી ઉપર ચોકકસ નજર રાખવાની હતી અને કાફલાઓ અને નવા સાજ–સામગ્રીમાં થતા વધારા-સુધારાની, તેમજ કાંઇ પણ એવી બાતમી જે જર્મન નૌકાખાતાને ઉપયોગની થઇ પડે તેવી ખબરોનો રિપોર્ટ કરવાનો હતો. સઘળા બ્રિટિશ કાફલાઓની હલચાલ જે તે વેળા રોસાય બંદર ઉપર ચાલતી હતી તે ઉપર મારે નજર રાખવાની હતી. આટલું લક્ષમાં રાખવાનું કે, રોસીય અને ક્રોમારટી ઉપરની નવીન યોજનાઓ જરમનીનાં હેલીગોલેંડમાંનાં જર્મન દરિયાઇ મથકનો જવાબ હતો જરમનીના ઉત્તર તરફનાં કોસ્ટાઓ ખ્યાલમાં લેતાં, એ રોસાય બંદર, ગ્રેટ બ્રિટન તરફથી હુમલો કરવાનું ઘણું સુગમતા ભરી જગા હતી; એ તરફથી બ્રિટીશ ઘણી સહેલાઇ અને સુગમતા સાથે જરમની ઉપર હુમલો લઇ જઇ શકે. બંન્ને પ્રજાઓનાં ખારીલાં મનમાં રખે કાંઇ અણધારી ચિંગારી સળગી ઉઠે તે બ્હીકથી, ઇંગ્લીશ કાફલાઓ સ્કોટલાંડની ચેલી બાજુએ કાંઇ પણ ઓચિંતી ચકિત દેખાડતી તેની ખબર તુરત પોતાને મળે એવાં હેતુથી જર્મની આ રીતે તૈયારી કરી રહ્યું હતું. રોસીયમાં કે ક્રોમેરટીમાં એક વહાણ પણ ઉતર્યું કે તુરત મારા તરફથી બર્લીનને ખબર મળતી હતી કે, કેવાં ટાઇપનાં અને કેટલાં લડાઇનાં વાહાણો સફરે નિકળ્યાં છે, વળી જો બનવા જોગું હોય તો, તેના આ હીલચાલનું કારણ પણ જણાવતો હતો.

જાસુસી ખાતામાં મારાં મિશનનાં કામો મારેની આવ જાવની કુલ અખત્યારી મને આપવામાં આવી હતી. હું ખુલ્લા દિલથી કહું છું કે તેની મને ઝાઝી દરકાર નહિ હતી. મારી હુસ્યારીમાં મારે રહેવાનું મારા પાસે ખાસ કરીને મને મજબુત કારણ હતું. તે વેળાની ઇંગલાંડની સંકટભરી સ્થિતિ અને તુરતનો પાસ થયેલો કરડો કાયદો મારે માટે ભય ભર્યો હતો. બાઇકન્સ ની પેઠે ત્યાં કાંઇ છુપીથી મરવાનો ભય કે દહેશત નહિ હતી, પણ જેલમાં પુરાવાની દહેશત હતી. બ્રિટિશ કાયેદા કાનુનોથી ઉલટી રીતે આમની સભા તરફથી લોકોને શિક્ષા પાત્ર ઠેરવવા માટે સુગમતા મળે એવી એક સ્થિતિ સ્થાપક કલમ ઠેરવવામાં આવી હતી કે જડજ કોઇ પણ આસામીને માત્ર શંકા ઉપર થીજ ગુનેહગાર ઠેરવવા જ્યુરીને કહી શકે. હું પાછું યાદ કરું છું તો તે કલમના ચોકસ શબ્દો આ હતા :—

"કોઇ પણ આસામી યા આસામીઓ ગ્રેટબ્રિટનની સલામતીને જોખમમાં નાખે એવો કોઇ લેખ બનાવે અથવા હાથ કરે, તેનાં ગુનાહની દેખાઇની સાબેતી ન હોવા છતાં તે આસામી કે આસામીઓને અપરાધી ઠેરવી શકાશે." અને તેવા ગુનેહગારને માટે સાત વર્ષની દેશ નીકાલની શિક્ષા ઠેરવી હતી.

## જર્મન જાસુસોની મહોકાણ.

કાયદાની આ કલમ બ્રિટિશ સરકારના હાથમાં ફોજદારી કામ ચલાવવા માટે કેવું જબરૂં સાધન થઇ પડી છે તે દેખાડવા માટે કોઇ વકીલની અગત નથી. હું આગળ કહી ગયો તેમ, એ કલમ આમની સભા મારફતે પાછળથી ઠેરવેલી હતી ખરી, પણ જરૂરની હતી. કહ્યા વિના ચાલતું નથી કે એમ કરવું વાજબીજ હતું. જાસુસોનો જાણે ઉપદ્રવજ ફેલાયો હતો. છ મહીનાના અરસામાં ત્રણ જર્મન જાસુસો કેદ પકડાયા હતા. હું એ સઘળું જાણતો હોવાથી અને ઇંગ્લીશ રાજદ્વારી નોકરોની રીતથી માહીતગાર હોવાથી, એમાં માથું ઘાલવા હું લગાર નારાજ

હતો. પકડાયો તો સાત વર્ષના સખ્ત કેદખાનાનો દંડ થશે ભયભીત ખ્યાલ મારી નજર સામે આવતો હતો ઇંગ્લાંડમાં સાત વર્ષનું સખત કેદખાનું, એ ફકત દોજખજ હતું, એમ પણ હું જાણતો હતો કે જોકે ઈંગ્લાંડમાં જવા માટે પાસપોર્ટની કાંઈજ અગત નહિ હતી તો પણ ત્યાં જે જે થતું, તેમાં મુખ્ય કરીને પરદેશીઓને લગતી સર્વ માહીતી સત્તાવાળાઓને મળતી હતી ઈંગ્લાંડમાં જવું એ સહેલુ ને સુતર હતું, પણ ત્યાંથી બહાર આવવું મુશ્કેલ હતું. વળી બંન્ને રાજ્યો વચ્ચેની બાતેન સમજુતી પણ હું જાણતો હોવાથી મને માહેથી બેચેની લાગતી હતી. તેમજ ડેનમાર્કનાં રાજ્યમાં મામલો ઠીક ચાલતો ન હતો. પાછલા બનાવોએ મને સાબેત કરી આપ્યુ કે એ મારી લાગણી જે કોઈજવાર ભુલ થાપ ખાએ છે તે આ વેળા ખરીજ હતી.

## મરજી વિરૂધ્ધ.

પણ મારા ઉપર જબરૂં દબાન ચલાવીને અને મોટી લાલચો દેખાડવામાં આવતા સેવટે એ કામ મે માથ લીધું. તેમનાં સઘળા હોકમો બજા લાવવાને હું હથ્યારબંધ થયો. બ્રિટિશ નૌકાના પ્રત્યેક લડાયક મનવાર, દરેક કિલ્લો, કોરટા ને બંદરો, અને સઘળી સામગ્રીનો જુમલો એ સઘળું છુપા શબ્દોમાં સંગ્રહ કરેલો હતો. એમ્સ્ટરડામમાં બેલજીઅમને સરનામે તારો મોકલવાની ગોઠવણો જાસુસી ખાતાં સાથે કરેલી હતી. વ્યવહારનો આ માર્ગ બંધ પડયો તો કોપનહેગન થઈને યાને પારીસ થઈને મોકલવાની સવડ કરેલી હતી તેના ચોક્કસ નામ-ઠામ હજી મને બરાબર યાદ છે. હું લંડન થઈને નહિ પણ માર્ચ ટાપુને રસ્તે એડીનબરો ગયો. એમ કરવાનું કારણ હતું; હમેશાં તેમાં મુખ્યકરીને આવા લડાઈના વખતમાબાહાર ગામથી લંડનમા દાખલ થની દરેક સ્ટીમરો અને ટ્રેનોની ઘણી ચોકકસ તપાસ લેવાતી હતી સાધારણ મુસાફર જાણતો નથી કે, ડોવર, ડિલ અને ફ્લીશીંગની એકસપ્રેસો ઉપર ડીટેક્ટીવોજ નહિ પણ બીજા સરકારી અમલદારો ઘણીજ બારીક તપાસ રાખતા હતા. દરેક રીતે જોતાં કંઈજ તે લોકની નજરથી છુપુ રહેતુ ન હતું. અંગ્રેજ સિવાય બીજા કોઈ પણ દેશના મુસાફરને બંદર ઉપર ઉતરતાં મોટી વયનો ભુરા બાલનો, ઉંચી ટોપીવાળો અંગ્રેજ જણાતો, જેરી ગ્રાયડ પહેરેલો લશ્કરી અમલદાર જેવો લાગતો હતો એ વૃધ્ધ ગ્રહસ્થને જો કોઈ પરદેશથી આવતો મુસાફર શક ભર્યો લાગતો કે તે ઘડીથી તેની પુઠે છુપી દેખરેખ રાખતા આસામીઓ લાગેલાજ સમજવા.

આ રીતે ઉત્રીને હું માર્ચને માર્ગે ગયો; એડીનબરો જતાં પ્રીનસેસ સ્ટ્રીટમાંના એક શાંત હોટેલમાં ઉતારો લીધો. મારૂં ખરૂં નામ મેં નોંધાવ્યું કે- ડાકટર એ૦ કે૦ ગ્રેગ્સ એમ. ડી. ડુરો. ઓસ્ટ્રેલીઆ. મારી મતલબ એ હતી કે હું ઓસ્ટ્રેલીઅન ડાકટર મારૂં ડાકટરી જ્ઞાન ખાસ વધારવા અત્રે આવ્યો હતો.

થોડાક દહાડા હોટેલમાં ગુજારવા બાદ બાજુમાંના એક એકાંત મોહોલ્લામાં મેં મુકામ કીધો. મારા રેહવા -વસવા ઇત્યાદી સાધારણ ખરચ માટે મને એક અઠવાડીયાંનાં પંદર પાઉન્ડ મળતા હતા. એમાં અલબત્તાં વધારાનો ખરચ, એટલે મોગેરમાં કામસર જવું આવવું, કોઈને ખાણાં ઉપર તેડવું ઇ૦ એ ઉપલક ખરચ માટે અલાહેદું મળતું હતું

## બાતમીની શરૂઆત

પહેલું પખવાડયું મેં ચુપકીદીમાં ગુજાર્યું, જેમ કરતાં લોકોને એવો ભાસ આપ્યો કે હું અઘીં નબળો, માંદગીનું બીછાનું છોડી આવેલો દરદી છું. એટલા અરસામાં ત્યાંની અને તેની અતરાફની જગ્યાઓથી જાણીતો થઈ ગયો અને ફર્થ ઓફ ફોર્થ તરફ વારવાર ત્યારે મારી

આવતો હતો, જ્યાં રોસીથ બંદર આવેલું હતું. અહીં એક લાંબો મોટો પુલ હતો એ રોસીથ બંદર અને ઉત્તર નમૂદ્રની વચ્ચે છે. નૌકાબંદર ઉપરથી આવતી જતી લડાયક મનવારે એ પુલની નીચેથી પસાર થતી હતી પણ એ પુલની બાબતમાં જ્હાલ વધુ લખવાની જરૂર નથી.

એ પુલનાં એક રખેવાળ સાથે મેં દોસ્તી પાડી. અને ધીમે ધીમે તેનો વિશ્વાસ મેં મેળવી લીધો. એ માણસનું નામ હું કહીશ નહિ, કારણ તેમ કરતાં તેને નુકસાન પુગે. આપડાએ તદન ભોળપણમાં એ બંદરનો અભ્યાસ કરવાની મને સરળતા કરી આપી, અને જે બાતમી મને જોઇતી હતી તે ફક્ત —ભુલકે મને તેણે પુરી પાડી. એમ કરવા માટે તેને મેં એક પાઇ પણ આપી નહિ કેમકે તે કોઇ રાજદ્રોહી કે દેશદ્રોહી હતો નહિ. મારા એજ ભલા મિત્રની મહેરબાનીથી બંદર પરના ચોકીખાનાઓમાંનાં કેટલાક સાથ મને પીછાણ પડી મને રોમી મરચંટ, વોલ્ટર સ્કોટ વગેરેની કહાણી (વિરસાની ઘણી માહેતી હોવાથી મને તેઓ અર્ધો રહસ્ય સમજવા લાગ્યા.

એ લોકોની મારફતે રોસીથ બંદરને લગતી વધુ ઘણી હકીકત હું મેળવી શક્યો. કોઇ પણ સ્થળનું સવિસ્તર વર્ણન જે લોકો તે જગ્યાનાં તસુએ તસુથી વાકેફ હોએ તેવાં લોકોનાં સમાગમમાં આવવાથીજ મેળવી શકાયે છે. બર્લીનમાંના પેલા મોટા નકશા તે ચોક્કસ વર્ણન આપી ન શકે. બંદર અને ફ્રીસ્સેમંડીને લગતી વધુ ઉંચ શાખાનુનાગી મુદ્દાનું જ્ઞાન, બંદરનાં અમલદારો, ઇનજીનિયરો—એવા ભવાઓ સાથની વાતચીતમાંથી મેં સંપાદન કર્યું એ લોકને હું વારંવાર કંઇને કઇ ગમતમાં લઇ જતો હતો; મેજમાનીઓ, પાર્ટીઓ આપતો હતો. એ બાબતમાં પણ કંઇક વધુ પાછળથી એ લીગ.

દુરથી જણાતી આકૃતિના બાબતમાં મને જે શીખ મળી હતી તે એ અરસામાં મને ઉપયોગી થઇ પડી. એક દીને રાત્રે પુલના રખેવાળ મિત્રને ખબર પડી કે બ્રિટિશ કાફલો નીકળવાની તૈયારી કરે છે. તે દીને રાતે હું તે પુલ ઉપર ખડો થઇ રહ્યો અને સંધ્વારે પાંચ વાગે ધુમ્મસના ઘેરાં છતાં મેં સોળ લડાયક વહાણોને નીકળતાં ગણ્યા. તેઓની આકૃતી ઉપરથી મેં પીછાણ્યા કે તેઓ તેઓ જુદી જુદી જાતનાં હતા. તુરત મેં બ્રસેલ્સને માર્ગે જર્મન નૌકા ખાતાંને ખબર પુગાડી કે સોળ મોટાં વહાણોનો કાફલો દરિએ નીકળી ચુક્યાં છે. પાછળથી મને ખબર પડી કે એ સોળ વાહાણોનું વર્ણન આપતાં એકજ ભુલ મેં કરી હતી.

## બ્રીટનનો મોટો ભય.

મારી તપાસના અરસામાં મને ઇંગ્લાંડ તરફથી જે સારી રીત વાપરવામાં આવી હતી. તેના બદલામાં હું આ બાતમી મુફત આપું છું અને લક્ષ ખેંચું છું કે, ફર્થ ઓફ ફોર્થનો પૂલ રોસીથ બંદરને ગંભિર ભય પોંહચાડનારો છે. તેનું આ કારણ: રોસીથ બંદર અને દરિયાની વચ્ચેનું તેનું સ્થાન ભયંકર ભય ભર્યું છે. લડાઇ છેડે—જાગે તેની આગમજ એ પુલ ઉરાડી દીએ અને રોસીથના બારામાં એકત્ર થયેલી લડાયક મનવારોને બધ કરે એ કાંઇ પણ રીતે નવ નવા જેવું નથી. એવી રીતે કેટલાક દહાડા તુરી ક કાફલો અશક્ત થઇ ગોંધાઇ રહે તેટલાં પરદેશી કાફલો સ્કોટિશ કોરટાઓ ઉપર ધસારો વારી શકે તેમાં શી નવાઇ ?

આશરે ત્રણેક અઠવાડ્યાં પછી મારી પુ કોઇએ પકડી છે એવો વ્હેમ મને આવવા લાગ્યો. એક દિવસે રાતનાં ઘરે આવતાં જોઉં છ તો મારાં કપડાં હું ગોઠવી ગયો હતો તેનાં કરતાં જુદીજ રીતે મુકેલાં હતાં. મારી ઘરવાળી સ્ત્રીને મેં તેડ ઉડતી પરપૂછ કરી જોઇ કે મારો કરૂષ આ લોક "નહિ ડોકટર." તેણીએ જણાવ્યું.

"ઠીક; ત્યારે મારાં ગોઠવેલાં કપડાં અસેડીને આ રીતે ગોઠવવાની તમોને શી અગત પડી?" તેણીના મુખડા ઉપર રતાશ ફરી વળી તેણી ગભરાએલી લાગી. "હું તમારા ઓરડામાં આવીજ નથીજી. હાં; પણ મને હમણાં યાદ આવે છેજી; દરજી આવેલો ખરો; કોઇ નોકરે તેને અંદર લીધેલો.'

એ પછી એક કલાક બાદ, હું મારા દરજીને ત્યાં ગયો. તેને પૂછતાં તેણે પેલી બાઇની વાત ખોટી પાડી તે ઘરમાં આવેલોજ નહિ મારો વ્હેમ ખરોજ છે એમ સિધ્ધ કરવા બીજે દિને એક જાણીતા હોટેલમાં ગયો. લખવાના ઓરડામાં બેસીને કેટલાંક કાગળ લખ્યાં અને તેમાંનું એક મેં ખામખા ભોંય ઉપર પાડ્યું, પછી નાહવાની ઓરડામાં ગયો અને ત્યાંથી પા એક કલાકે પાછો આવી જોયું તો પેલું કાગળ ગુમ થયેલું હતું. માણસોને નેડી તજવીજ કરતાં જણાયું કે કોઇ એક ગ્રહસ્થે તે કાગળ ચુપચુપ ઉપાડી લીધું અને વાંચ્યા વિના જેબમાં ઘેસડ્યું અને ચાલતી પકડી. તેઓ મારે પુઠે પડ્યા હતા ખરા.

હું આશા રાખું છું તે ડિટેકટીવ કે તેના ઉપરી એ તે કાગળ વાંચી જોયું હોય તો સારૂં; કોઇ તેઓ કે કોઇપણ તેનો તરજુમો કરવાની વેઠ કરશે તો "વાડામાંથી પાડુ એક" ની કવિતાનો સાર માલુમ પડશે.

## આ જા, તું જે ડાળું હું પેટમે !

આ તકે સુદ્દો દમ કરવાનો જરૂરી છે એમ સમજી હું તુરત ત્યાંની પોલીસ ઓફીસે ગયો. ડાક્ટર એ. કે. મેન્ગ્સ, ઠેરો, ઓરેન્જીઆ (દક્ષિણ) એ નામનો મારો કાર્ડ મેં માંહે મોકલ્યો. જરાવારમાં મને એક અમલદારના ઓરડામાં લઇ જવામાં આવ્યો, અને એક રૌબ ગ્રહસ્થે મને આવકાર આપ્યો. જતાંને વાર મેં તેને તતડાવ્યો.

'સાહેબ, હું જર્મન જાસુસ છું કરી માનવા માટે તમો પાસે કાંઇ કારણ છે વારૂ !" મેં જોઇ લીધું કે મારો છોડેલો તીર બરોબર લાગ્યો હતો.

"કાં? કાંઇ પણ નહિ;" તે ચમકીને બોલ્યો, "મને એ બાબેની કશી ખબર નથી"

"ત્યારે એ લોક મારી પુઠે પુઠે ફરે છે તે તમારા હોકમથી નહિ, કે !"

"બિલકુલ નહિ" તેણે ધીરજ આપી.

"ઠીક? એવું અગત્યનું કામ તમારી જાણ વિના બને એમ માનવું મુશ્કેલ છે."

"તમારી પૂઠ પકડી છે એમ માનવાનું તમોને કારણ શું છે?"

તેણે સવાલ કર્યો.

"ઘણાં કારણ છે" મેં જણાવ્યું. "કોઇ એજન્ટે તો બેહવાઇથી મારા ઓરડામાં ઘુસીને મારા કપડાંની પણ જડતી લીધી છે, અને તમે જાણો છો કે એ કામ ઇંગ્લીશ કાયદાથી ઉલટું છે. એવાં કામને માટે વોરન્ટ જરૂરનું છે. જો હું જર્મન જાસુસ છું એમ માનવાનું તમોને કાંઇ કારણ હોય તો ચાલો હમણાંજ મારી સામેજ સાબેત કરો, નહિ તો એવી બેઅકલી સતાવણીઓ બંધ કરો. હું એક ખુશ મશ્કરી સમાન સઘળું કાંઇ ગણતો રહ્યો હતો, પણ તેની બીહદ હોય છે" તે તદ્દન ગંભિર બની ગયો અને બોલ્યો,—

'ખરી વાત છે ડોકટર, પણ જુઓની હમોને તો મળેલા હુકમો પછી ગમે તેવા હોય તે બજા લાવવા પડે છે. જો કે એમાં કાંઇક ભૂલ થયલી લાગે છે, હવે પછી તમોને સતાવવામાં નહિ આવશે, ખાત્રી રાખજો."

## કાચું કાપ્યું.

મને રજા મળી. અલબત હું જાણતો હતો કે, મારી પૂઠ તો પકડી રાખવાનાજ, જેની મને જરીક પણ પરવા હતી નહિ. મને લાગ્યું કે પોલીસ ખાનામાં મારા જઇ આવ્યાથી એ દેખ-

હતા તેમની વાટ જોતો કપડાં પહેરી બેઠો હતો, તેટલામાં હોટેલમાંના માણસે આવી મને ખબર આપી કે, " નીચે એક ગ્રહસ્થ આવેલા છે અને તમોને મળવા માગે છે, ડાક્ટર સાહેબ."

કંઇક આગાહી મને થવા લાગી. હું જાણતો હતો કે મારા નોતરેલા મહેમાનો આવ્યા હતે તો મને નીચે તેડતે નહિ, પણ માત્ર પોતાના આવ્યાની ખબર મોકલતે. મેં જાણ્યું કે જો મને સરકારથી પકડવાને કોઇ આવ્યો હોય તો તેને ઉડાવવામાં કશો ફાયદો ન હતો. જાસુસી જીંદગી માણસને દૈવાધીન બનાવે છે. તો પણ મેં એટલી તો સાવચેતી લીધી કે મારા દગલાનાં અંદરના જેબમાં રસાયણ પ્રયોગમાં વપરાતી વસ્તુઓની એક થેલી સેરવી દીધી. એ મને વારંવાર આગળના વખતમાં ઉપયોગી થઇ પડી હતી પછી હું નીચે ગયો. એક હાથ મારા કોટમાં ખોશી રાખ્યો હતો. હું દાદરને નીચલે ફાંદથે પુગતાંજ સાદા લેબાસવાળા ચાર આસામીઓ મારા ઉપર તુટી પડ્યા. મારે ઝડપથી વિચાર કરી લેવાનો હતો. પેલી થેલીમાંની ચીજો તેમનાં મોંહ ઉપર ફેંકી નહાસી જતે, પણ તેથી કંઇ ફાયદો ન હતો. તેમ થતાં હું સ્કોટલાંડમાંથી નો શું પણ ગ્લાસગોમાંથી વટીક બહાર જઇ શકતે નહિ. સામું થવાથી ઉલટો મામલો બીગડશે એમ માની હું તેમને શરણુ ગયો. માત્ર લગાર મજાક કરવા હું થોડે ચઢ્યો અને તેમને તેમ કરવાનું કારણ પૂછ્યું.

"તમે જલદીથી જાણશો." તેઓનાં વડાએ કડક લેજે કહ્યું.

## જાસુસ !

પછી તેણે મારી જડતી લેવા પોતનાં માણસોને ફરમાવ્યું. મારી પાસેથી કશાં પણ હથીયાર જોગ નહિ નિકળ્યા તે જોઇ તેઓ ભારે અજબ થયા. મને પાછો મારા ઓરડામાં લઇ ગયા અને ત્યાં મારા સર સામાનની જડતી લીધી અને તેમનાં બંડલ બાંધવા માંડ્યાં. હું જાણતો હતો કે હું એ લોકને અટકાવી દો નથીં શકવાનો, પણ તે લોકને મેં સેહલાઇથી કંઇ કરવા નહિ દીધું. હોટેલનાં મેનેજરને અને બીજા એક શક્ષીને ઓરડામાં તેડી લાવવાની અરજ કીધી. એ ગ્રહસ્થોએ મેહેરબાની ની રાહે, મારા સર સામાનનું વર્ણન કાગળ ઉપર લખી લીધું જે સામાન પોલીસે પોતાની સાથે લઇ જવા તૈયાર કર્યો હતો. એવું ઘણી વાર બને છે કે, જાસુસને જ્યારે કેદ કરવામાં આવે છે ત્યારે વારંવાર કોર્ટમાં તેની પાસેથી નહિ મળેલી ચીજો રજુ થાય છે. તે ડીટેકટિવોનો વડો, જેનું નામ હું ભુલી ગયો છું, પણ મને યાદ આવે છે કે કંઇક અભણ, અનાડી જેવો હતો, તે મને કેદ પકડવા પછી ઘણો પ્રસિધ્ધ થઇ ગયો હતો. જાણે સઘળી હકીકત તેણેજ શોધી કઢી હોય, અને પેલા કમીસ્ટ્રોએ તેને સઘળી રીતે વાકેફ નહિ કીધો હોય તેમ પોતાનું સાર્થક સાંધના મને ગરદાપેચ કરવા માંગતો હતો; પણ મેં મારું વારંટ મારી આગળ વાંચી જવાની હઠ લીધી અને કેટલાક બડબડાટ પછી તે વાંચી ગયો. તેમાં આમની સભામાં જાસુસો સામે જે નવી કલમ ઘુસાડી હતી તે કલમના રૂએ બ્રિટિશ રાજ્યની સલામતી જોખમમાં નાખવાનો આરોપ મારી ઉપર મેલ્યો હતો.

ગ્લાસગો શેહેરનાં કેદખાનામાં મેં તે રાત ગુજારી, બીજે દિને એક માજીસ્ટ્રેટ પાસે મને ઉભો કર્યો પછી શેરીફની કોર્ટમાં નિયમાનુસાર દાખલ કર્યો. એક અઠવાડયાની અંદર શેરીફની કોર્ટમાં મારો મુકદમો આવ્યો. શરૂઆતની તપાસ પૈદા દઇ એડીનબરોના હાઇ કોર્ટમાં તપાસ માટે મને મોકલ આપ્યો આ જાણીતી વાત છે કે સ્કોટિશ કાયદામાં એક કેદીને પાલીસ એકસો દિવસ સુધી તપાસ વગર રાખી શકે છે.

એક સો દિવસ પુરા થવાની હવે હું રાહ જોતો હતો. મારા આગલા વિમલો જાસુસો માટે

પોલીસ જબરી ધમાલ કરતી હતી પણ કશુંએ વળ્યું ન હતું. વડા જડજ તરફથી મને એક કાગળ મળ્યું જેમાં મને ખબર આપી હતી કે, મારી તપાસ ચાલે તેની એક દિવસ આગળથી મારા બચાવનાં સઘળાં સાધનો મારા હાથમાં રાખવા. મારો કાંઇ બચાવ હતોજ નહિ. મેં કોઇ આરોપ અંગીકાર પણ નહિ કીધો, કે કશું ના પણ નહી પાડયું. મેં તેમને જણાવ્યું કે મારો કાંઇ પણ અપરાધ થયો હોય તે હું જાણતો નથી–બચાવ કરવાની કશી જરૂર નથી. ભલા, તમે જો ઇંગ્લીશ અને સ્કોટીશ 'પેપરો' ની તે વખતની ફાઇલ ઉથલાવી જોશો તો તમોને જણાશે કે, "સ્કોટીશ કોર્ટ"માં મારા કેસે જબરી ધમચકરી કરી મુકી હતી.

હવે હું તેને લગતી સઘળી હકીકત ખુલ્લી કરૂં છું. આં પહેલ્લીજ વાર હું ખોલાસો કરીશ કે શી રીતે, શા માટે, અને કોણે મને છુપી રીતે જેલમાંથી છોડવ્યો, જે વેળાએ જર્મન પરદેશ ખાતાંની ઑફીસ વગીક એમજ જાણતી હતી કે હું જેલમાં છું.

મારી વિરૂધ્ધમાં સરકારે એંતાલીસ શાક્ષી ઉભા કીધા હતા. તેમાં નૌકા ખાતાંનાં વડા, કર્નલો, કેપટનો, લશ્કરી અને દરિયાઇ અનુભવીઓ અને ટપાલ ખાતાંનાં અમલદારો પણ સમાઇ ગયા હતા. યુરોપના સઘળી તરફના છાપાના પ્રતિનિધિઓ–કાંકે આખું યુરોપ મારા મુકરદમામાં હિત લેતું હતું—ત્યાં ધસડાઇ આવ્યા હતા. એડીનબરોની મોટી અદાલતમાં મારો મુકરદમો મંડાયો તે દીને કેવી ચિકાર ભરાઇ હતી તે હજી મને યાદ છે. એ તપાસ સાથે જોડાયલા ખોટાં નામ, વિચિત્ર બનાવો, એક જાસુસ–તે પણ વળી જર્મન જાસુસ! ની મહોકાણે ઉશ્કેરણી અતિશય વધી ગઇ હતી.

આસન ઉપર નામદાર લોર્ડ જસ્ટીસ કલાર્ક બિરાજમાં હતા. તેઓ કરારી બાજદોમાં જેવા તેવા અનુભવી ન હતા. સ્કોટલાંડના વડા સરકારી સોલીસીટર મી० એંડરસન કેન્લી, જેઓ તાજ તરફથી ફોજદારી કેસ ચલાવતા હતા તેમની સાથે ચાર મદદગારો હતા. કાળા ઝભાવાળા, કાળી ટોપી વાળા ધારાસભાના જાણીતા મેંબરથી મારી સામે જોડાયલા હતા. તે દેખાવ ખરેખર દબદબાભર્યો હતો. બ્રિટિશ અદાલતનાં કામકાજની જેમને માહિતિ હોય જ તેઓ જાણે છે કે કેવી અસરકારક રીતે ઇનસાફ ચલાવવામાં આવે છે. બરોબર બાવીસમી જુલાઇ ૧૯૧૨ ની સહવારે દસ વાગે મારો મુકરદમો ચલ્યો તે વેળા હું નહિ ધારતો હતો કે હું ગુનેહગાર ઠરીશ. મારા વિરૂધ્ધ પુરાવો કશો ન હતો.

મેં મારાનો હિમાયતી નહિ કીધો એ જાણીને સર્વ કાંઇ તાજુબ થયું. કાયદાના દરેક પોઇન્ટ ઉપર મારૂં હિત સાચવવાને ન્યાયધીશ સાહેબે મને કબુલાત આપી અને તે કબુલાત તેવણે પાળી. એક અથવા બીજી પોઇંટ ઉપર તેઓ સોલીસીટર જનરલનું ધ્યાન ખેંચતા હતા. બ્રિટિશ ઇનસાફની હું ઘણી વખાણ કરૂં છું. મારી તપાસ વાજબી હોઇ ઇનસાફનો અચ્છો નમુનોજ હતો. પહેલે દીવસે દરિયાઇ અને લશ્કરી સિવાય બાકીનાં સઘળાં શાક્ષીઓને દુર કીધા. એડમીરલ એડેર જેઓ હમણા ગ્લાસગોમાં તોપનાં કારીગરોનાં વડા છે તેમની મેં જબરી ઉલટ પાલટ તપાસ લીધી. એ એડમીરલ દરીયાઇ ઑફીસની ટાઇપનાં ઉંચા પતલા નમુનેદાર અંગ્રેજ ગ્રહસ્થ હતા; સામટા દેખાવે તેઓ મી. ચેમબરલેન જેવા હતા અને એ મુકરદમામાં અનુભવી શાક્ષી તરીકે હાજર હતા એવું ઝાઝું જણાતું ન હતું. નવ ઇંચ ઇનની તોપને લગતા શાક્ષી આપવા તેમને તેડવામાં આવ્યા હતા તે લોક એવા પોઇન્ટ રજુ કરવા માગતા હતા કે, ગ્લાસગોમાં કામ કરનારાઓથી બરોબર ખબર મેળવ્યા વગર,' કોઇ બી એ તોપો વિષેનું મારા જેટલું ગ્નાન ધરાવી ન શકે એમ છે. એ વખારી

ચૌદ ઇંચની તોપની બનાવટ, શક્તિ ઇત્યાદી બાબતો ઉપર મેં એ અમલદારને બહુ બહુ રીતે ગુંચવ્યો તેટલાં એકાએક તે જવાબ દેતો ચુપ થઇ ગયો અને મારા તરફ ફરીને મારા સવાલોનો જવાબ ખુલ્લી અદાલતમાં આપવા ના પાડયું.

## સેવકની ખાતરી.

મેં નિશ્ચય પૂર્વક માની લીધું કે તોપો વિષેનું જ્ઞાન એટલી હદ સુધીનું હું ધરાવતો હતો કે, તે જ્ઞાન મેળવવા મારે જાસુસપણું કરવાની કશી અગત્ય હતી નહિ. અંતે રાજ્યનાં એક અનુભવી અમલદારે ઉલટ પાલટ તપાસ માં જણાવ્યું :—

"આવું ઉંચ જ્ઞાન ધરાવનાર આસામી આપણી નવી તોપોને લગતી વીગતના સીધ્ધાંત ઉપર આવે એ બનવા જોગ છે."

એ સઘળાંનું પરીણામ એજ આવ્યું કે પહેલે દીવસે તપાસ મુલતવી રહેવા પછી દરેકની ખાતરી હતી કે, તોપોને લગતી છુપી ખબર મેળવવાનો જે આરોપ મારા ઉપર મેલાયો હતો તે આરોપ ખરો થવાનો નથી. અલબત્તાં એ સઘળી બાતમી મેં મેળવેલીજ હતી.

## કાગળનો ઘોંટાળો.

બીજા દીવસની તપાસમાં પેલી પેઢીનું કાગળ હવે રજુ કરવામાં આવ્યુ જે કાગળ મને આવવા ના પકડાઇ તે કેમીરટોપર પ.ઓ. મોકલવા- માં આવ્યો હતો. તાજ તરફના સોલીસીટર મી० એંડરસને તે કાગળ ઘણુંજ ગંભીર પણે વાંચ્યું તે આ પ્રમાણે હતો:

"વહાલા સાહેબ,— હાથમાં ધરેલા કામ ની બાંજગડમાં તમે ફતેહ મેળવી તેથી અમે ખુશી થયા છીએ. તેનો નમુનો જલદી મોકલી આપવાની તસદી લેજો. બીજી બાબત સંબંધ- માં અમોને એ શી રીતે એ ઉપયોગી થઇ પડશે તે હું સમજી શકતો નથી. ગમે તેમ હોય, પણ એ કામ વિષે મારી 'પેઢી' ૧૦૦ પાઉન્ડ કરતાં વધુ આપવા ના કહે છે.

એ કાગળ ઉપર સહી, શાખ કાંઇ નહિ કરેલી હતી. એ વાંચતી વેળા 'મી० એંડરસને પાંચ ચીમરાએલી બેંક નોટો હાથમાં ધરેલી હતી. તે પૂરું થવા સાથેજ તેમણે ભારે જુસ્સામાં જણાવ્યુ.

"સાહેબ, ઉપર ઉપરથી જોતાં એ કાગળમાં કંઇ દમ જેવું નથી જણાતું. પણ જો તમો પ્રિન્સ ચારલીનાં બંડનો વખત યાદ કરો- જે વેળા કે દગા ફટકા અને કાવત્રા ચાલતાં હતાં તો તમોને યાદ આવશે કે આવા પ્રકારનાં પત્ર વ્યવહારમાં રાજ્યને હમેશાં પેઢીનો એલકાબ અ- પાય છે. જો આ કામકાજ યા ધુંધા પાપાને લગતું નિષ્કપટ પત્ર છેતો તે આવી જાણીતી પેઢીને લગતાં કાગળ કે કવરમાં શા માટે બીડયું જે પેઢી એ બાબેતું કશું જાણતી નથી ! એ પત્ર ઉપર સહી શાખ શા માટે નથી ? એ પેઢી શા માટે ૧૦૦ પાઉન્ડ આપવા રાજી હતી ! સાહેબો, એ સઘળાનું કારણ દેખાઇતું છે."

એટલું છતાં પણ તે પત્રે કોર્ટને, જ્યુરીને, કે પેપરોને ગુંચવણમાં ને વિચારમાં નાંખ્યા હતા એટલુંજ નહિ, પણ આખાં ઇંગ્લાંડને ગુંચવણમાં નાંખ્યું હતું હવે આ પહેલીજવાર એનો ખોલાસો હું કરું છું.

એ પત્ર જર્મન સરકાર તરફનું હતુ—એમાં જે "હાથમાં ધરેલું કામ" એ શબ્દો હતા તેનો અર્થ એ કે ગ્લાસગોમાં જે નવી મેંદ બન્ધ ની તોપ બનાવાતી હતી તેમાં ભરવાની બારૂત જે ધીમેથી સળગાવનારો પાઉડર હતો તે વીષે લખ્યું હતું. તેમાંનો થોડોક મારા કબજામાં હતો. એ અથવા કોઇ પણ એવી દેવતળી વસ્તુ મારા સરસામાનમાંથી મળી નહિ આવી તેનુ કારણ કે

જે જાસુસ પોતાનું કામ અચ્છી રીતે પીછાણે છે તે એવી વસ્તુઓ દેખાતી રાખતો નથી પણ તે સલામતી ભરી કોઇ ખાસ જગ્યામાં રાખે છે? જેની કુંચી કોઇ ચાહીતનાજ કબજામાં હોય છે.

## મહોકાણ !

"નમુનો," એવો શબ્દ, જે પેલા પત્રમાં લખ્યો હતો તે પેલી બાબતનો નમુનો હતો, "બીજી બાબદનાં સંબંધમાં" એ તો બ્રિટન નાં બચાવ-રક્ષણ માટે ઘણીજ અગત્યની બાબતમાં હતી, પણ હાલ તે બાબે હું કંઇ કહી શકતો નથી. પાછળથી કહીશ.

મેં મારી જ્યુરીની બરોબર પરિક્ષા કીધી હતી, કોઇ તેમના ઉપર આ કાગળથી કંઇ ગંભીર અસર થઇ નહિ. સઘળું કંઇ ઘણું મોઘમમાં હતું, અને તાજ તરફના સોલીસીટરની ચાલાકી અને સફાઇથી બોલવાનાએ પણ એવા સખત બેલાનાં રકોચો ઉપર અસર ન કે કરી. હું ખરેખર નચિંત બની ગયો હતો તેટલામાં નોકરોમાંના એક નોકરને મી૦ એંડરસનને એક લેખ આપતાં દીઠો તુરત મેં તે લેખ ઓળખ્યો અને મને ફાળ પડી. સોલીસીટરે તે લેખ વાંચ્યો અને ઉશ્કેરાઇ ગયો. પોતાના ગોઠીઆઓને એકઠા કીધા. તેમને દેખાડતાં તેઓ પણ ખુશ થયા. એ પછી તેવણે મુકરદમો મુલતવી રાખવાની અરજ કીધી. હું સમજી ગયો કે હવે સપડાયો ખરો.

કોર્ટ પાછી ભેગી મળતાં સોલીસીટર સાહેબે પતલાં કાગળનાં બે ટુકડા—આગલે દિવસે પેલો માણસ લાવ્યો હતો તેજ રજુ કરતાં અસરકારક રીતે કહ્યું "ગ્રેટ બ્રિટનની સલામતીને હાકરૂતું નુકશાન પોહચે એવો તૈયાર કરેલો "કોડ" હું કોર્ટને દેખાડવા માગુ છું."

## કમબખ્તી પુરી થઇ.

અને ખરેખર વાત બી ખરી હતી. બ્રિટીશ દરિયાઇ મનવારના પ્રત્યેક વહાણ, દરેક દરિયાઇ મથક, કિલ્લા ૮૦ સઘેનાં નામ સમાયલાં હતાં. દશ હજાર કરતાં વધુ નામ તે હતાં, અને તે દરેક નામની સામી બાજુએ નંબર લખેલા હતાં. દાખલા તરીકે ડ્રેડનોટ કવીન મેરી નો નંબર ૮૧૩ હતો.

મેં એક વાર કબુલ કીધું છે તેમ હું લગાર વ્હેમી માણસ છું. તેમ થવાનું મને શું કારણ નથી? પેલાં કેમીસ્ટવાળાં કાગળેજ મને પહેલો પકડાવ્યો હતો અને મારો ખાનગી સંગ્રહ પણ ડાકટરોનાં વપરાસ માટે નીકળેલી ચોપડીમાંજ લખાયલો હતો. બન્ને વખત એ પેઢીની મહોકાણ મને નડી હતી. દુરબીનનાં કાચની મદદ વડે અતી ઝીણા અક્ષરે મારી ટીપ મેં લખી હતી કેમકે એટલાં બધાં નામ હતાં કે તે મોઢે કરવાં બને નહિ તે નાની નોંધપોથીનાં બે પાનાં મેં ફક્ત વાપર્યાં હતાં અને તે પાનાંને કોર આગળથી "લગાવી દીધાં હતાં. જ્યારે પણ મારી જાણમાં આવતું કે બ્રીટીશ મનવાર સફરે નીકળી કે, કોઇ સારી જગ્યાએ જ્યાંથી તે મનવારોનાં આકારો પીછાણી શકાય તેવી જગ્યાએ હું જતો, તેમને ઓળખી મારા મનમાં ગોઠવતો અને તારથી ખબર આપવા તેમનાં નંબરો ટપકાવી લેતો, જાણે કે:—૨૧૪, ૬૯, ૭૦૦, ૫૧૦, ૨૪. અગસનાં શબ્દો (A. B. C.) ના કોડથી લખાઇ જતા.

એ ખબર હું બર્લીનનાં જાસુસી ખાતાને પારીસને રસ્તે રવાના કરતો હતો. એ રીતે કઇ કઇ લડાયક મનવારો સફરમાં નીકળી અથવા કઇ કઇ રેસીયના બારામાં આવી તે જણાવતો હતો.

## સહેલ બચ્યો.

મારી કમબખ્ત નોંધપોથી અકસમાતિક મળી આવવાથી વધુ તપાસની કંઇ જરૂર રહી નહી મેં મારા બચાવમાં કોઇ શાક્ષીઓને તેડ્યા ન હતા. ફક્ત મારી અંગત પીછાણના બે કે ત્રણ ગોઠીઆઓને તેડ્યા હતા

અને તેમને દરેકને નીચયો સવાલ પૂછ્યો —ઇગ્લાંડ તરફની મારી વફાદારી બાબેતું જે જાણતા હોવ તે કહો " તેઓએ સઘળાએ એક અવાજે કહયું કે પરદેશ રાજયનો જાસુસ તરીકે હું પગારે રહયો હો શકતો પણ ગ્રેટ બ્રિટન તરફ કોઇ દીવસે વેર ભાવ કે જેવી કશી લાગણી મેં કદી દેખાડી ન હતી.

મેં ધાર્યું કે એથી મને મારી શિક્ષામાં કાંઇ ઘટાડો થશે. જયુરી અડધા કલાકમાં પાછી બહાર આવી જાહેર કર્યું કે બ્રિટનની સલામતી જોખમમાં નાખવાને હું ગુનેહગાર ઠર્યો હતો. અને જર્મન જાસુસોને માટે જે, નવો કાયદો ઘડાયો હતો તેની રૂએ સાત વર્ષની સખત મજુરી સાથના દેશ નીકાલની શીક્ષાને યોગ્ય ગણાયો હતો, છતાં મારી હિમ્મત હું હાર્યો ન હતો કે મારૂં મોઢું ફીક્કું પડ્યું ન હતું.

ન્યાયાધિશ મારી શિક્ષા હુકમમાં કહે તે પહેલાં એક ઉમરાવ દેખાવનો સફેદ કપડામાં સજ થયેલો અંગ્રેજ, જે એ આગમજ કોર્ટમાં કદી આવ્યો ન હતો તે આવ્યો. તેને ઘણી આદાબ અને તવાજેથી બેન્ચ ઉપર લઇ જઇ બેસાડવામાં આવ્યો. મેં જોયું કે વડા જડજ તેને બહુ માનથી નમ્યા, અને તેઓ બંન્નેએ એક બે પળ ઘુસ—ઘુસ વાત કરી. ન્યાયધીશ સાહેબ વારંવાર તેવણની વાત ઉપર ડોક ધુણાવતા હતા. એથી હું ગભરાયો. મને એવું લાગ્યું કે મારૂં સંકટ વધ્યું જતું હતું પણ છેવટે ન્યાયાધિશ સાહેબનો ઠરાવ સંભળાયો,

" સઘળા બનાવો અને હકીકત લક્ષમાં લેતાં કોર્ટ બંધવાને અઢાર માસનાં આસાન કેદનો હુકમ કરે છે. "

આજાયબીના ઉદગાર ચોમેરથી સંભળાવા લાગ્યા કોર્ટમાંનાં દરેક અજાયબીમાં ગરક થઇ ગયાં. મારી આંતરડાંને તેમાં મુખ્યત્વે કરીને પરદેશનાં ' પેપરો ' ના રિપોર્ટરોને અજાયબીમાં ડોકતા મેં સાંભળ્યા. પ્રત્યેક આસામી સાત વરસનાં દેશ નિકાલની શિક્ષા થવાની વકકી રાખતું હતું તેને બદલે અઢાર માસનું આસન કેદખાનું ઠર્યું તે જાણે તેઓની વચમાં ગરમ છાંટનો બૉમ ફુટયો હોય તેવું થઇ ગયું. પણ એમ શા કારણે ?

### કેદખાનું.

પહેલાં મને કાલટન હીલની જેલમાં એડીનબરો લઇ ગયા, અને ત્યાંથી બે અઠવાડયાં પછી ગ્લાસગોના કેદખાનામાં મને મોકલ્યો. પ્રસંગો અને સઘળી હકીકત ધ્યાનમાં લેતાં અજબ તરેહની નરમાસથી મારી તરફ વર્તવામાં આવતું હતું. જેવી રીતે મારી તપાસમાં મને કશી જોખમમાં આવ્યો હતો તેવીજ રીતે કેદખાનામાં કરવામાં આવતું હતું. મેં જોઇ લીધું કે કેદખાનાના અધીકારીઓ સ્કોચ લોકની રૂઢી મુજબ મારો ભેદ મેળવવાને વળખાં મારતા હતા. બીચારા નાહક લુહાર વાડે સોય વેચતા હતા.

મને કેદ પડયાને પાંચ અઠવાડયાં વીતા કેડે કેદખાનાનાં ગવર્નરની ઓફીસમાં એક દીને લઇ જવામાં આવ્યો. ઓરડામાં દાખલ થતાં, ઘોડેસ્વાર લશ્કરી જેવા દેખાવનો એક અંગ્રેજને મેં દીઠો. એ ઘોડેસ્વાર સીપાહ બચ્ચો કોઇ અમુક રીતભાત ઉપરથી તુરત પરખાઇ આવે છે, ગવર્નરે જણાવ્યું :

" પ્રિન્સ એક અહસ્ય તને મળવા માંગે છે. "

### નવીન માંગણી.

પેલા નવા આવનારે ગવર્નર તરફ ડોક હલાવી કહયું :— " મને વાત કરતાં વાર લાગશે તમોને હુકમ મળ્યો છે ! "

" બરોબર છે, સાહેબ" ગવર્નરે જણાવ્યું, અને હમો બંને ને એકલા છોડી ચાલી ગયો. પેલો અહસ્ય ઉઠી ઉભો થઇ બોલ્યો—" ડૉકટર, મહેરબાની કરી બેસો" તે બોલ્યો.

અચબતા હું એક કેદી હોવાને લીધે ઉભોજ રહયો હતો. તે પછી તેણે ધીમેથી વાતચીત શરૂ કરી.

"એ લોક તમો સાથે કેમ વર્તે છે ?"

"એમની સામે કશી ફર્યાદ કરવાનું મને કારણ નથી."

"આમ કેદમાં રહેવાથી તમોને ત્રાસ ને કંટાળો ઉપજતો હતો હશે ?"

"સ્વભાવિક છે." એમ બોલતાં મેં ટગર ટગર તેનાં તરફ જોઇને કહ્યું.

"હું એક ફીલસુફ છું—કીસમત કીસમત કેપટન."

"ઓસ્લો" તે હસીને બોલ્યો "મને તમે કેપટનનું નામ આપ્યું તે તમે ક્યાંથી જાણ્યું ? આપણે આગળ કોઇ દિવસે મળ્યા નથી."

"નહિજી" મેં જણાવ્યું "પણ ઘણી જાતનાં મશકરી માણસો સાથે હું ઘણી વાર સમાગમમાં આવ્યો છું તેથી બ્રિટિશ ઘોડે સ્વારને તુરત પીછાણી શકું. આગળ "હુસાર્સ" માં હતા ?"

કેટલોક વખત લગી તે હસ્યા કીધો. એમ હસી હસીને તે વાત ફેરવતો ગયો. પછી એકદમ બદલાઇ જઇ તેણે મને ખુલ્લો સવાલ કીધો.

"ડાકટર, જુઓ, હમે જાણયેછ કે તમો હમારી વિરૂધ્ધ જરમનોની નોકરીમાં હતા. હમે એમ પણ જાણીએ છીએ કે તમો જર્મન જાતના નથી. તમો હમારી નોકરીમાં રહી હમારૂં કામ નહિ કરો તેનું કંઇ કારણ છે ? તેમ નહિ કરવા માટે તમોને કાંઇ ખાનગી કારણ છે ?"

"તમારા જેવાંએ તો સમજવું ઘટે છે કે, તમારા શેઠોને તમો દગો કરો તો તેના જેવું નીચ કામ આ દુન્યાંમાં બીજું છેજ નહિ. મારા સરખા ધંધામાં પડેલો માણસ એવો ખ્યાલ રાખતો નથી. હમે આંખ ઉઘાડી રાખી મોતના ડાચામાં ઝીપલાવ્યે છીએ. જો પકડાયા તો શું અવસ્થા થશે તે હમે જાણીએ છીએ. હમોને ખુલ્લાં થાય તો તેથી લબાડી કરી વિશ્વાસ ઘાતી થઇ એ ? ના, તેમ કેમ બને ?

## જર્મન દગો.

થોડો વખત લુલીક તે શખ્સ એકામનાથી મને ટીકવા લાગ્યો પછી બોલ્યો—

"તમારી તપાસ હમોએ કરી હતી તેને તમારી વાત ટેકો આપેછે હમો શું ચવાતા હતા કે, તમારા સરખી બુધ્ધિ વાળું માણસ આમ કેમ કામ કરતું હતું. તમોએ ઇંગ્લાંડમાં પગ મેલ્યો તે ઘડીથી તમારૂં કામ તમે આટોપતા રહ્યા તે અરસામાં, અલબત તમારા કેદ પકડાયા પછી જેલમાં પણ બધો વખત તમે એક પ્રકારની બેદીલી—સુસ્તી બનાવી રહયા છો. હમોને તે અજબ કરે છે છતાં હું એમ કહીશ તો ચાલશે કે તમોએ સોંપાયલા કામમાં કોઇ રીતે જુસ્સો બતાવ્યોજ નથી. હમે એવું ધાર્યે છીએ કે જો તમે ચાહતે તો ઘણું કામ બજાવી શકતે। તમોને શિક્ષા ઘણી નરમાસથી કરવામાં આવી તેથી તમોને કંઇ અજાયબી લાગી વારૂં ?"

હું હસ્યો.

"મને કોઇ વાત કે કામ અજાયબ કરે નહિ, કેપટન." મેં કહ્યું. તેની હવે છબ વધુ લાગણી ભરી–વધુ સત્ય ભાવ વાળી થઇ.

"એમ ધારો કે' તેણે જણાવ્યું 'કે તમારા શેઠોએ પુખ્ત વિચાર કરી જાણી જોઇ તમોને એમ પકડવાનું પગલું ભર્યું છે તે હમે તમોને દેખાડી આપ્યે—સાબીત કરી આપ્યે—તો પછી શું ?'

એથી પણ હું ચમક્યો નહિ. મને એ ખ્યાલ પહેલેથીજ આવ્યો હતો. તેથીજ હું એવી શાંતીથી સરળ રીતે ચાલ્યા કીધો હતો. એજ વિચારે, ઇગ્લાંડમાં જે જે કામ કરવાની મને તક મળી હતી તે તે સઘળાંજ મેં પૂરેપુરા કીધાં ન હતાં.

"જો તેમ સાબીત થાય તો તમો સાથે સાદું કરવા સેવક તૈયાર છે." મેં ગંભીર બનતાં જણાવ્યું. "પણ હું જયાં લુલીક મારી બારીને

ખાડા સળીયા જોઉં ત્યાં સુધી હું બગાર બેઠરો છું અને મારી આંખે દેખાતું નથી.'

કેપ્ટન હસીને બોલ્યો,

"ઠીક છે, ડૉક્ટર, હું તમોને પાછો મળવા આવીશ"

"તમે તેમ કરશોજ, મને ખાત્રી છે. પણ મહેરબાની કરીને એટલું પૂરે પુરું ધ્યાનમાં રાખજો, હું આ સળીયાની પાછળ હોઉં ત્યાં સુધી કે તમારી મેહેનત ફોકટ છે."

"તે માટે મારા ઉપર ભરોસો રાખો."

હમો બન્ને "શેકહેન્ડ" કરી છુટા પડયા.

## અચુક સાબેતી

પાછો મને મારી કોટડીમાં લઇ ગયા. હું ખુલ્લા દિલે કબુલ કરું છું કે બે ત્રણ રાત મને ઉંઘ નહિ આવી. અદાલતમાં મારી તપાસ ચાલી તે અરસામાં તેમજ જેલમાં મેં બહારનો બેદરકાર દેખાવ ધારણ કીધો હતો—અને તેવા ઢોંગે વર્તયો હતો. પ્રસંગ આવવે જેમ હું કેપ્ટન રૂબરૂ ટકો રહયો તેમ રહી શકું છું—પણ તેથી મારા ઉપર દબાણ ઘણું થતું હતું. એ દબાણની અસર મારી તબ્યત ઉપર થઇ એ પછીનાં દહાડાઓ મેં ગભરાટ અને બેચેનીમાં કાઢયા. હું ચિંતાતુર રાતો કેદખાનામાં પસાર કરવા લાગ્યો. પણ મારી વકકી મુજબ બીજે અઠવાડયે તે કેપ્ટન પાછો મારી આગળ આવ્યો. આ વેળા રાત પડી ગઇ હતી અને સઘળા કેદીઓ ઓરડીમાં હતા.

"કેમ, ડોકટર, હું કાંઇ ચોકકસ તમોને સુચવવા આવ્યો છું. હમોને તમે ઉપયોગનાં થઇ પડશો. તમોને હજી ઘણાં મહીના કેદમાં ગુજારવાના રહયા છે. એ થોડા મહીનાનો વખત હમારી સર્વીસમાં રહેશો? કોલકરાર પાછળથી થશે? મારી પાસ સાબેતીઓ તમોને આપવાની તૈયાર છે કે તમોને જાણી જોઇને ખસેડવામાં આવ્યા છે. તમારા શેઠ-જર્મન સરકારે તમોને જાણી જોઇને સંકટમાં લાવી મુકયા છે."

બીજી પળે તેણે પૂરાવાથી મારી ખાતર જમા કીધી. જર્મનીની એટલી બધી બાતમીથી હું જાણીતો થઇ ગયો હતો કે હવે મારો કાંટો કાઢવાનું તેમને ઠીક લાગ્યું તેથી એવી રીતે મને સપડાવાનો પ્રપંચ રચ્યો કે મને તેમના પર વ્હેમ નહિ જાય, અથવા હું એ લોકનું ભોપાળું બહાર નહિ પાડું અને સાત વર્ષ વેર, કે પછી પોતાની તમામ યુકિતઓ સફળ થાય કે નિષ્ફળ થાયે ત્યાં સુધી મારું મોંહ ચુપ રહે.

".તમો શી રીતે કામ કરશો તે બાબે કાંઇ સુચવશો?" મને સવાલ થયો.

"મારે લેશમાત્ર પણ જો તમારા ઉપયોગમાં આવવુ હોય તો મારા છુટકારા વિષે કોઇએ જ જાણવું ન જોઇએ. જુઓ આ મારી સુચના છે. એ કરવાનું કામ તમારું છે. એડીનબરોમાં એવીજ છાપ લોકોના મન ઉપર બેઠી છે કે, મારી તંદરૂસ્તી સારી નથી. એવુંજ જેલમાં પણ લોકો માને છે, એજ વાત ઉપર અમલ કરવાનું તમોને સેહેલ પડશે એજ બહાનું લઇ તમે મને બીજે કેદખાને મોકલી દેતા હોવો તેવું ડોળ ઘાલજો અને તેને બદલે મને તમોએ ગમે ત્યાં મોકલવો."

'હા,—હા; બરોબર એ વાત મારા વિચારને મળતી આવે છે" તેણે જણાવ્યું. થોડા વારમાં તે ચાલી ગયો અને હું પાછો મારી કોટડીમાં ગયો

## છુટયો.

બીજે દીને સહવારે સાડાપાંચ વાગતે મને-એક અમલદારે આવી ઉંઘમાંથી બેદાર કીધો. તે એકલો હતો, વારડરો કોઇ દેખાતા ન હતા. તે અમલદારના ઓરડામાં મારાં કપડાં, સામાન વગેરે ગોઠવેલો હતો. મેં કપડાં પહેરી લીધાં અને ભાડુતી ગાડી કરીને હમો સ્ટેશન ઉપર હંકારી

ગયા. તે વખતમાં ઘણા થોડા લોક બહાર નીકળેલા હતા, અને ઓળખાણ આવવાની બહીક નહિ હતી. ત્યાંથી લંડન ગયા ...સ્ટેશન પર કેપ્ટન હમોને મળ્યો. અમે ખાનગી વેઇટીંગ રૂમમાં ગયા. જ્યાં પેલા અમલદારને એક કાગળ ઉપર સહી કરી આપી. પછી કેપટને મને નાણાં અને સુમના સાયનું એક કાગળ આપ્યું અને ચાલ્યો ગયો. હું એકલો, છુટો હતો. હું ચાહતે તો ત્યાંને ત્યાંથીજ પોબારા માપી જતે. દેખાઇતું હતું કે અંગ્રેજ સરકારનો મારા ઉપર પૂર્ણ ભરોસો હતો. પહેલાં તો હું એક હોટેલમાં ઉતર્યો. મારા ઓરડામાં જઇ કાગળ ખોલી જોતાં અંદરથી દસ પાઉન્ડ નીકળ્યા અને નીચલી ચીઠ્ઠી હતી.

"આવતી કાલે સહવારે દસ વાગે મે ફેર માં...નંબરને ટેલીફોન કરજો."

સફર

ત્યાં જઇને મેં ટેલીફોન કીધો ભુંગળું પકડી રાખવાનો મને હુકમ મળ્યો. કેપટને ત્યાંથી જવાબ વાળ્યો કે બપોરે એક વાગતે ઇમપીરીઅલ હોટેલમાં....સાહેબ મારી સાથે ખાણું લેવા આવશે. હું ત્યાં ગયો એટલે બીજા એક ગ્રહસ્થ સાથે ઓળખાણ પડી, તે પણ અંગ્રેજ જાસુસોમાંનો હતો એમ મેં સહેલાઇથી જાણ્યું. મને તે ગ્રહસ્થે ખબર આપી કે સાંજે કેપટન સાથે ગાડીમાં ડાઉનીંગ સ્ટ્રીટ તરફ જવાનું છે. રાજ્યના વડા તમોને મળવા માગે છે. તે મુલાકાત થઇ, પણ ત્યાં શું શું બન્યું તે કહેવાનું મારૂં કામ નથી. એટલુંજ બસ છે કે થોડા દીવસમાં બ્રિટિશ જાસુસી ખાતામાં હું જોડાયેલું છું અને ત્યાંથી તેને લગતા કામ ઉપર ગયો છું. મને તે ખાતેની અપાયલા હુકમો મુજબ અમેરિકા જવું પડ્યું છે કે ત્યાં હું હમણાં છું અને મારૂં બનતું કરી રહયો છું.'

આવતા અંકમાં બહેન રૂપાંબાઇ રખાડીની કલમથી લખાયલો આવોજ એક બીજો અતિ હાસિક અગાયતા ધરાવતો વિષય આવશે.

# પતેતી અંકો.

## અને

## રિવ્યુ

આ પુરાણાં રમુજી માસિકે આ વેળા અજબ ઠઠેરો કર્યો છે. પોતાના કદમાં આ ખાસ અંક માટે જોઇતો ફેરફાર કરી કવિ ફોટોગ્રાફર તારા પોરવાળાના સુખી સંસારના ચિત્રોની દીલકશ હારમાળા આપી છે. કવરપરનું ચિત્ર ફાંકડું છે તથા તેનો ચિતાર દીલકશ છે. કશુંએ ઓમદું ઘીમદું ન કરતાં ગપસપજી આ વખતે "આહ" ના ઉદગાર કઢાવી શકયા છે. લખાનોની ચુંટણી ઘણીજ ચુંટી ચુંટીને કરેલી છે. ચિત્રો સાથની વાર્તાઓ પણ આકર્ષક છે. ગપસપને છાજતાં લખાનોનો મોટો સંગ્રહ છે તથા, દરેકને બંધ બેસતાં ચિત્રો છે. પુરાણાં ગપસપના પતેતી નંબરોમાં આ અંક આગળ મુકી શકાશે, આવો સુંદર પ્રગટ કરવો એ કાંઇ ખાવાનો લાડવો નથી. તે માટે હગો તેના કાબેલ અધિપતિ ભાઇ ફીરોજશાહ જહાંગીર મરઝબાન એમ એ.ને ખરાં જીગરથી શાબાશી આપીશુ. આ અંકમાં જાહેર ખબરવાળાઓએ દરોરોજ પાડેલો લાગે છે.

કાગસોંગ.

ભાઇ દીનશાહ એ. કરકરયાના અધિપતિ પણા હેઠળ નીકળતું આ માસિક પણ સુંદર લેબાસમાં નવાં વર્ષનો અંક રાબેતા મુજબ કાઢી નીકળ્યું છે. ટાઇટલપરનો બુચો બાવાની પાઘડીમા ઠીક ખીલી રહયો છે. અંદરનાં તારાપોરવાળા સીરીઝને લગતાં ચિત્રો સુંદર છે તથા કસ્તી વણવાનું ચિક્ષણ લેતી બુચી ખુબ ઠેરામાં છે. લખાનોની ચુંટણી પણ ઘણી સારી છે. ટુંકી વાર્તાઓ તથા રમુજી ટુચકો સારી સંખ્યામાં પ્રગટ થયલા

છે. ઢોગ–સોગે પોતાના નામ પ્રમાણે, કામ કરી દરેક રીતે પોતાના વાંચકોને ખુશ કર્યા છે. આ ખાસ અંકને પણ ઠીક જાહેર ખબરો મળેલી લાગે છે. હમો ભાઇ દીનશાહને તેમના આ સહાસ માટે મુબારકબાદી આપતાં ઇચ્છીશું કે ઢોગ–સોગ તેમની દેખરેખ હેઠળ વધુ અને વધુ આબાદ થતું રહે.

## હિન્દી આરીક.

બ્હેન બાઇઆઇ પાલમકોટ એકલે હાથે પોતાનાં આ માસિકને નિયમિત પ્રગટ કરી તેને હરોળમાં લાવ્યાં છે. હિંદી આરીકના પતેતી અંકો લખાનોની બાબતમાં ખરેજ ટીપ–ટૉપ હોય છે. કદી પણ નહિ લખતા જાણીતા આગેવાનોના લેખો એ બ્હેન મેળવી શકે છે. બેશક આ સાહેબ બ્હેનબાઇ આઇનો સ્તુતી પાત્ર સહાસ જોતાં તેમને યોગ્ય ઉતેજન આપે છે. સર જમશેદજી જીજીભાઇ, સર ચંદ્રાનરકર લેડી લક્ષ્મીબાઇ, જસ્ટીસ બીમન, રે૦ ડા૦ મેકીકન, શેઠ હોરમજી એડનવાળા, મીસીસ સરોજની નાઇડુ, મીસીસી અલી અકબર ડાકટર મોદી, મીસ હોગ, ડા૦ કુક, મી૦ ત્રીબકરાય દેસાઇ બેરીસ્ટર વગેરે વગેરેના લેખો ગુજરાતી તથા અંગ્રેજીમાં પ્રગટ થયલા છે. અંકને અનુસરતાં ચિત્રો સુંદર રીતે છાપેલાં સારી સંખ્યામાં આપેલાં છે. વાર્તાઓથી આ અંક ન ભરતાં વિધ વિધ લખાનો સારાં છે. હમો બ્હેન બાઇઆઇના આ સહાસમાં દરેક ફતેહ ઇચ્છીએ છીએ. બેશક એકલે હાથે એક બાનુ આવા સુંદર અંકો પ્રગટ કરવાને શકિતવાન થાય છે એ કાંઇ જેવું તેવું કામ નથી.

## ફુરસદ

જુનું, પુરાણું ફુરસદ આ વેળા પોતાનો રંગ બદલી નીકલ્યું છે ને આર્ટ પેપરનાં કવરમાં શોભી રહયું છે. રાબેતા મુજબ અધિપતિને માલેક મી૦ બમનજી કાબરાજીએ આ અંકને ડબલ અંક બનાવ્યો છે ને પોતાના સુંદર લેખોથી ભરચક કર્યો છે. બેહરા બેહલા કાકાનો મી૦ કાબરાજીનો આગળ લખેલો ફારસ ફરી પાછો આ અંકમાં પ્રગટ થયો છે, તે ખરેજ મોજથી વંચાશે. ખંડાળાનો ખુરશેદની વાર્તા દીલકશ છે. ફુરસદ મી૦ કાબરાજીની સુંદર કલમથી લોકપ્રિય છે. હમો એ બાઇને હર્ષિત જીગરે દરેક ફતેહ ઇચ્છીએ છીએ.

## માસિક મિત્ર.

નવાં વર્ષનો આ બાહબંધનો અંક પણ ઘણો સારો છે. લખાનોનો મોટો સંગ્રહ છે. અંગ્રેજી ઉપરાંત ગુજરાતી લેખો પણ સારા છે. વાર્તાને રમુજના વિભાગમાં પણ ઠીક સમાવેશ થયલો છે. ખાસ અંકનું ચિત્ર જાણીતા આર્ટીસ્ટનું હોઇ સુંદર છે. બીજાં વધુ ચિત્રો ન મુકતાં લખાનોનો જથો મોટો મુકેલો છે તે પણ ખરેજ પસંદ કરવા જોગ છે. ભાઇબંધ માસિક મિત્રને પણ હમો દરેક ફતેહ ઇચ્છી શુ.

## નવરંગ.

આ વળી નવો ભાઇબંધ પારસી નવાં વર્ષથી પોતાની જીંદગીની શરૂઆત કરી ચુકયો છે. પહેલા અંકમાં ઘણા જાણીતા લેખકોના લેખ છે તથા અધિપતિએ છુટા હાથે પોતાના ખીસામાં હાથ નાંખવા કબુલાત આપેલી છે. જે નેમ ઉદ્દેશી આ માસિક પ્રગટ થવા માંડયું છે તે નેમ પાર પડી તે લાંબી જીંદગી જોવા પામે એવું હમો ખરાં જીગરથી ઇચ્છી તેને દર્ભેર આવકાર આપીશું. માસિકનું લવાજમ રૂપ્યા ત્રણ છે.

# બસ, હું તો છું મારા ખોદાને હસ્તક!

(નામાંકિત નાટકકાર, સર હેનરી અરવીંગને માટે એવી ખબર પ્રગટ થઇ હતી કે, મરતી વેળા તેને મોઢેથી "તારે હસ્તક, ખોદા, તારે હસ્તક" એવા શબ્દો નીકળ્યા હતા, તે ઉપરથી આ કવિતા જોડાઇ હતી.)

"તારે હસ્તક, ખોદા, તારે હસ્તક!" આ જાનને જીગર, માથું ને મસ્તક
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, આ વિચાર ને આચાર, અવાજ ને હલક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, મુજ કીર્તિ ને કાર્ય, જોક ને જલક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, મુજ ભડોલને ભરમ, એકટિંગ ને નાટક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, જમાના ને જેહાન, જાનદાર ને ખલક
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, આકાશને ધરતી, ફલક ને મલક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તારેથીજ કીર્તિ, કૌવત ને રજક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તુંજ મારો પીતા, તુંજ માતા રક્ષક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તુંજ મારો રાહબર, તું મારો રક્ષક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તું મારો ચાંદો, હું તારો ચાતક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, હું આશક પતંગ, તું નુરનો દીપક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તું મારી માશુક, હું તારો આશક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તુંજ સાંજન મીઠું, બીજું વાત એકબક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, કુલ સુખના કરતાં, તારૂં દુઃખ બરદ્દક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, જો નહી તો હું ફનાની સીહાઇમાં ગરક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, એજ મારો અંતની ઘડીનો સબક.
તારે હસ્તક, ખોદા, તારે હસ્તક, તારે હસ્તક, ઓ પીતા! આ હક!

ખુરશેદ.

# "દુખ / તે શું—ને સુખ, તે શું." ?

લખનાર "હરમીસ"



ભરો આંટા આ સૃષ્ટિપર—જુવો, જોશો તો સુખજ છે
ન સુખ માનો—ન માનો તો—તમો જોશો, ત્યાં દુખજ છે.
ભલે લઈ બાગ-ભલાઇ દેખો—તો તેમાં પણ ત્યાં સુખજ છે.
અરે તેમાં બુરાઇ ધારો—તો ત્યાંથી તમને દુખજ છે.
રોકો અશ્રુ, દયાને હાથ—ને માનો તો, ત્યાં સુખજ છે.
નથી દયા જો તેમ કરવા—તો ત્યાંથી તમને દુખજ છે.
બજાવી સુરની બાંસુલી—બહેલાવો દીલ તો સુખજ છે.
જૂઠી બાને, જો ન ભાવે—પછી ત્યારે તો દુખજ છે.
નરમ શ્વાસો નમી ચાલો—તેમાં તમને તો સુખજ છે.
ભલે લૂંડી ધરો તમ રાહ—તો, ત્યાં, તો, તમને દુખજ છે.
નથી ઇચ્છા તમારી કાંઇ—તો તે હાલે તો સુખજ છે.
મેળવવા તે ગમે ઉછળો—તો વેઠો, ત્યાં, તો દુખજ છે.
કશાનો મેલ, જો ન રાખો—પછે તમને તો સુખજ છે.
મુંજાઇ મુજવનમા તમ મહાલો—તો, ત્યાં, તો તમને દુખજ છે.
સ્વાર્થતણી ન હોય વાસના—પછી ત્યાં તો બહુ સુખજ છે.
પછે, શાને, તુંને દુખ રે—જ્યાં જોશો, ત્યાં બસ સુખજ છે.
ઘડીએ સુખ—સદીએ સુખ—હર હાલે ને—કાળે સુખ
હરિમાં ચિત્ત સમાવ્યુ તો—હર સ્થાને બસ સુખજ સુખ !

# મેહુલાનાં મનામણાં.



(જરા કહે દો સાંવરિયાસે આયા કરે: એ ગીતનો ઢાળ)

સખિ! જેને મેહુલિયો તલસાવ્યા કરે ?
તલસાવી કાળજડાં કરમાવ્યા કરે:
રેલી રસામૃત–
રસિયાજી રાજ એ–
રંજનને રાસ જગ રિઝાવ્યા કરે:
રિઝાવે તે આજ કાં રિબાવ્યા કરે ?
હૈયે હાય વરાળ, દુકાળનાં દુઃખ દોહ્યલાં:
એવે દીન દયાળ મેહુલિયો મહારાજ એક !
અન્ધાર વસ્ત્ર ઓઢી
પવનને વિમાન ડોલી
અંતર વેણું ગજવી ઝબૂક્યા કરે:
ઝબૂકે તે આજ કાં ન વરસ્યા કરે ?

**લલિત.**

# ધન્ય ધન્ય ઘડી આજની.

(ગીત)

ધન્ય ધન્યરે ઘડી આજની,
સુખકારી, અઘહારી.
લાગે સકળ જનને સુધાસમી.
ઝીણીઝીણી ઝીણીઝીણી વસરતી,
આ શી ? રમતીરે, જળધારા આંકાશથી,
નિરખી કનક કળશ, ઝમકત-સોનેરી;
સખી જાણી આનંદની રેલ આ.
હેરે જનનના આ મન,
દીપ ઝળક ઝળક ઝળકે, જાણે ઉગ્યા સુરેસ શીરે વસા.
ઝરમર ઝરે રસરેલા, સરસ સુગંધી વરી,
ગણગણ ગણગણે, વન ઉપવન પરમ ભ્રમરેશા ?
સમર લહર સરસ; ફરફર ફરકતી,
મનરે નિશદીન રસ રેલ,
આનંદના એલી મચી રહી, સકળ
જનના, મન, હરખે, આરે, ઘડી.

(દોહરો)

જન મન રંજનની ઘડી, હરેક જન હરખાય,
ધન્ય ધન્ય ઘડી આજની, ગીત મંગળ મુખ ગાય

શીંબડી — કવિ ભવાનીશંકર નરસિંહરામ.

# "ઓરત"

## મોહબ્બત અને મરવતનું એક મંદર.

મી૦ બ૦ ન૦ કાબરાજીની રસીલી કલમથી લખાયલી છે. અને તે પટેતાપર ખરસપરસુ ભેટ આપી શકાય એવી તેમા ગોઠવણ રાખવામા આવી છે. સાલ મુબારકનું તેમાં સુનેરી નામ આવશે ટુકમા આ વાર્તા વાચનારને જોતાંજ ગમી જાય એર સરસ રીતે બનાવવામાં આવશે. વાર્તાની ચોપડીની કીમત રૂ. ૧ાા અને વી૦ પી૦ પોસ્ટેજ ૨ આના જુદા રાખવામા આવ્યા છે.

મેનેજર

ઢોંગ-ધતીંગ આફીસ મુંબઇ.

# એક નવિન યોજના.

આજકાલ સસ્તાં વાંચન તરફ પ્રજા વધુ ખેંચાય છે તે કારણે ગુલશન ને વધુ ખીલવવા નીચલો લાભ આપવામાં આવનાર છે.

નીચલાં પાંચ પુસ્તકો સાથે ગુલશન મુફત મળે એવી આ યોજના છે ભાગલ્યાની વાર્તાઓ માટે વધુ સીફારસ કરવાની જરૂરજ નથી.

## ભાગલ્યાના પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧. રામતાનનો સાથી | | કિમત | રૂ૦ ૧-૧૨-૦ |
| ૨. લુપીનની લાહેરી | | " | રૂ૦ ૧-૧૨-૦ |
| ૩-૫. ભાગલ્યા માળા નંબર ૧-૨-૩ | | " | રૂ૦ ૨—૮-૦ |
| ૬. ગુલશન. | વાર્ષિક | લવાજમ | રૂ૦ ૩-૧૪-૦ |
| | | | રૂ૦ ૯-૧૪-૦ |

### ફક્ત રૂપીઆ પાંચ અને આઠ આનામાં

### પાંચ પુસ્તકો અને ગુલશન.

આપવામાં આવશે.

આવો લાભ ક્વચિતજ અપાય છે માટે તાકીદ લખો. સ્ટોકમાં પુસ્તકો હશે ત્યાં સુધીકજ તેમ થશે.

મેનેજર—ગુલશન,
નવસારી.

ક્રમણુજ તૈયાર થઇ, બાહેર પડશે છે.

## (દવા વગરનો ડાકટર—ભાગ ૨ જો)

# અપવાસ. અથવા

મનુષ્યને થતા દરદોનું જડમુળ કાઢી શરીરને રોગરહિત અને પવિત્ર

કરવાનો—એકલો ખરો

# કુદરતી ઇલાજ.

અપવાસની ઉત્પતી તથા ઇતિહાસ—તે કેમ, ક્યારે અને કેટલો કરવો તેની વિધ્યાનુસાર (સાયન્ટીફીક સમજણ: અમેરીકા જેવો સહુથી આગળ વધેલા દેશમાં તેનો થયેલો બહોળો પ્રસાર—અનેકે કરી આવ્યા) સેના જાતી અનુભવો તથા જાણવા લાયક અપવાસના હેવાલો (ચીત્રો સાથે) ૩૫૦ પેજ કીમત રૂપીયા ૨

અમેરીકાના જગ પ્રસિધ્ધ

બરનાર મેકફેડનની નવી "ફીઝકલ્ટરોપથી" નાં અભ્યાસ તથા અંગત અનુભવથી મેળવેલા જ્ઞાનનો સંવાદ ચાલુ દુ:ખથી પીડાતા મનુષ્યોના લાભ માટે

પ્રગટ કર્તા—બે. પી. માદન. હેલ્થહોમ—સાંટાક્રુઝ

હેલ્થ ફાયર ડીપો—તથા નેચરક્યોર સેનીટોરીઅમ, અને કુદરતી ઉપાયોના પુસ્તકો કાઢનાર—

## જીવન શકિતનું બંધારણ—કીં. રૂ ૧—૮—૦

હવે થોડીકજ નકલો બાકી રહી છે.

નાના ચોપાનીયા—કબજીયાત ક્ષય રોગ—દુધનો ખોરાક તથા ઘરમાં કરવાની સાદી કસરતોના નકશા—સમજણ સાથે તનદોરસ્તી જાળવવાના ખોરાકો. ઓજારો—જેવા કે પોસ્તમ કાફી આમના ખોરાક તમામ કબજીયાતની દવાઇ—ખોરાકો મસાજ કોબરો વગેરે વગેરે મળશે—પ્રાઇસ માટે લખી મંગાવો.

# ડીટેકટીવ નોવેલોનો શોખ છે ને?

## તો પછી ભાગલ્યાના શાહુચોરને તમે વાંચ્યો છે?

અકેક કરતાં સરસ સીરીઝ જરૂર જુઓ.

| | | | |
|---|---|---|---|
| ૧. શાહુચોર | કિંમત | રૂ. | ૨- ૮-૦ |
| ૨. શયતાનનો સાથી | ,, | ,, | ૨- ૦-૦ |
| ૩. લુપીનની લાહેરી | ,, | ,, | ૧-૧૨-૦ |
| ૪. દોલતે હુન્યા | ,, | ,, | ૧- ૮-૦ |
| | | | ૭-૧૨-૦ |

આ ચાર વાર્તાઓનો સેટ જરૂર રાખજો. સામટી લેનારને સવા છ રૂપ્યા. પોસ્ટેજ જુદું.

**અસાધારણ તક છે.**

લખો—મેનેજર, ગુલશન—*નવસારી.*